# બુદ્ધિપ્રકાશ

## ત્રૈમાસિક

ગુજરાત વર્નાક્યુલર સોસાયટી ( અમદાવાદ ) તરફથી તંત્રી અને પ્રકાશક
રસિકલાલ છો. પરીખ

વર્ષ ૯૦મું : અંક પહેલો ] જાન્યુઆરી–માર્ચ ૧૯૪૩ [ વાર્ષિક ૧-૮ : છુટક ૦-૮-૦

## અનુક્રમ

## સ્વર્ગસ્થ સપ્રે સ્મારક ઇનામી નિબંધ

**"પ્રાથમિક શિક્ષણમાં આંકનો ઉપયોગ અને તે શિખવવાની પદ્ધતિ"** એ વિષય પર ૨૫૦ થી ૩૦૦ લીટીનો હરીફાઈથી નિબંધ લખાવવાનો નિર્ણય થયો છે, અને **તે હરીફાઈમાં માત્ર પ્રેમચંદ રાયચંદ ટ્રેનિંગ કોલેજમાં ભણતા અથવા તેમાંથી છેલ્લા . . વર્ષમાં પસાર થયેલા ઉતરી શકશે.** વાસ્તે આથી જણાવવામાં આવે છે કે જેઓ આ ઇનામ માટે હરીફાઈમાં ઉતરવા ઇચ્છતા હોય તેમણે પોતાનો નિબંધ **તા. ૩૦મી એપ્રિલ ૧૯૪૩** સુધીમાં ઑન. સેક્રેટરી, ગુજરાત વર્નાક્યુલર સોસાયટી, ભદ્ર, અમદાવાદ, એ સરનામે લખી મોકલી આપવો. જે ઉમેદવારનો નિબંધ કારોબારી સમિતિને ઉત્તમ જણાશે તેને સ્વર્ગસ્થ સપ્રે ઇનામ રૂ. ૭૫ નું આપવામાં આવશે.

## સ્વર્ગસ્થ કમળાશંકર ત્રિવેદી સ્મારક ઇનામી નિબંધ

સોસાયટીએ "પ્રાથમિક શાળામાં ઇતિહાસનું શિક્ષણ" એ વિષય પર ૪૦૦ થી ૫૦૦ લીટીનો હરીફાઈથી ઇનામી નિબંધ લખાવવાનો ઠરાવ કર્યો છે અને **તે હરીફાઈમાં માત્ર ટ્રેઇન્ડ સિનિયર સ્કૉલરો ઉતરી શકશે.** વાસ્તે આ જાહેરખબરથી સર્વે ટ્રેઇન્ડ સિનિયર શિક્ષકોને જણાવવામાં આવે છે કે જેઓ આ ઇનામ માટે હરિફાઈમાં ઉતરવા ઇચ્છતા હોય તેમણે પોતાનો નિબંધ તા. **૩૦મી એપ્રિલ ૧૯૪૩ સુધીમાં ઑન. સેક્રેટરી, ગુજરાત વર્નાક્યુલર સોસાયટી, ભદ્ર, અમદાવાદ,** એ સરનામે લખી મોકલી આપવો. જે ઉમેદવારનો નિબંધ કારોબારી સમિતિને ઉત્તમ જણાશે તેને સદરહુ ઇનામ રૂ. ૪૦નું આપવામાં આવશે.

### બન્ને નિબંધો માટે નિયમો

(૧) નિબંધ ફુલસ્કેપ કાગળની એક બાજુએ ચોખ્ખા અક્ષરે લખવો.

(૨) ઉમેદવારે પોતાનું નામ નહિ લખતાં માત્ર સંજ્ઞા વાપરવી અને પોતાનું નામ અને સરનામું એક જુદા બંધ પરબીડિયામાં લખી મોકલવું, અને તે પરબીડિયા પર નિબંધમાં વાપરેલી સંજ્ઞા લખવી.

## રા. બ. રણછોડલાલ છોટાલાલ ભાષણ ઇનામ રૂ. ૫૦

ગુજરાત વર્નાક્યુલર સોસાયટી હસ્તકના રા. બ. રણછોડલાલ છોટાલાલ ઇનામી ભાષણ ફંડ ખાતેથી **"ઘી, દૂધ, માખણ, મલાઈના તત્ત્વનો વિચાર તેમજ તેની મોંઘવારીની અછતનો વ્યવહારુ ઉકેલ"** એ વિષય પર રૂ. ૫૦ ના ઇનામથી અમદાવાદમાં એક વ્યાખ્યાન આપવાની જેમની મરજી હોય તેમણે તા. **૩૦મી એપ્રિલ ૧૯૪૩ સુધીમાં** તે વિષયની અનુક્રમણિકા સાથે ઑન. સેક્રેટરી, ગુજરાત વર્નાક્યુલર સોસાયટી, ભદ્ર, અમદાવાદ, ને લખી જણાવવું. ભાષણ અપાયા પછી તે સંબંધી સર્વ પ્રકારના હક્ક આ સોસાયટીને રહેશે.

ભાષણ માટે જેમને પસંદ કરવામાં આવશે, તેમને ભાષણની તારીખ મુકરર કરીને આખું ભાષણ લખી મોકલવા જણાવવામાં આવશે.

પો. બો. નં. ૨૩,
અમદાવાદ
તા. ૧૬-૧૨-૪૨

**વિદ્યાબહેન ર. નીલકંઠ**
ઑન. સેક્રેટરી, ગુજરાત વર્નાક્યુલર સોસાયટી.

---

મુદ્રક : મણિલાલ કલ્યાણદાસ પટેલ, ધી સૂર્યપ્રકાશ પ્રિન્ટિંગ પ્રેસ,
ઠે. પાંચકૂવા દરવાજા બહાર, ફુવારા સામે—**અમદાવાદ**.

बुद्धिप्रकाश
Buddhiprakash

पुस्तक ९० मुं ] जानेवारी–मार्च : १९४३ [ अंक १

સ્વ. નાથાશંકર પૂજાશંકર શાસ્ત્રીનું

# જીવનચરિત

( પુ. ૮૯, અંક ૩, પૃ. ૨૧૨ થી ચાલુ )

લેખક : **શ્રી. ભીખાભાઈ શિવરામ શુક્લ**

**શંકા-સમાધાન**

**"પ્રાચીન કાવ્યમાળા"**ના પ્રેમાનંદ અને વલ્લભના ગ્રંથો માટે એમનું મિત્રમંડળ પણ શંકાની દૃષ્ટિએ જોતું હતું, તો બીજા સાક્ષરો જુએ એમાં નવાઈ શી? શાસ્ત્રી ચાર ચોપડી ગુજરાતી ને બે ચોપડી અંગ્રેજી ભણેલા તે આવા ગ્રંથો લખી શકે નહિ, એમ એમના મિત્રમંડળમાં ચર્ચા થતી. અને સાક્ષરવર્ગમાં પ્રેમાનંદના બીજા ગ્રંથો પ્રસિદ્ધિમાં આવ્યા છે, તો આવા ઉત્તમ ગ્રંથો–કાવ્યો—કેમ પ્રસિદ્ધિમાં નહિ આવ્યાં હોય? આજ જ શી રીતે આવ્યાં? એમ શંકાની દૃષ્ટિએ જોતા.

**એમની હયાતીમાં એક દિવસ મને શાસ્ત્રી કયા પુસ્તક ઉપરથી લખે છે એ જાણવાની ઇચ્છા થઈ. શાસ્ત્રી બહાર ગયા હતા તે વખતે મેં એમના ત્રીજે માળે જઈ એમનું ટેબલ ઉઘાડી જોયું તો તેમાં મહાભારતના ઉતારા કરેલી પેન્સિલથી લખેલી એક નોટ, બે ચાર કોરા કાગળ ને એક પેન્સિલ હતાં. તે વખતે પ્રેમાનંદકૃત અષ્ટાવક્રાખ્યાન લખાતું હતું.** બીજે દિવસે મને કહ્યું: "આપણા ઘરમાં પ્રાચીન પુસ્તકો ઘણાં છે. તેમાં તમે પણ આણી આપેલાં છે. તેમાંથી તમને યોગ્ય લાગે તે પુસ્તક તમો ઉતારો અને તમારા નામે છપાવો. એક હજાર કોપી છપાવો ને વેચો. બસોક રૂપિયા મળશે." મેં કહ્યું: "આ બધાં પુસ્તકો મારાં જ છપાય છેને? કેમ એમ કહો છો?" તો શાસ્ત્રી કહે: "તમે મારું ટેબલ શા માટે ઉઘાડ્યું હતું? **હું ચાર ચોપડી ગુજરાતી ભણેલો તેને પચાસ રૂપિયા પગાર મળે છે તેની ઈર્ષ્યા આવે છે કે શું?"** મેં કહ્યું: "ખરી વાત છે. અસલ પુસ્તક જોવા માટે મેં ટેબલ ઉઘાડ્યું હતું. હવેથી તેમ નહિ કરું. . . . . પણ તમે શી રીતે જાણ્યું?" ત્યારે કહ્યું 'કે એ તો જણાય જ.' એવી રીતે શાસ્ત્રીમાં છાની વાત પણ જાણવાની વિચક્ષણ બુદ્ધિ હતી. મેં પણ ત્યાર પછી એમનાં પુસ્તકોના લખાણની બાબતમાં શંકાશીલ થઈ તપાસ કરવાનું કે જોવાનું કામ છોડી દીધું હતું.

એક વખત "માર્કંડેયપુરાણ" છપાતું હતું  તે વખત તેનું વિવેચન કરતા છોટાલાલ માસ્તર કહે "આજ તમોને પકડયા છે. મે જે ભાષાન્તર કર્યું છે તેમાં જે શ્લોકમાં મે ભૂલ કરી છે તે જ શ્લોકમાં તેવી ભૂલ પ્રેમાનંદ કવિએ પણ કરી માટે તમો મારા કરેલા ભાષાન્તર ઉપરથી જ લખો છો તેમ જ 'મદાલસા આખ્યાન'ની કૃતિ અને આ કૃતિમાં પણ ફેર છે" શાસ્ત્રી કહે "પ્રેમાનંદ પણ મનુષ્યજ છે તેની પણ ભૂલ થાય એ શ્લોક કયો તે બતાવો જોઈએ." માસ્તરે સંસ્કૃત "માર્કંડેયપુરાણ" કાઢી તે શ્લોક બતાવ્યો, તેનો અર્થ કરી બતાવ્યો કે, "અહી આમ લખવુ જોઈતુ હતુ તે મે ભૂલથી આવી રીતે લખ્યુ છે માટે તમો મારા ભાષાન્તર ઉપરથી જ લખો છો" શાસ્ત્રી કહે "તમો કંઈ પણ શંકા ન લાવતાં વિવેચન લખ્યા જ જાઓ તમો ને હુ નહિ હોઈએ ત્યારે એ પુસ્તકોનું અને આપણુ જગત ગુણગાન કરશે" એમ કહી શાન્ત કર્યા હતા

તે શ્લોકની એ કડી છાપતી વખતે શાસ્ત્રીએ સુધારેલી લીધી હતી

"આ પુસ્તકો તમો ક્યાથી ઉતારી લાવો છો ?" એ વાત પૂછતા પોતાના મિત્રમંડળમા ઘડિયાળી પોળમાથી લાવુ છુ એમ કહેતા, રાખને મહેતા પોળમાંથી અને બાલાનંદને મામાની પોળમાથી, અને એક વખત કેશવલાલ હ ધ્રુવ સાહેબ આવ્યા હતા તેમને આજનાડામા આ પુસ્તકોનો ભંડાર છે, એમ જુદા જુદા સ્થાન બતાવતા તેમા પણ એમની યુક્તિ જ હતી



સ્વ શ્રી અંબાશંકર બેચરભાઈ રમવૈદ્ય
જન્મ સંવત ૧૯૧૯ વૈશાખ વદિ ૧૩
અવસાન સંવત ૧૯૯૨ પોષ વદિ ૫

એક વખત હુ અને માસ્તર છાપખાનામાથી ઘેર આવતા એમની પાછળ પાછળ છૂપી રીતે એ સ્થાન જોવા ગયા હતા પણ કંઈ વળ્યુ ન હતુ

અંબાશંકર વૈદ્ય હતા તેથી ઘડિયાળી પોળમાની દરેક પોળમા દરેક ઘેર તપાસ કરી હતી, છતા કોઈ પણ મનુષ્યને ત્યાથી પુસ્તકોની ભાળ મળી ન હતી

શાસ્ત્રીના અવસાન પછી જ્યારે જ્યારે હુ તેમને મળતો ત્યારે કહેતા કે "શાસ્ત્રી વધુ જીવ્યા હોત તો સાહિત્યના ક્ષેત્રમાં ઘણો પ્રકાશ પાડત "

એક વખત હું મારા શેઠ હરિભાઈ અમીનના કામે મુબઈ ગયો હતો ' તે વખત અંબાશંકરભાઈ પણ મુબઈમા રહેતા હતા તે વખત 'મુબઈ નેશનલ મેડિકલ કોલેજ'મા આયુર્વેદ વિભાગમા તેઓ મુખ્ય અધ્યાપકનુ કામ કરતા હતા

એક દિવસ એમને ઘેર હું મળવા ગયો. રાત્રે તેમને ત્યાં જ સૂઈ રહ્યો હતો અને શાસ્ત્રી માટે ઘણી વાતો કરી હતી.

અંબાશંકરે કહ્યું કે. "મેં ડભોઈ વગેરે સ્થાનોથી લિખિત પુસ્તકો લાવી આપવા ઘણી મદદ કરી હતી. વળી ત્રિમાસિકનાં ગ્રાહકો કરી આપવા ઘણી જગ્યાએ ફર્યો હતો. નાટક-કંપની માટે તમે અને મેં કમાઈ અને જુવાની ખોઈ." વળી આંખમાં અશ્રુ લાવી બોલ્યા કે, **"શાસ્ત્રીએ આપણને પણ છેતર્યા છે. ક્યાં ગયાં પ્રેમાનંદનાં નાટકો અને ત્રણ લાખ કડીનું ભારત ! વલ્લભના નવે રસના નવ ગ્રંથો તે નાટકો તથા વલ્લભ-ઝઘડો ?** એ તો એની સાથે જ ગયાં તે ગયાં જ. વધુ જીવ્યો હોત તો શું ન કરત ?" વગેરે ઘણી વાતો કરી છેલ્લે કહ્યું કે, **"પ્રાચીન કાવ્યમાળા'માં પ્રેમાનંદના ભંડારનાં પુસ્તક બહાર પડયાં તે બધાં એનાં જ બનાવેલાં છે."**

મેં કહ્યું: "હું તો છેતરાઉં, પણ તમે કેમ છેતરાયા ? તમો તો સગા ભાઈ જેવા એક અંગ હતા." અંબાશંકરે કહ્યું કે, "શાસ્ત્રી મારા કરતાં દોઢ બે વર્ષે મોટા તેથી એમની આમન્યા ન તોડવી, અને વધુ કેડો પકડું તો પિત્રાઈ દાવો કરે માટે." વગેરે વાતો થઈ હતી.

અંબાશંકરે રસક્રિયાનું વૈદ્યોને ઉપયોગનું એક પુસ્તક લખ્યું છે. તે અપ્રસિદ્ધ છે. એમનું અવસાન સંવત્ ૧૯૯૨ ની સાલમાં થયું હતું. એમના પુત્ર ભાલચંદ્ર સારા વૈદ્ય છે.

"પ્રાચીન કાવ્યમાળા"નો ચોથો અંક પ્રેમાનંદ-સુત વલ્લભ કૃત "દુઃશાસનરુધિરપાન" છપાતો હતો ત્યારે મને ઘનશ્યામ કહે: "આ ગ્રંથની મૂળ પ્રત શાસ્ત્રી પાસેનાં પુસ્તકોમાં છે?" મેં કહ્યું, **"મેં યાદી કરી છે તેમાં નથી."** ત્યારે કહ્યું કે, "એ શા ઉપરથી લખે છે ?" મેં જવાબ આપ્યો કે: "તે તો તમે એમના મિત્ર છો તે જાણતા જ હશો." ત્યારે કહ્યું કે "હું એમના કરતાં ૭ વર્ષે નાનો છું. છાપખાનું શરૂ થયું ત્યારથી મારે એમની સાથે વધુ મિત્રતા થઈ છે. તે પહેલાં એ સામા તડમાં હતા, માટે હું એમની પાસે ઝાઝો જતો નહિ. **'દ્રૌપદીહરણે' અને 'દુઃશાસન-રુધિરપાને' તો રા. બ.ને પણ શંકા-શીલ કર્યા છે.** શાસ્ત્રીને અસલ ગ્રંથો બતાવ્યા સિવાય નહિ જ ચાલે." એમ ઘનશ્યામ પણ શંકામાં જ હતા.



**સ્વ. રાજવૈદ્ય ઘનશ્યામભાઈ બાપુભાઈ**
જન્મ : સંવત ૧૯૨૩ ફાગણ સુદિ ૧૦
અવસાન : સંવત ૧૯૭૫ પોષ વદિ ૩

શાસ્ત્રીના અવસાન પછી બે ત્રણ વર્ષે હું ઘનશ્યામભાઈને મળવા ગયો હતો. તે વખત "શામળશા'નો મોટો વિવાહ" અને તે લખવાનું કારણ શાસ્ત્રીના હાથનું ઉતારેલું

મારી પાસે ગ્રંથોની યાદી સાથે આવેલુ હતુ તે મે ઘનશ્યામભાઈને આપ્યુ ત્યારે આખમા અશ્રુ લાવી કહે 'ગુજરાતનુ એક રત્ન ગયું' **વધુ જીવ્યા હોત તો સાહિત્યમા ઘણો વધારો કરત'**

મે કહ્યુ "હવે તમે વધારો કરોને ?" ઘનશ્યામભાઈ કહે "**માર્કણ્ડેયપુરાણનો ઘણો ભાગ મારે ઘેર બેસી લખ્યો હતો** 'મદાલમા આખ્યાન'માથી હુ ઉતરાવતો હતો, તે તો તમો પણ જાણો છો જ **એના જેવો યુક્તિબાજ બીજો કોઈ નહિ** બહારના વર્તનમા મારે એમની સાથે લગીરે અંતરપટ નહતુ અને **પ્રેમાનંદ ને વલ્લભના નામે ગ્રથો લખવામાં મને પણ એ ધારામાં રાખ્યો"** મે કહ્યુ, એ પ્રેમાનંદનો ભંડાર તમે ખોળી કાઢોને ?" ત્યારે કહે "**એ તો એમની સાથે જ લઈ ગયા ક્યાંથી ખોળવો ? હોય ત્યારેને ?"**

પછી મને વલ્લભકૃત "મારુતિવિજય" નામના નાટકની નાન્દી શાસ્ત્રીના હાથની લખેલી બતાવી ને કહે કે, "શાસ્ત્રી સુરતથી માદા થઈ અહી આવ્યા ત્યારે મને આપી કહે કે તમારી પાસે રાખો મને મટે ત્યારે આપજો તે જુઓ" મને વાચી સભળાવી તેમા પારિપાર્શ્વકનુ એક વાકય મને યાદ છે કે—

"નાટક તો નરના હોય, વાનરના ન હોય"

બીજુ એક વાક્ય જેવુ તેવુ યાદ છે કે—

"જેમ ઋષિને માથે શીગડુ તેમ આ આખ્યાનના નાયકને પૂછડુ' છે"

વગેરે વાચી સભળાવ્યુ હતુ

મે કહ્યુ "માસ્તર મને એક વખત કહેતા હતા કે, વલ્લભના કાવ્ય ઘનશ્યામ છટાબધ વાચી સભળાવે છે, માટે એમણે તો નહિ લખ્યા હોય ? જો એમ જ હોય તો વલ્લભના બધા કાવ્યો તમે લખી દોને'" ત્યારે તેમણે કહ્યુ કે, "હુ તમને ખાતરીપૂર્વક કહુ છુ કે એ મારા લખેલા નથી મને લખવાની એવી શક્તિ હોત તો એ મારે નામે કેમ ન છપાવત ? મારે બ્રાહ્મી નાતે સગનડ છે માન સર્વેને વહાલું છે કવિતા કરતા તો મને શાસ્ત્રીએ શીખવ્યુ હતુ—પ્રા કા ની ઑફિસમા નોકર રહ્યા પછી પ્રેમાનંદ અને વલ્લભના કાવ્યો ઘણી વખત વાચવામા આવ્યા અને તે લખવા તથા પ્રૂફ જોવા—એમ ઘણી વખત વચાયાથી તેની ધાટીની કવિતા થાય **મારા લખેલાં નથી, શાસ્ત્રીના જ** છે નાટકકપનીની 'ગ્લેઓ' એમણે લખેલી છે એ જગજાહેર છે ચદ્રકળાની નાન્દી આપણને ઉદ્દેશીને લખેલી છે તે પણ મારી જ કહોને ? ખાતરીથી માનો કે 'ત્રિમાસિક' કે 'પ્રાચીન કાવ્યમાળા'માના કોઈ પણ ગ્રથ મારા લખેલા નથી [૧]"

મે કહ્યુ "એ ગ્રંથો માટે સાક્ષરો ઘણી રીતે ઊહાપોહ કરે છે છોટાલાલ માસ્તર પાસે હું જ્યારે જ્યારે જાઉ છુ ત્યારે એ ગ્રથો કોના લખેલા હશે એમ કહી અનેક પ્રશ્નો પૂછે છે તમને પણ પૂછતા જ હશે ।"

ઘનશ્યામ કહે "મે તો એમને અને અબાશકરને ઘણી વખત કહી જ દીધુ છે કે **એ કાવ્યો શાસ્ત્રીના જ લખેલા છે"**

---

૧ એક પેપરમા વાચ્યુ હતુ કે, પ્રેમાનંદને દીકરો જ નહોતો વલ્લભ બનાવટી છે વલ્લભ તે ઘનશ્યામ ન હોય ? વગેરે લખાણ હતુ તે વાત ખોટી પડે છે

મેં પૂછ્યું : 'એવાં સુંદર કાવ્યો શાસ્ત્રીએ જ લખેલાં હોય તો એ પોતાના નામે કેમ ન છપાવે ?'

ઘનશ્યામ કહે : "એમની પાસે નાણાંની સગવડ નહિ, તેથી રા. બ. અને દી. સા. આગળ વાત કરી કે પ્રેમાનંદ ને વલ્લભનાં કાવ્યોનો એક જગ્યાએ ભંડાર છે, તે કાવ્યો છપાવો. એમ કહી 'પ્રચીન કાવ્યમાળા' માટે સરકારી ગ્રાન્ટ મેળવી: એટલે તે વાત સાબિત કરવા તેમ કરવું પડે જ. વધુ જીવ્યા હોત તો ગમે તે યુક્તિથી પોતાના નામે પ્રસિદ્ધ કરત. પણ પૂર્વસંસ્કારે એને નાટકકંપની વળગી. તેણે જ એના પ્રાણ લીધા. નાટકકંપની માટે મારી પાસેથી લીધેલાં નાણાં હવે કોની પાસેથી લેવાં ? મનમાં સમજીને બેસી રહેવું એ જ ઠીક છે."

આવી રીતે હું જ્યારે જ્યારે ધનસ્યામભાઈ પાસે જતો ત્યારે દરેક વખતે આવી જ વાતો થતી.

ધનસ્યામભાઈ વડોદરામાં એક પ્રખ્યાત વૈદ્ય હતા. એમને બાપદાદાથી સરકાર તરફથી વર્ષાસન મળતું. સરકારે એમની પાસેથી દેશી વૈદ્ય તરીકે કામ લેવા માંડ્યું ને દેશી વૈદ્ય તરીકે કામ કરવા બીજે બદલી કરી તેથી, અને શાસ્ત્રીની મિત્રતાને લીધે એ વર્ષાસન જતું કર્યું હતું. ધનશ્યામભાઈ પણ સારા કવિ હતા. "માસિક મજાહ"માં અને બીજાં પત્રોમાં એમની કવિતા મેં વાંચી છે. તે ઘણી ઉત્તમ છે. એમનું અવસાન સંવત્ ૧૯૭૫ માં થયું.

એમના બે પુત્રો રામનારાયણભાઈ અને અર્જુનલાલ વડોદરામાં પ્રખ્યાત વૈદ્ય છે. એ પણ એમના પિતાની પેઠે ગરીબ દર્દીઓને મફત દવા આપે છે. પ્રજામાં એમની પ્રતિષ્ઠા ઘણી સારી છે.

કવિ છોટાલાલ માસ્તર મારા વેવાઈ થાય તેથી, અને મને એમણે સારસ્વત વ્યાકરણ પંચસંધિ સુધી ભણાવ્યું હતું તેથી, હું તેમને ગુરુ તરીકે માનતો. જ્યારે જ્યારે હું વડોદરા આવતો ત્યારે એમને નમસ્કાર કરવા જતો. તે વખતે મારે એમની સાથે શાસ્ત્રી સંબંધી અને પ્રાચીન કાવ્યમાળાનાં પુસ્તકો સંબંધી વાતો થયેલી તે બધી સંભારીને લખું છું. તે સાથે મારે એમની સાથે છેવટનો સમાગમ તો ટોળક જ્ઞાતિબંધુઓએ તા. ૩૧–૭–'૩૨ સંવત ૧૯૮૮ માં માનપત્ર આપ્યું હતું, તેનું નિમંત્રણ મારા પર આવ્યું હતું. તે વખતે હું અર્શના દરદથી પિડાતો હતો તેથી ગયો ન હતો. પત્ર લખીને વિરમ્યો હતો. ત્યાર પછી છએક માસે હું એમને જ મળવા વડોદરા ગયો હતો. એક દિવસ ને એક રાત



**કલાદીપ સ્વ. શ્રી. છોટાલાલ નરભેરામ ભટ્ટ ( માસ્તર )**
જન્મ : સંવત ૧૯૦૬ ભાદરવા સુદિ ૧
અવસાન : ૧૯૯૩ આશ્વિન વદિ ૨

એમને ત્યાં જ ગાળી હતી પ્રથમ વ્યાવહારિક અને માનપત્ર સબધી ઘણી વાતો કરી હતી માસ્તર કહે "મને માનપત્રની ઇચ્છા ન હતી, પણ ભાઈશંકર વ્યાસે અને ગોવિંદલાલ ભટ્ટે તથા બીજાઓએ મળી મેળાવડો કર્યો હતો તમે આવ્યા હોત તો સારુ થાત" મે કહ્યુ કે, "હુ આવ્યો હોત તો આપનો બધો ઇતિહાસ કહેત તમારા બીજી વારના લગ્ન થયા, ત્યારથી તમારો બધો ઇતિહાસ જાણુ છુ તમારી ભરૂચ જિલ્લાની નોકરી સબધે પણ મને આમોદ અને બૂવાથી ઘણુ જાણવાનુ મળ્યુ છે વળી એમ પણ કહેત કે પ્રાચીન કાવ્યનાં ઘણા કાવ્યો તમારા લખેલા છે" એ સાભળી તેઓ હસ્યા પછી તો શાસ્ત્રી સબધી અને પ્રાચીન કાવ્ય સબધી ઘણી વાતો કરી હતી મે પણ છેલ્લો નિર્ણય જાણવા માટે જ ઘણા પ્રશ્નો પૂછ્યા હતા

માસ્તરે કહ્યુ - "નાથાશકર વધુ જીવ્યા હોત તો સાહિત્યમા ઘણો વધારો થાત એ એક સારા કવિમા ખપત"

મે કહ્યુ "કવિ થવાનું એમનુ શુ ગજુ ? કવિ તો આપ છો આપે ઘણા શાસ્ત્રોનુ અવલોકન કર્યું છે સસ્કૃત, હિન્દી, ઉર્દૂ, અગ્રેજી વગેરે ભાષાઓ જાણો છો, ને ઘણા કાવ્યો રચ્યા છે નરસિહરાવ 'પ્રેમાનદના નાટકો' એ લેખમા કહે છે કે પ્રેમાનંદના નામે કોઈ ચરોતરિયાએ નાટકો અને કાવ્યો રચ્યા છે ચરોતરિયા તો આપ છો, તો શાસ્ત્રીના અવસાન પછી તમે કેમ લખ્યા નહિ ?"

માસ્તરે કહ્યુ- 'માર્કણ્ડેયપુરાણ' મારુ રચેલુ છે ? એ બાબત તો તમે પણ જાણો છો જ ભાષાની પરીક્ષા કરતા નરસિહરાવને આવડે છે ઉપલકિયા જોનારા ગમે તેમ બોલે"

મે કહ્યુ "માર્કણ્ડેયપુરાણ આપના ભાષાન્તર ઉપરથી લખેલુ છે, એ વાત તો નક્કી જ છે, પણ એમને કવિત્વશક્તિ શી રીતે પ્રાપ્ત થઈ એમા શકા રહે છે, કારણ કે એમનો વધુ અભ્યાસ ન હતો

માસ્તરે કહ્યુ "આપણે તો, અને તેમા તમે તો ખાસ, પુનર્જન્મ માનનાર છીએ ને મુજબ પુર્નજન્મનો અભ્યાસ દૈવવશાત્ ખીલી આવ્યો ઘણા અભણ કવિઓએ સારા સારાં કાવ્યો બનાવેલા છે એવાઓને કોઈનો થોડો પ્રસગ મળતા વધુ જ્ઞાન પ્રાપ્ત થાય છે પછી તે યોગ, સાખ્ય, ભક્તિનુ, કે કવિતુ ગમે તેનુ હોય તે ઝટ પ્રાપ્ત થાય છે તેમ જ શાસ્ત્રીનુ પણ છે. શાસ્ત્રી ઘણી વખત છદોના માપ મને પૂછતા હતા ને હુ એમને પિગળ મુજબ બતાવતો તે માપનો છંદ કરી મને બતાવતા તેમા તાલ માત્રાની ભૂલ હોય તો તે હુ બતાવતો એમનામા ગ્રહણ કરવાની શક્તિ અને સ્મરણશક્તિ અગાધ હતી 'દ્રૌપદીહરણ' કાવ્યના વિવેચન વખતે એ કડવુ ક્યા છદનુ છે તે ઘણી વખત એ જ કહેતા હતા"

મે કહ્યુ "'દ્રૌપદીહરણ' તો બૃહત્ કાવ્યદોહનમા છપાવ્યુ છે તેની બીજી પ્રત ઇચ્છારામભાઇએ નદરબારમાથી મેળવી છે એમ લખે છે એટલે એ તો પ્રેમાનંદનુ જ છે એમ સાબિત થાય છે અને આપના બોલવાનો ભાવ એમણે રચ્યુ હોય તેમ નીકળે છે"

માસ્તરે કહ્યુ "એમ લખી પ્રકટ કરે તેનું નામ સાક્ષર ! 'દ્રૌપદીહરણ'ની બીજી પ્રત ઇચ્છારામભાઈ કહે છે તે તો છગનલાલ મોદીએ કે ઇચ્છારામભાઈના બીજા કોઈ મિત્રે વચલી પોળવાળા લલ્લુભાઈ વહાલાભાઈ જાનીને મહેનતાણું

**આપી, છાપેલા ઉપરથી જૂના અમદાવાદી કાગળના ચોપડા ઉપર ઉતરાવી હતી** તે જ એ પ્રત છે. તેમ જ **'માર્કણ્ડેય પુરાણ'ની બીજી પ્રત નવાપરા—ખાનદેશથી મળેલી લખે છે, તેનું પણ તેમ જ છે.** આ વાત મેં હરગોવિંદદાસને કહી હતી. તેમણે એ પ્રત જોવા માટે ઇચ્છારામભાઈને પત્ર લખ્યો હતો, પણ તેનો ઉત્તર જ નહોતો આપ્યો, એમ મને રા. બ.એ કહ્યું હતું."

મેં કહ્યું : "આપે લખેલા 'રસશાસ્ત્ર'માંનાં ચિત્રકાવ્ય ને 'દ્રૌપદીહરણ'નાં ચિત્રકાવ્ય મળતાં આવે છે તેથી એ કાવ્ય તમારું લખેલું હોય એમ ઘણા શંકા કરે છે."

માસ્તરે કહ્યું : "જેને ભાષાનું જ્ઞાન નથી તે ભલે કહે, ને તમે પણ તેમ માનો. એના એકાક્ષરી છંદ માટેની વાતમાં તમે પણ તે દિવસે હાજર હતા. બીજે દિવસે તેનો અર્થ નાથાશંકરે પેલી છૂપી બાઈ પાસેથી લાવી આપ્યો એ શું સૂચવે છે તે વાત યાદ કરો. 'દ્રૌપદીહરણ' મારું લખેલું નથી. એમણે મહાભારત ઉપરથી લખેલું છે. પ્રેમાનંદ કે વલ્લભની મૂળ પ્રતો જગતમાં મનુષ્યોના જોવામાં નહિ આવે ત્યાંસુધી એવા અનેક પ્રકારના તર્કવિતર્કો થવાના જ."

મેં કહ્યું : "આપે 'રસશાસ્ત્ર' સાથે 'ખલકખેલ બાવની' રચીને પ્રકટ કરેલી છે. તેમાં 'ખલકખેલ બાવની'ના મનહરની ને પ્રેમાનંદ-સુત વલ્લભના મનહરની ધાટી એકસરખી આવે છે. તેથી ઘણા વલ્લભનાં કાવ્યો પણ તમે બનાવેલાં હોય એમ શંકા કરે છે."

માસ્તરે કહ્યું: "દલપતરામના મનહર પણ એવા જ છે. તેમને માટે તમો શંકા કેમ કરતા નથી? તમોને ભાષાનું જ્ઞાન બરોબર નથી તેથી જ કહો છો. "ખલકખેલ બાવની" તો વસોના મગનલાલની લખેલી છે." એમ કહી હસ્યા. પછી કહ્યું કે **"પ્રેમાનંદ કે વલ્લભનાં કાવ્ય મારાં લખેલાં નથી, એમ ખાતરીથી માનો."**[૧]

મેં કહ્યું : "આપે વેદાંતશાસ્ત્ર ને યોગશાસ્ત્ર ઉપર પુસ્તકો રચ્યાં છે. શાન્તિસુધા આદિકમાં તથા વૈરાગ્ય નિરૂપણમાં જ્ઞાન, વૈરાગ્ય, ને ભક્તિનું નિરૂપણ કર્યું છે. તેમ જ **વૈરાગ્યબોધ કાવ્ય** (ત્રિમાસિક) ને ધીરાની કાફીઓની ટીકા પણ તમે કરી છે. તે જોતાં, અને 'પ્રાચીન કાવ્યમાળા'નું **'અષ્ટાવક્રાખ્યાન'** જે વેદાંત, વૈરાગ્ય અને જ્ઞાનનો ખાસ ગ્રંથ છે તેની પણ તમે જ ટીકા લખી છે તે વાંચતાં, જાણે તમો તે વખત હાજર હો ને લખો તેમ લખાયેલી છે. તેથી ઘણા એમ માને છે કે 'અષ્ટાવક્રાખ્યાન' તો તમારું જ લખેલું છે."

આ વખતે કોડીપોળવાળા ભાઈશંકર વ્યાસ માસ્તરના અને નાથાશંકરના મિત્ર ને મારા વેવાઈ મને મળવા આવ્યા હતા. તેમણે કહ્યું કે, **"હૈયામાં હોય તે હોઠે આવે. પ્રેમાનંદથી કે નાથાશંકરથી પણ એવું ન લખી શકાય. તમારું જ લખેલું છે. તમારા વેદાંતજ્ઞાનનો પ્રતાપ છે."**

માસ્તરે કહ્યું કે, "આ તમારો વેવાઈ કહે છે કે તમો તો શુષ્ક વેદાંતી છો, એ વાત ખરી ઠરી. નિશ્ચળદાસજીના લખેલા 'વિચારસાગર' ઉપર પીતામ્બરદાસે ટીકા લખી

૧. કોઈએ હિતવર્ધક માસિક વર્ષ ૧૯ના પાંચમા અંકમાં ને ગુજરાતી અઠવાડિકમાં તા. ૨૫-૧૦-'૩૩ અને ૨૨-૯-'૩૪ નાં લેખમાં જણાવ્યું છે કે "દ્રૌપદીહરણ" અને નાટકો પ્રેમાનંદનાં નથી પણ છોટાલાલ કવિનાં છે એમ લખે છે, તે ખોટું ઠરે છે.

તેથી શું 'વિચારસાગર' લખનાર નિશ્ચળદાસજી નહિ? અને પીતામ્બરદાસને માનના? નાથાશંકરે મહાભારત, શ્રીમદ્ ભાગવત અને યોગવસિષ્ઠ રામાયણ ઘણાં વખત વાચ્યાં હતાં એવા બહુશ્રુત લખી શકે એમાં નવાઈ નથી વ્યાસ' નક્કી માનો કે એ મારું **લખેલું નથી તેમ જ તેની કોઈ હસ્તલિખિત પ્રત નથી"**

મે કહ્યું "નરસિંહરાવભાઈએ 'પ્રેમાનંદના નાટક'વાળા લેખમાં 'અષ્ટાવક્રાખ્યાન' માટે **ઘણી ટીકા કરી** છે."

માસ્તરે કહ્યું કે, "તે **યથાર્થ** છે"

મે કહ્યું "ચરોતરિયાએ લખેલા છે એમ કહે છે તો ચરોતરિયા તો તમે જ છો ને? નાટકો ચરોતરિયા ભાષાના દગવે છે તેવી કેટલાક તમારા લખેલા માને છે"

માસ્તરે કહ્યું મે **પ્રિયદર્શિકા** અને **ચંડકૌશિક** એ બે નાટકો નાટકકંપનીમાં ભજવવા માટે લખી આપ્યા હતા, તે તો તમે જાણો છો જ તેમાં અને આ નાટકોમાં કેટલો ફેર છે તેની તુલના કર્યા વગર તમો કે બીજા કહેતા હોય તે ભલે કહે એ મારા રચેલા નથી"

મે કહ્યું "તપત્યાખ્યાન તો રાજકોટમાં નાટક કંપની હતી ત્યારે લખી મોકલ્યું હતું હું વડોદરાથી રાજકોટ ગયો ત્યારે એક પુસ્તક સારા નાગરિક અક્ષરોથી મધ્યે રંગના સાથિયાઓ પાડી લખેલું વનસ્યામભાઈએ મારી સાથે મોકલ્યું હતું. તે મે ગાડીમાં છોડી વાચ્યું હતું, પણ કોનું લખેલું તે નક્કી થયું ન હતું **શાસ્ત્રીએ મને રાજકોટમાં કહ્યું હતું કે કવિ શ્રીનિવાસે સંસ્કૃતમાં આ નાટક રચ્યું છે તે ઉપરથી કવિ સવિતાનારાયણે રચ્યું છે. તે ભજવી શકાય તેમ નથી તેના ઉપરથી ભજવી શકાય તેવી રીતે હું લખું છું** તેમાં તમે શંકા ન કરશો ને બીજાને કહેશો પણ નહિ એથી 'તપત્યાખ્યાન' માટે તો શંકા નથી પણ બીજા બે માટે તો શંકા છે જ"

માસ્તરે કહ્યું "મહાભારત અને બીજા શાકુન્તલ વગેરે નાટકો વાચવાથી શાસ્ત્રીએ 'તપત્યાખ્યાન'ની પેઠે લખી દીધા હોવા જોઈએ નાટકકંપની માટે શાસ્ત્રીની લખેલી 'ગ્નેઓ' તમે વાચી નથી? શું એ 'ગ્નેઓ' મે લખી આપી છે? 'ચંદ્રકળા' નાટકની નાન્દીમાં તો એમના જ દુઃખની વાત લખી કાઢી છે કયો મનુષ્ય એ 'ગ્નેઓ' વાચી એમની કાવ્યશક્તિથી રાજી નહિ થાય? અને વાચીને ધન્યવાદ નહિ આપે? એવા એવા સુંદર નાટકો મે લખ્યા હોય તો મારે નામે જરૂર પ્રસિદ્ધ કરું નરસિંહરાવે ટીકા કરી છે તે બરોબર છે મે વાચી છે કેટલીક વાત આવેશમાં વધુ પણ લખાયેલી છે, કે હ ધ્રુવના લેખ ઉપર કટાક્ષ પણ છે"

મે કહ્યું "નરસિંહરાવે 'ત્રિમાસિક-પ્રાચીન કાવ્ય'ના--ઋષ્યશૃંગાખ્યાન માટે પણ આધુનિક ભાષા છે એવી ઇશારત કરી છે વળી એક સાક્ષર સારા સજ્જન ત્રિમાસિક પ્રાચીન કાવ્યના—ચંદ્રહાસ આખ્યાન, હારમાળા, લક્ષ્મણાહરણ, સુરતસંગ્રામ, ઋષ્યશૃંગાખ્યાન, હસ્તામલક (કવિ ભાણદાસ), નરસૈ (નારાયણદાસ) અને શિવગીતા એ ગ્રંથોના—રચનાર માટે શંકા છે, એમ કહેતા હતા"

માસ્તરે કહ્યું "**ચંદ્રહાસ આખ્યાન** ઘણા કવિઓએ રચ્યા છે તેથી શંકા કરે છે પણ એ ભાષા અને રમની મીઠાશ ને કૃતિ પ્રેમાનંદની છે. હારમાળા નરસિંહ મહેતાની

છે, પણ તેમાં ક્ષેપક પદો વધારેલાં છે તે પ્રેમાનંદ કે બીજાનાં હશે. **સુરતસંગ્રામ નરસિંહ મહેતાનું નથી, પ્રેમાનંદનું કરેલું સિદ્ધ થાય છે. બીજાં કાવ્યો માટે મને પણ શક છે.**

'**ઋષ્યશૃંગાખ્યાન**'માં પ્રેમાનંદની ભાષા કે કૃતિ નથી. રસની જમાવટ સારી છે પણ ઘણા શબ્દો આધુનિક ભાષાના છે. નરસિંહરાવની શંકા સાચી છે. હસ્તલિખિત મૂળ પ્રત ન જોવામાં આવે ત્યાં સુધી રચનાર માટે શંકા રહેવાની જ.

'**હસ્તામલક**' હું ભરૂચ જિલ્લામાં હતો ત્યારે લખ્યું હતું તે ચોપડી નાથાશંકર લઈ ગયા હતા. મારા લખેલામાં અને છપાયેલામાં ઘણો ફેરફાર છે. પણ વેદાંતજ્ઞાનની વાત મળતી આવે છે. વખતે તે ઉપરથી જ શાસ્ત્રીએ લખ્યું હોય !

'**નવરસ**' વખતે મારા લખેલા 'રસશાસ્ત્ર' ઉપરથી લખ્યું હોય તેમ શંકા છે. જે રસ માટે રસશાસ્ત્રમાં ગૌણતા છે તે એમાં પણ છે. ટીકા મારી કરેલી છે. શાસ્ત્રીની લખેલી એક જ પ્રત હતી. એ બાબત મેં ટીકામાં ઇશારત પણ કરી છે.

'**શિવગીતા**' મેં અચલેશ્વરમાં પદ્મપુરાણ ઉપરથી 'શંકરાનંદીગીતા' ટૂંકામાં લખી હતી. તે ચોપડી નર્મદાશંકર લઈ ગયા હતા. પણ તેમાં અને છપાઈ છે તેમાં ઘણો ફેર છે. ઘણું વધારેલું છે. ભાષા તો આધુનિક જ છે. તેમ જ મને પ્રા. કા. માંની **ભગવદ્ગીતા** માટે પણ શક છે."

ભાઈશંકર વ્યાસે કહ્યું : "ભરૂચના અદ્વૈતાનંદના શિષ્ય ભૂખણની લખેલી ભગવદ્ગીતા મારા વાંચવામાં આવી હતી."

માસ્તર કહે : "મેં પણ ભરૂચમાં વાંચી હતી. એમની સાથે રહી મેં 'વિચાર-સાગર' વાંચ્યો હતો. એ ગીતા-ભાષાંતરમાં અને આ છપાઈ છે તેમાં ફેર છે. ભગવદ્ગીતાનાં ભાષાંતર ઘણાએ કર્યાં છે."

ભાઈશંકર વ્યાસે કહ્યું: "આ શુકલજી સાથે તમોને અમો ઘણા વખત મળ્યા છીએ તે વખતે તમે આવી વાતો કરી નથી. આજે તો નાથાશંકરની બધી વાત કહી. મને વેદાંત સિવાય બીજું વાચન વાંચવું ગમતું નથી. ફક્ત 'અષ્ટાવક્ર'જ વાંચ્યો હતો. શાસ્ત્રીએ ઘણું કર્યું. એણે જ આ ગ્રંથો લખ્યા હોય તો એની કવિત્વશક્તિ માટે ધન્યવાદ આપવો જોઈએ. હું મહેસાણા હતો ત્યારે મેં પણ હરગોવિંદદાસ મારફતે બે હસ્તલિખિત પુસ્તકો મોકલી આપ્યાં હતાં."

પછી મને કહે : "શુકલજી, હવે ચાલો! તમોને આવેલા જાણી તમારી દીકરીઓ રાહ જોઇ રહી છે." પછી હું અને વ્યાસ માસ્તરને પ્રણામ કરી ચાલ્યા. મહેતાપોળે મારી દીકરીઓને મળી, કોઠીપોળે રાત રહી, બીજે દિવસે ઝાડેશ્વર ગયો. આવી વાતો તો જ્યારે જ્યારે હું એમને મળતો ત્યારે ઘણી વખત થઈ હતી.

છોટાલાલ માસ્તર પ્રખર વિદ્વાન, સારા લેખક અને કવિ હતા. એમના વખતમાં બેચાર માસિકો એમની સહાયથી જ ચાલતાં હતાં. લોકોમાં અને ઑફિસરોમાં સારી પ્રતિષ્ઠા મેળવી હતી. એમણે ઘણો ભાગ ભરૂચ જિલ્લામાં અને પછી ખેડા જિલ્લામાં ને છેલ્લે ગાયકવાડી રાજ્યમાં નોકરી કરી હતી.

રેફરાર કરી, એક માસ સુધી રિહર્સલ કરાવી (દરેકને પોતાને બોલવાનું ભાષણ મુખપાઠ કરાવી તથા હાવભાવ—એક્ટિંગ—શિખવાડી) એક્ટરો તૈયાર કર્યા—ખેલ શરૂ કર્યો

પ્રેક્ષકવર્ગમા ઘણો ભાગ અભણ તેથી એ ખેલો પાસ ન પડયા રાણી રાજાને "આર્યપુત્ર!" કહી બોલાવે ત્યારે અભણવર્ગ એમ કહે કે "આ એનો દીકરો છે," અને રાજા રાણીને "દેવી" કહીને બોલાવે ત્યારે સમજે કે "આ એની મા છે" એમ બેઉ નાટક પ્રેક્ષકવર્ગને પાસ ન પડયા, તેથી એક્ટરોનુ ખાધાખર્ચ અને પગાર પૂરો કરવા ઉર્દૂ ખેલો શરૂ કર્યા, કારણ કે ઘણા એક્ટરો મુબઈ ઉર્દૂ નાટક કપનીમાથી વધુ પગાર આપી આણેલા હતા તેમને ઉર્દૂ ખેલોની પ્લેઓ મોઢે હતી શાસ્ત્રીએ બીજી કપનીની પ્લેઓના આધારે રેફરાર કરી, મહિયારી અને ગોપીચદ, એ બે નાટક લખ્યા, અને તેનુ રિહર્સલ કરી, તે સ્ટેજ ઉપર ભજવી બતાવ્યા અને તે પ્રેક્ષકવર્ગને પાસ પડયા

એ અરસામા દી બ મણિભાઈ સાહેબને ત્યા વિવાહ હતો, તેથી નાટકકપની પેટલાદ લઈ ગયા ત્યા વિવાહમા આવેલા મહેમાનો માટે ત્રણ ખેલ કરી કપની અમદાવાદ લઈ ગયા ત્યા બે ખેલ ગુજરાતી અને બીજા બે ઉર્દૂ ભજવી બતાવતા માડ માડ ખર્ચ પૂરુ કર્યું

વાચકવૃદ યાદ રાખશે કે કોઈ પણ નવો ખેલ (નાટક) ભજવી બતાવવો હોય તો ઓછામા ઓછા ચાર માસ રિહર્સલ ચલાવવુ પડે નાટકકપનીમા જે જે સિનેરી હોય તે ઉપરાત નવા ખેલ માટેની સિનેરી (પડદા) અને પાત્રોનો તેવો જ ડ્રેસ વગેરે તૈયાર કરતા ઓછામા ઓછો પદરસો રૂપિયાનો ખર્ચ થાય અને તેમ થતુ હતુ

શાસ્ત્રીએ અમદાવાદમા રહી "રાધાવિલાસ" નાટકની પ્લે પ્રેમાનદના દશમ સ્કધ-ભાગવત અને દયારામના "રાધાવિલાસ" ઉપરથી લખી હતી અમદાવાદથી સવત્ ૧૯૪૮ ના જેઠ માસમા ભાવનગર ગયા ચોમાસુ ત્યા જ ગાળ્યુ થિયેટર નહોતું માટે કાચા મડપ ઉપર ઢાકવા પદરસો રૂપિયાની ટાટપત્રીઓ મુબઈથી ખરીદી લાવી ચોમાસુ ગાળ્યુ હતુ ભાવનગરમા "રાધાવિલાસ"નો ખેલ ઘણા દમામથી શરૂ કર્યો, તે પ્રેક્ષકવર્ગને પાસ પડયો બે ત્રણ દરબારી ખેલો પણ થયા હતા ભાવનગરમા માડ ખર્ચ પૂરુ થયુ હતુ ભાવનગરની કેટલીક વાત પ્રથમ લખી છે

ભાવનગરથી નાટકકપની સવત્ ૧૯૪૯ ના કારતક માસમા રાજકોટ લઈ ગયા ત્યા પણ પાકુ થિયેટર ન હતુ, માટે મોભ, વાસ, વળી ભાડે લાવી બાધ્યુ હતુ રાજકુમાર કોલેજને લીધે તથા એક બે સાક્ષર શાસ્ત્રીઓની સહાયથી રાત્રી ઠીક ઠીક કમાયા હતા

શાસ્ત્રીએ રાજકોટમા રહી "તપત્યાખ્યાન" નાટક વડોદરા લખી મોકલ્યુ હતુ, અને નાટક કપની માટે "ચિત્રસેન-ચદ્રિકા"ની પ્લે લખી હતી રાજકોટથી વઢવાણ અને ત્યાથી પોરબદર થોડોક વખત રોકાઈ, આગબોટમા સમુદ્રમાર્ગે સવત્ ૧૯૪૯ ના માઘ માસમા કરાચી ગયા ત્યા પાકુ થિયેટર હતુ કરાચીમા કઈક સારુ કમાયા ત્યારે ત્યાથી ફર્નિચર—ખુરશીઓ, બાકડા, અને સિનેરી—વગેરે ખરીદવામા બે હજાર ખરચ્યા કુલ્લાર સાથે બારનો સીન જ પાચસો રૂપિયાનો હતો કરાચીમા ત્રણ માસ જ રહ્યા હતા ત્યાથી સમુદ્રમાર્ગે કચ્છ માડવી આવ્યા હતા ત્યા બે માસ રહ્યા હતા અહી રાધાવિલાસના

ખેલ માટે અને ફાંસીના સીન માટે કેટલીક ઉપાધિ પણ થઈ હતી. ત્યાંથી જેઠ માસમાં ભુજ ગયા. ભુજમાં વાવાઝોડા અને વરસાદથી કેટલુંક નુકસાન થયું હતું. ત્રણ ખેલ સરકારી રાજવાડામાં થયા હતા. દરબારમાં કોઈનું મરણ થવાથી ખેલ બંધ થયા હતા. ત્યાંથી મુદ્રા ગયા. ત્યાં તો સ્ત્રિયારાજ્ય હતું. માંડવીમાં ગોસ્વામીના મંદિર તરફથી રાધાનું પાત્ર મુસલમાન છે માટે ખેલ જોવો નહિ કહી વૈષ્ણવોની બંધી હતી, તે મુદ્રાની સ્ત્રીઓએ તોડી ખેલ જોયો.

મુદ્રાથી સંવત્ ૧૯૫૦ના કારતક માસમાં વહાણમાં બેસી જામનગર ગયા. તે વખતે મહારાજા સાહેબ જામ વિભાજી રાજ્યગાદીએ હતા. એક માસમાં નાટકકંપની સારી છે એ વાત ફેલાયા પછી મહારાજા વિભાજી સાહેબે થોડે થોડે આંતરે ત્રણ ખેલ જોયા હતા. પ્રથમ ખેલ થયો ત્યારથી આખી નાટકકંપનીનું ખાધાખર્ચ દરબારી મોદીખાનામાંથી કંપની રહી ત્યાંસુધી મળ્યું હતું. દરબાર તરફથી અને કહેવાતા કુંવરો તરફથી સારી રકમ મળી હતી. શાસ્ત્રી થોડો વખત રહી વડોદરે ગયા હતા; અને હું અને અંબાશંકર જામનગર રહ્યા હતા.

જામનગર ખાતે લગભગ ચાર માસ રહ્યા પછી કંપની વઢવાણ અને વીરમગામ થોડું થોડું રહી વૈશાખ માસમાં વડોદરા આવી. વડોદરામાં દરજીવાડીમાં કામચલાઉ છાપરાં ઉપર પતરાં નાખી નાટકો ભજવવાનું કામ શરૂ કર્યું.

શાસ્ત્રીએ જામનગરથી જ "સૂર્યપ્રભા" અને "ચંદ્રકળા" એ બે નાટકો લખવાનો આરંભ કર્યો હતો. તે પ્લેઓ પૂરી કરી, તેનું રિહર્સલ કરાવી એ બે ખેલો વડોદરામાં સ્ટેજ પર ભજવી બતાવ્યા. તે પ્રેક્ષકજનોને પસંદ પડ્યા હતા. નામદાર સયાજીરાવ મહારાજા સાહેબને એ બે ખેલો મકરપુરા જઈ બતાવ્યા હતા. વડોદરામાં નાટકકંપનીનું ખર્ચ ચોમાસું હોવાથી માંડ માંડ પૂરું થયું હતું.

આ અરસામાં શાસ્ત્રીના મોટા પુત્ર ચંદ્રશંકરનું લગ્ન માતર થયું હતું. નાટકકંપની, છાપખાનાના મુખ્ય માણસો, અને સગાં મિત્રોને જાનમાં લઈ ગયા હતા. ત્યાં રસરોટલીના જમણની ભારે ખરચથી વરાંઠી કરી હતી.

શાસ્ત્રીએ અત્યાર સુધીમાં નીચે મુજબની પ્લેઓ–નાટકો–લખી ભજવાવ્યાં હતાં:—

૧. **ગોપીચંદ**—એમાં મહેલનો સીન, કામરુ દેશમાં સવારને પોપટ બનાવી દેવો, કૂવામાં લાદમાં દટાયેલા મચ્છેંદ્રનાથના શાપનિવારણ અર્થે ગોપીચંદ જેવાં લોઢાનાં છ પૂતળાં બાળી દેવાં, નાટકની અંદર નાટક, વગેરે હેરત પમાડે એવા સીન–દેખાવ–હતા.

૨. **હરિશ્ચંદ્ર**—બાગમાં સર્પનો દેખાવ, સ્મશાનમાં બળતાં મડદાંનો દેખાવ, માતાનું ફાટવું, વગેરે વગેરે દેખાવ હતા.

૩. **રાધાવિલાસ**—મહેલ, જંગલ અને બાગ, ચંદ્રનો દેખાવ ને યમુનાજીમાંના કમળમાંથી ભગવાનનું પ્રકટ થવું, આકાશમાંથી નારદનું ઊતરવું, વગેરે.

૪. **ચિત્રસેન-ચંદ્રિકા**—ચંદ્રિકાને રાક્ષસે અધ્ધર લટકાવેલીનો દેખાવ, પડતા ધોધનો દેખાવ, ચિત્રસેનને ગરદન મારતી વખતે ઝટકાનો દેખાવ.

૫. **ચંદ્રકળા**—જેની અંદર પાત્રોને બોલવાનું ગદ્ય પણ પ્રાસબંધ હતું, તેમાં ગુણકા-

ના ધરનો દેખાવ અને અક્બરનો દરબાર ઉત્તમ હતા

પ્રાસબંધ ગદ્યના થોડાક વાક્યો —

નાન્દીમાથી—( જે પોતાના મિત્રોને ઉદ્દેશીને કહ્યુ છે )

સૂત્રધાર—ધન વિણ ગાડા, અક્કલ ઉજાડા, અખંડિત ખાડા, એવુ થાય છે, ઠેરઠેર જોયુ જાય છે, તો પછી નવાઈ શી? મુગળ વિનાની ભવાઈ શી?

નટી—સ્વામી! જ્ઞાન, માન, સાન શુ ધન છે? ખરુ ખોટુ જાણે એવો નહિ કોઈ સજ્જન છે? કદી સગાઓ ત્યાગે, પણ શુ મિત્રોય ધન પર અનુરાગે?

( ભગતપુરનો કઢાયેલો રાજા કેસરીસિંહ, જેને ભગવાનની લગની લાગી હતી, જગલમા રહી ભજન કરતો હતો, તેની સ્ત્રી દેવળદે અને પુત્ર ચદ્ર અને પુત્રી કળાવતી ભૂખને મારે પિડાતા હતા તે વખતના પ્રસગમા—)

દેવળદે —હાય ! નસીબ ! મારી આ અવદશા, છોકરાના હાલ શા, આથી મરવુ ભલુ વીશ વસા, ભૂખથી જીવ આકળવિકળ થાય છે, આ બનેને આવા જોવાથી કાળજુ કપાઈ જાય છે સર્વને આરામ છે મોજશોખ સુખ વાસ્તે, આપદા કષ્ટ આવી પડયા જન્મ્યા અમે દુ ખ વાસ્તે.

ચદ્ર—ઓ મા, મા, ભૂખથી જીવ જાય છે, દુ ખ થાય છે, કષ્ટે જીવ ગભરાય છે, હવે કૃમિ કરડી ખાય છે, હિંમત હારી જવાય છે

કળા—ઓ માડી, ઓ વહાલી, બે દિવસથી ખાના મળ્યુ નથી, યત્ન કર્યે કઈ વળ્યુ નથી જીવ તલપાપડ થઈ રહ્યો છે, અરધોપરધો વહ્યો છે, માબાપ છતે આ હાલ લહ્યો છે

( કેસરીસિંહ જગલમા પાણી વગર અકળાય છે તે વખત કળિ [સેતાન] આવી દારૂ પાય છે ને એ પાણીના વખાણ કરે છે તે વખત –)

કેસરી—જે સર્વથી ન્યારુ છે એ, નામે સારુ કે નઠારુ છે એ

કળિ—ખારામા પ્યારુ છે એ, પીઓ, ખૂબ પીઓ, દારૂ છે એ

કેસરી—થૂ-થૂ-થૂ-દારૂના નામ પર થૂ

કળિ—કઈ મળમૂત્ર પી ગયો તુ વગેરે

( કેસરીસિંહને ભગતપુરનો રાજા મરી જવાથી ગાદી મળે છે, પછી દરબારમા દારૂ પીએ છે, તે વખત કોઈ જમાત ભેળો ચદ્ર આવી ચઢે છે તેને ઓળખે છે તેને દરબારમા કળિ દારૂ પાવાનો આગ્રહ કરે છે ત્યારે—)

ચદ્ર—ગુરુજી, માફ કરો, દારૂ હરામ છે, થોડુ યા વધારે પીવુ સારુ હરામ છે, જેને ખાકટપણાનું પ્યારુ નામ છે, દુશ્મન છે પીનારનો સાત વાર સલામ છે.

કળિ—બાપ પણ તારો દુશ્મન છે, કહે તો અરે ગમાર છે

ચદ્ર—બાપ પણ તારી પેઠે ધર્મનો તજનાર છે વગેરે

( છેલ્લે ચંદ્ર અને કળાનો દરબારમાં મેળાપ થાય છે તે વખત— )

ચંદ્ર—ઓ અમીર ઉમરાવો, આનંદ અપાર છે. સરદાર દરખદારો, ખુશી અપાર છે. પરમેશ્વરની કૃપા ભારી છે, આ કળા દુઃખિયારી બહેન અમારી છે.

વગેરે આખા નાટકનું ગદ્ય પ્રાસબંધ લખ્યું હતું.

૬. **સૂર્યપ્રભા**—દરબાર, બાગ, જંગલ અને સમુદ્રમાં વહાણનો દેખાવ ઉત્તમ હતો.

એ સિવાય બીજી ૪ ઉર્દૂ પ્લેઓમાં સુધારા કરેલાં ઉર્દૂ ભાષાનાં નાટકો ભજવાતાં હતાં.

એવી રીતે દશ પ્લેઓ—નાટકો ભજવાતાં હતાં. પ્રેમાનંદના સત્યભામારોપદર્શિકા નાટકનું રિહર્સલ વડોદરામાં શરૂ કર્યું હતું. તે મુંબઈ જઈ ભજવવું એવા ઇરાદાથી નાટક કંપની ઉપાડવાનો વિચાર કર્યો, પણ છાપખાનાનાં ઘણાં નાણાં નાટક કંપનીમાં લઈ ગયેલા તેથી એમનું મન ઉદ્વિગ્ન રહેતું હતું, જેનું એક દૃષ્ટાંત આપું છું:—

એક વખતે અમે બંને નાટકકંપનીમાંથી વડોદરા આવતા હતા, ત્યારે ઓરિયાવી સ્ટેશન આવ્યું. મેં કહ્યું, "અહીંથી મારું ગામ બે ગાઉ દૂર છે, આપણે જઈ આવીશું ?" ત્યારે શાસ્ત્રી કહે, "તમને ઘેર જવાનો પ્રેમ થાય છે અને મને તો ઘેર જતાં સન્મુખ ઘૂઘવતી વાઘણ દેખાય છે (સ્ત્રી). જમણી તરફ સમુદ્ર ઘૂઘવે છે (હરગોવિન્દદાસ). ડાબી તરફ દવ લાગે છે (છાપખાનાનું દેવું અને તેની અવ્યવસ્થા), અને પછવાડે વિકરાળ રીંછણ લોહી પી રહી હવે હાડકાં ચાટે છે (નાટકકંપની)." આવા ઉદ્ગારોની ફિકરમાં જ એમનું અવસાન થયું હતું.

એક વખતે રા. બ. હરગોવિન્દદાસ કહે: " તમે છાપખાનાનાં નાણાં લીધાં છે, તે હું માફ કરાવીશ, અને શેરહોલ્ડરો તો તમારું મિત્રમંડળ છે તે માફ કરશે. જે માફ નહિ કરે તેને હું આપીશ. નાટકકંપની છોડી દો; ને મૂળ મેનેજર કે કોઈ જે આપે તે લઈ સંતોષ માની અત્રે રહો તેમાં તમારી શોભા છે." મિત્રમંડળે પણ તેમ જ કહ્યું હતું. ત્યારે સર્વને એ જ ઉત્તર આપ્યો હતો કે " ઈશ્વર સહાય કરશે. મુંબઈમાં કંઈ નહિ વળે તો દરિયો તો છે જ." બધાએ હઠાગ્રહી માની કહેવાનું છોડયું.

સંવત્ ૧૯૫૧ ના વૈશાખ જેઠમાં કંપની ભરૂચ ગઈ, ત્યાં પણ પતરાં નાખી ભાડાનું કામચલાઉ થિયેટર બાંધ્યું હતું. ત્યાં બે માસ થયા એટલામાં મુંબાઈથી દયાશંકરની કંપની મોટા દબદબાથી ભરૂચ આવી; તેથી કંપનીને શ્રાવણ માસમાં સૂરત ભાડાના પાકા થિયેટરમાં લઈ ગયા. થિયેટરમાં કેટલોક સુધારો કરી ભાદરવા માસમાં ખેલ શરૂ કર્યો. પ્રેક્ષક વર્ગને પાસ પડયો. ત્યાં પાંચ માસ રહ્યા. માઘ માસમાં શાસ્ત્રી માંદા પડયા. ફાગણ માસમાં કંપનીને નમસ્કાર કરી ઘેર આવ્યા. સંવત્ ૧૯૫૨ ના ફાગણ વદિ ૧૩ એમનું અવસાન થયું. પછી મેનેજર તુલસીદાસે કંપની અંકલેશ્વર આણી ત્યાં બે માસ ગાળ્યા. ત્યાંથી ભરૂચ ફૂરજા ઉપરથી વહાણ માર્ગે ભાવનગર લઈ ગયા. હું અને અંબાશંકર સાથે હતા. દરબારમાં શોક હોવાથી એક માસ બેસી રહેવું પડયું. થિયેટર બાંધવામાં અને એકટરોનો પગાર આપવામાં ત્યાં દેવું કરવું પડયું. ખેલો શરૂ થયા પણ થિયેટરનું ભાડું, પગાર અને દેવું ઝટ પતી શકયું નહિ. તેમનો તગાદો થયો. અમો બંને મેનેજરના દગાભર્યા વર્તનથી

કઢાવ્યા હતા મૅનેજરે અનેક યુક્તિ અને બહાના બતાવી અમોને ફક્ત રૂ ૫૦૦) પાયમો આપી વિદાય કર્યા આ વખતે છાપખાનામા ઇશ્વરભાઈ ત્રીકમભાઈ વકીલ મૅનેજર હતા અમને આપેલા પાયમો રૂપિયા છાપખાનામા જમે કરાવ્યા હતા એમ નાટકકપનીની ઇતિ થઈ।।।

શાસ્ત્રીના અવસાન વખતે તેમનો મોટો દીકરો ચદ્રશકર પરણ્યાવેલો ઉમર વર્ષ પદર-નો હતો નાનો દીકરો સાકળેશ્વર સાત વર્ષની ઉમરનો હતો મોટી દીકરી બહેન મણિના લગ્ન થયેલા હતા નાની બહેન સરસ્વતી કુવારી હતી એમના મહાદુખી વૃદ્ધ માતા હયાત હતા તે બધાનો નિવેડો—નિભાવ—એમના વિધવા પત્ની દિવાળીને માથે પડયો હતો એમના માતા એમના અવસાન પછી દોઢ વર્ષે ગુજરી ગયા. ને પરણ્યાવેલો પુત્ર ચદુ પણ બે વર્ષે ગુજરી ગયો બીજા પુત્ર સાકળેશ્વરને એની વિધવા માતાએ ઉપનયન સસ્કાર કર્યો હતો તે પણ શાસ્ત્રીના અવસાન પછી ત્રીજે વર્ષે ગુજરી ગયો

સરકારમાથી મળતુ વર્ષાસન કાયદા મુજબ અડધુ એમના પુત્ર ચદ્રશકરને નામે દોઢસોથી થયુ હતુ એ ચદુના મરણ પછી સાકળેશ્વરના નામ પર નીમે ભાગે રૂપિયા પચો-તેરથી થયુ હતુ તે ગુજરનાથી તેનુ અર્ધ વર્ષાસન શાસ્ત્રીના વિધવા પત્ની દિવાળીને નામે રૂપિયા ચાળીસથી બધાયુ છે તે વડે તેનું ગુજરાન ચાલે છે એમના પત્ની દિવાળીએ નાની કુવારી દીકરી માણેકલાલ વકીલના પુત્ર સાથે પરણાવી હતી, તે પણ વિધવા થઈ છે

એમ આજે શાસ્ત્રીના વિધવા પત્ની દિવાળી, મોટી દીકરી મણિ જે પરિવારમા સુખી છે તે, અને પુત્રવતી પણ વિધવા પુત્રી સરસ્વતી, એ ત્રણ હયાત છે અને મોટા દીકરાની સ્ત્રી બાળવિધવા ગોદાવરી કેળવણી ખાતામા નોકરી કરે છે તેનાથી શાસ્ત્રીના પત્નીનું ગુજરાન થાય છે

'વિચાર્યું વાગે જાય અને અણવિચાર્યું આગળ થાય' એ મુજબ શાસ્ત્રીનો આત્મા આ પૃથ્વી ઉપરથી પોતાનુ સર્વસ્વ લઈ સ્વદેશ સિધાવ્યો પરમાત્મા એમના આત્માને શાન્તિ આપો।

**પ્રો. ભટ્ટ અને વાચકવૃદને વિનતી** કે આ લેખ મે ૪૬ વર્ષે સ્મૃતિ મુજબ લખ્યો છે તેમા સવત, તિથિ કે હકીકતમા ફેર હશે જ બનતા સુધી તો ચોક્કસ જ છે છતા હોય તો દરગુજર કરશો

છેવટે **પુસ્તકપ્રચારક સજ્જનોને મારી ખાસ વિનંતી** કે આ લેખ લખવા મને પ્રો ભટ્ટે સૂચવ્યુ તે લખતા પરિશિષ્ટો માટે ગ્રથો જોવાની જરૂર પડી તેથી હું વડોદરા આવ્યો ગ્રથો ભેગા કરવામા પ્રો ભટ્ટને અને મને જે શ્રમ પડયો તે તો અમો જ જાણીએ છીએ ઘણા માણસોને ઘણા કાલાવાલા કરવા પડયા, તોપણ છપાયેલા બધા પુસ્તક ન મળ્યા વડોદરામાથી ન મળે તો બીજે મળવા મુશ્કેલ કહેવાય તેથી કરીને એ ફરી છપાવવા માટે કોઈ મન પર ધારે તો ઠીક

પ્રથમ તો 'સસ્તુ સાહિત્ય' ને 'વિવિધ ગ્રથમાળા' છપાવનાર સજ્જનોને વિનતી જે એક વખત મહાત્મા અખડાનદ ભિક્ષુ મારા શેઠ હરિભાઈ ઝવેરભાઈ અમીન પાસે આવ્યા હતા, ત્યારે મે એમને વિનંતી કરી કે, "આપ બગાળના સાક્ષરોના પુસ્તકોના

તરજૂમા ગુજરાતી ભાષામાં કરાવી પ્રસિદ્ધ કરો છો, તો ગુજરાતી કવિ પ્રેમાનંદ આદિ કવિઓનાં કાવ્યો પ્રસિદ્ધ કરો તો ઠીક." એમણે મને ઉત્તર આપ્યો કે, "તુમ સબ લઠ લો, ફિર હમ દેખેંગે."

હાલ તો તે સ્વસ્વરૂપને પામ્યા છે, તો એ મહાત્માએ નીમેલા ટ્રસ્ટીઓ આ પુસ્તકો છપાવે તો જનસમૂહ ઉપર ઉપકાર થાય. તેમ જ સ્વ. ઇચ્છારામભાઈના પુત્રો બૃહત્ કાવ્યદોહનમાં ન છપાયેલાં પ્રાચીન કાવ્યમાળાનાં પુસ્તકો છપાવી સ્વર્ગસ્થની ઇચ્છા મુજબ કાવ્યદોહનના દશે ગ્રંથ પૂરા કરે તો ઠીકઃ સ્વ. ઇચ્છારામભાઈના આત્માને શાન્તિ થશે. તેમ જ 'ગુજરાત વર્નાક્યુલર સોસાયટી', મુંબઈની પુસ્તક પ્રચારક મંડળી, વડોદરા સયાજી ગ્રંથમાળા તથા વડોદરા સાહિત્ય સભા; વગેરે કોઈ પણ આ બધાં પુસ્તક ફરી છપાવવાનું મન ઉપર લે તો એ છપાયેલાં પુસ્તકોનો પુનરુદ્ધાર થાય. હાલનો યુવાન વર્ગ પ્રાચીન કવિઓની કાવ્ય-ચમત્કૃતિને ભૂલી ગયો છે તો તેમને પણ જાણવાનું ને શીખવાનું ઘણું મળે.

નાથાશંકર શાસ્ત્રીનાં રચેલાં કાવ્યોના 'કોપીરાઈટ' માટે તેમની વિધવા સ્ત્રી પાસેથી પરવાનગી મળશે.

**વડોદરા**
અષાઢ વ. ૯. સં. ૧૯૯૮
તા. ૧૫-૮-'૪૨

લેખક
(સહી) **ભીખાભાઈ શિવરામ શુકલ**
**ઝાડેશ્વર**, વાયા ભરૂચ



**શ્રી. ભીખાભાઈ શિવરામ શુકલ**
જન્મ : સંવત ૧૯૨૨, ફાગણ વદિ ૮



**સ્વ. શ્રી. નાથાશંકર પૂજાશંકર શાસ્ત્રી**
જન્મ : સં ૧૯૧૭, આશ્વિન શુકલ ૧૫
અવસાન : સંવત ૧૯૫૨, ફાગણ વદિ ૧૩

# પરિશિષ્ટ ૧

## દી બ મણિભાઈને બતાવેલી હાથપ્રતો

| પોથી નં | પેટા નં | ગ્રંથનું નામ | ગ્રંથ રચનાર | રચ્યા સંવત | નકલનો સંવત |
|---|---|---|---|---|---|
| ૧ | ૧ | દશમસ્કંધ ભાગવત | ભાલણ | | ૧૬૬૦ |
| | ૨ | ગુરુદક્ષા | પ્રેમાનંદ | | |
| | ૩ | નાગદમન | | | |
| ૨ | ૪ | બભ્રુવાહન આખ્યાન | હરિભટ | ૧૬૯૫ | |
| ૩ | ૫ | અશ્વમેધ | રત્નેશ્વર | ૧૭૪૩ | ૧૮૧૬ |
| | ૬ | નળાખ્યાન | પ્રેમાનંદ | ૧૭૩૩ | |
| ૪ | ૭ | ઓખાહરણ | ,, | | ૧૮૬૪ |
| | ૮ | મદાલસાની કથા | ,, | ૧૭૨૮ | ૧૮૬૫ |
| | ૯ | સુદામાચરિત્ર | ,, | ૧૭૩૮ | |
| | ૧૦ | ગજેન્દ્રમોક્ષ | રામકૃષ્ણ | | |
| | ૧૧ | હનુમાન ગરુડનો સંવાદ | | | |
| | ૧૨ | જ્ઞાનકક્કો | | | |
| ૫ | ૧૩ | સુરેખાહરણ | વીરજી | ૧૭૨૦ | ૧૮૬૦ |
| ૬ | ૧૪ | અભિમન્યુ આખ્યાન | પ્રેમાનંદ | ૧૭૨૮ | ૧૯૧૦ |
| ૭ | ૧૫ | શ્રીમદ્ભાગવતના નવસ્કંધ | | | ૧૭૭૯ |
| ૮ | ૧૬ | નરસિંહ મહેતાના પિતાનું શ્રાદ્ધ | ભગવાનદાસ | | ૧૯૧૦ |
| | ૧૭ | રણછોડજીનો ગરબો | રણછોડ | ૧૮૯૯ | |
| ૯ | ૧૮ | હરિશ્ચંદ્રપુરીની કથા | વિષ્ણુદાસ | ૧૬૫૩ | |
| | ૧૯ | ધ્રુવચરિત્ર આખ્યાન | હરિદાસ | ૧૬૩૦ | |
| | ૨૦ | શલ્યપર્વની કથા | વિષ્ણુદાસ | | |
| | ૨૧ | કુંવરબાઈનું મોસાળું | પ્રેમાનંદ | ૧૬૯૯ | |
| | ૨૨ | રુક્માંગદચરિત્ર | વિષ્ણુદાસ | ૧૬૩૪ | ૧૮૧૯ |
| | ૨૩ | અભિમન્યુ આખ્યાન | વલ્લભકૃત | | |
| | ૨૪ | ભારતના છૂટા પર્વ (અણીંક, વિરાટ ) | | | |
| ૧૦ | ૨૫ | સુરેખાહરણ | વીરજી | | |
| | ૨૬ | નળાખ્યાન | પ્રેમાનંદ | | |
| | ૨૭ | પાંડવગીતા | | ૧૭૦૨ | ૧૮૧૩ |
| ૧૧ | ૨૮ | હરિરસ | ઈશ્વર | | |
| | ૨૯ | ઓધવજીની અરજી | વલ્લભ | | |
| | ૩૦ | સવૈયા | | | |
| | ૩૧ | સવૈયા દાજીના અને સાખીઓ તથા પદો | | | |
| | ૩૨ | નરસિંહ મહેતાની હૂંડી | પ્રેમાનંદ | | |
| | ૩૩ | છૂટા રાગના પદ | | | |
| | ૩૪ | કૃષ્ણબાળચરિત્રના ચંદ્રાવળા છંદ | | | ૧૮૧૩ |
| | ૩૫ | પ્રભાતી રાગના પદ તથા છૂટા પદ | | | |
| | ૩૬ | બળિરાજાનું આખ્યાન | | | |
| | ૩૭ | હમચી | | | ૧૭૦૯ |
| | ૩૮ | અર્જુનગીતા અને દશ અવતાર | | | |
| | ૩૯ | ચાતુરી | | | |
| | ૪૦ | રુક્મણીવિવાહ | | | ૧૮૧૬ |
| | ૪૧ | સદાશિવવિવાહ | | | |
| | ૪૨ | રામજીનો વિવાહ | | | |
| | ૪૩ | વસંતના પદ | | | |
| | ૪૪ | પાંડવવિષ્ટિ | | | |
| ૧૨ | ૪૫ | તુલસીકૃત રામઆજ્ઞા (શુકનાવલી) | તુલસીદાસ | | ૧૮૩૬ |
| | ૪૬ | ગોકુળના મહારાજની કરેલી શુકનાવલી | | | |
| | ૪૭ | મધુમાલતી | ચતુરભુજદાસ | | ૧૮૮૯ |
| ૧૩ | ૪૮ | પરચૂરણ પદો | | | |
| ૧૪ | ૪૯ | સુંદર શૃંગાર | સુંદરદાસ | | ૧૮૨૯ |
| | ૫૦ | દ્વાદશ માસ વર્ણન | ,, | | |
| | ૫૧ | બિહારીદાસ કૃત સતસઈ | બિહારીદાસ | | ૧૮૨૯ |
| ૧૫ | ૫૨ | જલંધર આખ્યાન | | | |
| ૧૬ | ૫૩ | રામવિવાહ | ચર્ણરજ | ૧૭૮૫ | ૧૮૬૭ |
| | ૫૪ | પદ્માવતીની વાર્તા | શામળ | ૧૭૭૪ | ૧૮૫૪ |
| | ૫૫ | નંદબત્રીસી | ,, | | |
| | ૫૬ | રણયજ્ઞ | પ્રેમાનંદ | | ૧૮૬૭ |
| ૧૭ | ૫૭ | શિવપુરાણ | | | |
| | ૫૮ | બળિરાજાનું આખ્યાન | પ્રેમાનંદ | | ૧૭૨૭ |
| | ૫૯ | નરસિંહ મહેતાનું મામેરું | ,, | ૧૭૩૮ | ૧૮૬૫ |

| પોથી નં. | પેટા નં. | ગ્રંથનું નામ | ગ્રંથ રચનાર | રચ્યા સંવત | નકલનો સંવત |
|---|---|---|---|---|---|
| ૧૮ | ૬૦ | રસિકપ્રિયા હિંદુસ્તાની ભાષામાં (ગુજરાતી ટીકાવાળી) | | | |
| ૧૯ | ૬૧ | ગદાપર્વ | | | |
| | ૬૨ | લક્ષ્મણાહરણ | પ્રેમાનંદ | | |
| | ૬૩ | રુક્ષ્મણીહરણ | | | |
| | ૬૪ | નાગદમન | પ્રેમાનંદ | | |
| | ૬૫ | મત્સ્યવેધ | હરિદાસ | | |
| | ૬૬ | વજ્રનાભવતીનો સ્વયંવર | | | |
| ૨૦ | ૬૭ | સ્વર્ગારોહણી | રત્નેશ્વર | ૧૭૪૮ | |
| | ૬૮ | પંચાધ્યાયીનો ગરબો | દયારામ | | ૧૮૯૫ |
| | ૬૯ | સત્યભામાનો વિવાહ | ,, | | ૧૮૯૫ |
| | ૭૦ | પરચૂરણ કીર્તન, પદો | ,, | | ૧૮૯૫ |
| ૨૧ | ૭૧ | રામાયણ, અરણ્યકાંડ | વિષ્ણુદાસ | ૧૬૫૪ | ૧૮૧૬ |
| | ૭૨ | કિષ્કિંધાકાંડ | ,, | | |
| | ૭૩ | સુંદરકાંડ | ,, | ૧૭૫૭ | ૧૮૬૮ |
| ૨૨ | ૭૪ | અશ્વમેધ | | | |
| | ૭૫ | સ્વર્ગારોહણી | રત્નેશ્વર | ૧૭૪૮ | ૧૮૫૯ |
| ૨૩ | ૭૬ | કામાવતીની કથા | વીરજી | ૧૭૨૫ | ૧૮૪૨ |
| | ૭૭ | સુભદ્રાહરણ (અધૂરું છે) | | | |
| ૨૪ | ૭૮ | સીતાહરણ | પ્રેમાનંદ | ૧૭૪૧ | ૧૮૪૪ |
| | ૭૯ | અભિમન્યુ આખ્યાન | ,, | | |
| | ૮૦ | અબોલા રાણીની વાર્તા | શામળ | | |
| ૨૫ | ૮૧ | હંસા ચારખંડી | શિવદાસ | | ૧૮૫૮ |
| | ૮૨ | હંસાની વાર્તા | શામળ | | ૧૮૫૮ |
| | ૮૩ | ગોપઓધાર (ઉદ્ધાર) | | | ૧૮૫૭ |
| | ૮૪ | જાલમ જાલિયાનો પિયાણો | રામસંગ | ૧૮૧૨ | ૧૮૫૮ |
| ૨૬ | ૮૫ | ઓખાહરણ | પ્રેમાનંદ | | ૧૮૭૫ |
| | ૮૬ | ચંદ્રહાસ આખ્યાન | વિષ્ણુદાસ | ૧૮૫૧ | ૧૮૮૫ |
| ૨૭ | ૮૭ | રુક્ષ્મણીસ્વયંવર | ત્રીકમદાસ | | ૧૮૮૬ |
| | ૮૮ | પરચૂરણ પદો | ,, | | ૧૮૮૬ |
| | ૮૯ | પરવતપચીશી | ,, | | ૧૮૮૬ |
| ૨૮ | ૯૦ | પંચદંડની વાર્તા | શામળ | | ૧૮૮૧ |
| | ૯૧ | સુરેખાહરણ | વીરજી | ૧૭૨૦ | ૧૮૮૭ |
| | ૯૨ | નંદબત્રીસી | શામળ | | ૧૮૬૬ |

| પોથી નં. | પેટા નં. | ગ્રંથનું નામ | ગ્રંથ રચનાર | રચ્યા સંવત | નકલનો સંવત |
|---|---|---|---|---|---|
| | ૯૩ | નરસિંહ મહેતાનું મામેરું | પ્રેમાનંદ | ૧૭૭૯ | |
| ૨૯ | ૯૪ | શામળશાનો વિવાહ | દેવીદાસ | ૧૭૨૦ | |
| | ૯૫ | હરિશ્ચંદ્રપુરી | વિષ્ણુદાસ | ૧૬૫૭ | |
| | ૯૬ | હારસમેનાં કીર્તન (હારમાળા) | નરસિંહ | | |
| ૩૦ | ૯૭ | ચેતામણી–બારમાસ | પ્રીતમ | | |
| | ૯૮ | સોરઠના બાર માસ | ,, | | |
| | ૯૯ | બ્રહ્મલીલા | ,, | ૧૮૪૭ | |
| | ૧૦૦ | ગુરુમહિમા | ,, | | |
| | ૧૦૧ | સરસગીતા | ,, | ૧૮૨૦ | ૧૯૨૫ |
| | ૧૦૨ | દશઅંગ | ,, | ૧૮૩૭ | |
| | ૧૦૩ | બ્રહ્માનો ગરબો | ,, | | |
| | ૧૦૪ | ઉમિયામહાદેવનો સંવાદ | | | |
| | ૧૦૫ | પ્રેમપ્રકાશ | પ્રીતમ | | |
| | ૧૦૬ | વનસ્તુતિ | ,, | | |
| | ૧૦૭ | શોભણવાણી | શોભણ | | |
| ૩૧ | ૧૦૮ | સ્વર્ગારોહણી | સુરભટ્ટ | ૧૭૦૪ | ૧૯૩૩ |
| ૩૨ | ૧૦૯ | માતાજીનો ગરબો | વલ્લભ | | |
| | ૧૧૦ | સુરેખાહરણ | વીરજી | ૧૭૨૦ | |
| | ૧૧૧ | ચંદ્રના ઝૂમખાનો વિચાર (ગદ્યમાં) | | | |
| | ૧૧૨ | માતાજીના ગરબા (આણંદ, શણગાર, કળિયુગ, વગેરે) | વલ્લભ | | |
| ૩૩ | ૧૧૩ | જ્ઞાનદર્પણ | ગોપાળદાસ | | |
| | ૧૧૪ | ભજનો | આશારામ | | |
| ૩૪ | ૧૧૫ | પિંગળ | નાગ | | ૧૭૬૭ |
| | ૧૧૬ | રાવણ મંદોદરી સંવાદ | | | ૧૭૧૧. |
| | ૧૧૭ | માન્ધાતાની કથા | | ૧૫૮૫ | ૧૭૭૭ |
| | ૧૧૮ | પૃથ્વીરાજ રાઠોડકૃત વેલી | | | ૧૮૬૭ |
| | ૧૧૯ | વેતાલનાં કવિત | | | |
| | ૧૨૦ | રણજંગ | | | ૧૭૭૬ |
| | ૧૨૧ | રણજંગ જગતશંગનો | | | |
| | ૧૨૨ | કેટલાંક ગીત–કવિતગીત તથા ગોરખનાથના છંદ | | | |
| ૩૫ | ૧૨૩ | ગુરુજ્ઞાન | વૃત્યાનંદ | ૧૯૦૭ | |
| | ૧૨૪ | સંપ્રદાધામ વગેરે | | | |
| | ૧૨૫ | પરચૂરણ કીર્તન તથા રાસનાં પદ (છ રાગમાં ગવાતાં) | | | |
| | ૧૨૬ | પરચૂરણ પદો કૃષ્ણનાં | | | |

| પોથી નં | પેટા નં | ગ્રંથનુ નામ | ગ્રંથ રચનાર | રચ્યા સંવત | નકલનો સંવત |
|---|---|---|---|---|---|
| ૩૬ | ૧૨૭ | હરિશ્ચંદ્ર રાજાનુ આખ્યાન | વિષ્ણુદાસ | ૧૬૫૭ | ૧૮૮૨ |
| ૩૭ | ૧૨૮ | મત્સ્યવેધ | શિવદાસ | ૧૬૭૭ | ૧૭૭૦ |
| | ૧૨૯ | શામળશાનો વિવાહ | હરિદાસ | ૧૭૨૫ | ૧૭૮૦ |
| | ૧૩૦ | મામેરુ | પ્રેમાનંદ | ૧૭૩૯ | ૧૭૭૨ |
| | ૧૩૧ | રાજા ડાગવનુ આખ્યાન | શિવદાસ | ૧૬૭૨ | ૧૭૭૨ |
| ૩૮ | ૧૩૨ | મોસાળુ | પ્રેમાનંદ | ૧૭૩૯ | ૧૮૨૮ |
| | ૧૩૩ | શામળશાનો વિવાહ | હરિદાસ | ૧૭૨૫ | ૧૮૨૮ |
| | ૧૩૪ | યમગીતા | શંકર | ૧૬૭૭ | ૧૮૨૮ |
| | ૧૩૫ | દ્રૌપદીચરિત્ર તથા વસ્ત્રાહરણ (હિંદુસ્તાનીમાં) | દેવાદાસ | | ૧૮૭૧ |
| | ૧૩૬ | રામકથા-રણયજ્ઞનુ આખ્યાન | પ્રેમાનંદ | | |
| ૩૯ | ૧૩૭ | ભગવદ્‌ગીતા | રામભક્ત | | ૧૮૧૦ |
| | ૧૩૮ | હારમાળા | નરસિંહ | ૧૫૭૦ | |
| | ૧૩૯ | પ્રભાતિયા | ,, | | |
| ૪૦ | ૧૪૦ | નંદબત્રીસી | શામળ | | ૧૯૧૨ |
| | ૧૪૧ | મામેરુ | પ્રેમાનંદ | | |
| | ૧૪૨ | વામનકથા | | | |
| ૪૧ | ૧૪૩ | સીતાજીના બાર માસ | જીવણ | | ૧૮૯૯ |
| | ૧૪૪ | બાર માસ | દેવકૃષ્ણજીની | | |
| | ૧૪૫ | મેનાપોપટની વાર્તા | શામળ | | |
| | ૧૪૬ | વૈરાગ્યસારના સર્ગ | રત્નેશ્વર | | ૧૮૯૯ |
| ૪૨ | ૧૪૭ | અશ્વમેધ | રત્નેશ્વર | ૧૭૪૩ | ૧૯૦૫ |
| ૪૩ | | | | | |
| ૪૪ | | | | | |
| ૪૫ | ૧૪૮ | લક્ષ્મણાહરણ | પ્રેમાનંદ | ૧૭૨૦ | |
| ૪૬ | ૧૪૯ | હૂંડી | ,, | ૧૭૫૪ | ૧૮૯૯ |
| | ૧૫૦ | પરકાયાપ્રવેશની વાર્તા | | | |
| | ૧૫૧ | નંદબત્રીસી | શામળ | | ૧૯૧૨ |
| | ૧૫૨ | શિવમહિમા | | | ૧૮૯૯ |
| | ૧૫૩ | મોસાળુ | પ્રેમાનંદ | ૧૭૩૯ | |
| ૪૭ | ૧૫૪ | ભાગવતવિચાર | ભીમ | | |
| | ૧૫૫ | વિષ્ણુસહસ્રનામ | | | |
| | ૧૫૬ | પ્રહ્લાદજીનુ આખ્યાન | | | |
| ૪૮ | ૧૫૭ | | | | |
| | ૧૫૮ | કબીરની વાણી—કામી અગની | કબીર | | |
| ૪૯ | ૧૫૯ | બ્રહ્મસ્વરૂપ-નિરૂપણ | | | ૧૮૧૯ |
| ૫૦ | ૧૬૦ | નાગસવાદ | વશરામ | | ૧૮૬૩ |
| | ૧૬૧ | હારમાળા | નરસિંહ | | ૧૮૬૩ |
| | ૧૬૨ | ધ્રુવાખ્યાન | | ૧૬૬૪ | |
| | ૧૬૩ | હૂંડી | પ્રેમાનંદ | | |
| ૫૧ | ૧૬૪ | વૈરાગ્યસાગરના સર્ગ | રત્નેશ્વર | | ૧૮૨૯ |
| | ૧૬૫ | પરચૂરણ ધોળ | | | |
| ૫૨ | ૧૬૬ | ડાગવ રાજાનુ આ | શિવદાસ | ૧૭૭૨ | |
| | ૧૬૭ | પરચૂરણ પદો | | | |
| ૫૩ | ૧૬૮ | સુદામાચરિત્ર | પૂર્ણાનંદ | | |
| | ૧૬૯ | પરચૂરણ પદો | | | |
| | ૧૭૦ | કપિલગીતા | | | |
| ૫૪ | ૧૭૧ | | | | |
| | ૧૭૨ | વીનેચટની કથા | | | |
| ૫૫ | ૧૭૩ | હારમાળા | નરસિંહ | | |
| ૫૬ | ૧૭૪ | | | | |
| | ૧૭૫ | રામવિવાહ | ભાલણ | | |
| | ૧૭૬ | ધ્રુવાખ્યાન | ભાલણ | | |
| | ૧૭૭ | સુધન્વાખ્યાન | હરિદાસ | | |
| | ૧૭૮ | ગોવિંદસ્તોત્ર | શંકરાચાર્ય | | |
| | ૧૭૯ | બબ્રુવાહનની કથા | | | ૧૭૫૩ |
| | ૧૮૦ | નરસિંહ મહેતાની હારમાળા | નરસિંહ | | |
| | ૧૮૧ | સપ્તસતીનું આખ્યાન | ભાલણ | | ૧૭૫૩ |
| | ૧૮૨ | ચંદ્રહાસનું આ | નાકરદાસ | | ૧૭૯૯ |
| ૫૭ | ૧૮૩ | પરચૂરણ પદો—પ્રભાતિયા | | | |
| ૫૮ | ૧૮૪ | હૂંડી | પ્રેમાનંદ | | ૧૮૪૪ |
| | ૧૮૫ | સુરેખાહરણ | વીરજી | ૧૭૨૦ | ૧૮૫૦ |
| | ૧૮૬ | નળાખ્યાન | પ્રેમાનંદ | ૧૭૪૨ | ૧૮૫૧ |
| | ૧૮૭ | સુદામાચરિત્ર | ,, | ૧૭૩૮ | ૧૮૫૨ |
| | ૧૮૮ | લવકુશનુ આ | નાકરદાસ | | ૧૮૪૯ |
| | ૧૮૯ | સ્વર્ગારોહણ | સુરભટ | ૧૭૦૪ | |
| ૫૯ | ૧૯૦ | થાળ, પદ, હિંદોળા, રામજીનો ગરબો વગેરે પદ | | | |
| | ૧૯૧ | દશમ સ્કંધ—લાવણીરૂપે | નરભેરામ | | |

| પોથી નં. | પેટા નં. | ગ્રંથનું નામ | ગ્રંથ રચનાર | રચ્યા સંવત | નકલનો સંવત |
|---|---|---|---|---|---|
| ૬૦ | ૧૯૨ | સ્વર્ગારોહણ | સુરભટ્ટ | ૧૭૦૪ | |
| ૬૧ | ૧૯૩ | થાળ, પદ, હિંદોળા, રામજીનો ગરબો વગેરે પદ | | | |
| ૬૨ | ૧૯૪ | દશમ સ્કંધ— લાવણીરૂપે | નરભેરામ | | |
| ૬૩ | ૧૯૫ | માતાજીનો ગરબો સિદ્ધેશ્વર મહાદેવનો છંદ | | | |
| | ૧૯૬ | રાધારમણના છંદ | મુક્તાનંદ | | |
| | ૧૯૭ | વિવેકચિંતામણી | ,, | | |
| ૬૪ | ૧૯૮ | ભાગવતવિચાર | ભીમ | | |
| ૬૫ | ૧૯૯ | ગીતગોવિંદ | જયદેવ | | ૧૮૨૪ |
| ૬૬ | ૨૦૦ | વૈરાગ્યસાર | | | |
| ૬૭ | ૨૦૧ | સુરતીનો વિવાહ | પ્રીતમ | ૧૮૩૮ | |
| | ૨૦૨ | મણિરત્નમાળા | તુલસીદાસ | | |
| | ૨૦૩ | ચર્પટમંજરી | | | |
| | ૨૦૪ | ગુરુમહિમા | પ્રીતમ | | |
| | ૨૦૫ | રામરક્ષા | | | |
| | ૨૦૬ | નંદજીના મહિમા | જીવણ | | |
| | ૨૦૭ | પ્રેમલક્ષણાકીર્તન | | | |
| | ૨૦૮ | પરચૂરણ પદ, ધોળ | | | |
| ૬૮ | ૨૦૯ | પરચૂરણ પદો | | | |
| ૬૯ | ૨૧૦ | ફતેહસિંહનો ગરબો | | | |
| ૭૦ | ૨૧૧ | ધર્મસમાધિ | કૃષ્ણ | | ૧૭૯૯ |
| | ૨૧૨ | | | | |
| | ૨૧૩ | નિરધાર સત | | | ૧૭૮૮ |
| | ૨૧૪ | રૂપનારાયણ કીર્તનો | | | |
| ૭૧ | ૨૧૫ | સુરતીબાઈનો વિવાહ | ધીરો | | ૧૮૭૯ |
| ૭૨ | ૨૧૬ | પદો | ભાલણ | | |
| ૭૩ | ૨૧૭ | રાસસર્ગનાં ગોપીવિરહનાં પદ | નરસિંહ | | |
| ૭૪ | ૨૧૮ | દુર્વાસાએ પાંડવોની લીધેલી પરીક્ષા | કાલિદાસ | | |
| | ૨૧૯ | પરચૂરણ પદો | દયારામ પ્રીતમ | | |
| ૭૫ | ૨૨૦ | કોકશાસ્ત્ર | | | |
| ૭૬ | ૨૨૧ | નળાખ્યાન | પ્રેમાનંદ | ૧૭૭૬ | ૧૯૨૮ |
| ૭૭ | ૨૨૨ | ઓડાણાનું આ. | રામનાથ | ૧૮૨૫ | ૧૮૮૮ |
| | ૨૨૩ | દાણલીલા, જન્માષ્ટમી વગેરેના પદો | | | |
| | ૨૨૪ | હારમાળા | | | |





| પોથી નં. | પેટા નં. | ગ્રંથનું નામ | ગ્રંથ રચનાર | રચ્યા સંવત | નકલનો સંવત |
|---|---|---|---|---|---|
| | ૨૨૫ | કૃષ્ણઉપાસનાનો કક્કો | | | |
| | ૨૨૬ | ભમરપચીસી | પ્રેમાનંદ | | ૧૮૮૯ |
| | ૨૨૭ | રઘુનાથજીનો વરઘોડો | તુલસીદાસ | | |
| | ૨૨૮ | વણઝારો | પ્રેમાનંદ | | |
| ૭૮ | ૨૨૯ | સત્યભામાનો વિવાહ | | | |
| | ૨૩૦ | લક્ષ્મીપાર્વતીનો સંવાદ | મોકમ | | |
| ૭૯ | ૨૩૧ | પરચૂરણ પદો | કમાલ, ધીરો, કબીર | | |
| | ૨૩૨ | રુક્મણીહરણ | દયારામ | | |
| | ૨૩૩ | સાંખ્યયોગનું ગદ્ય તરીકે | | | |
| ૮૦ | ૨૩૪ | પરચૂરણ પદો | | | |
| | ૨૩૫ | કાગળ | ધરમગર | ૧૯૨૮ | |
| | ૨૩૬ | પરચૂરણ પદો | | | |
| ૮૧ | ૨૩૭ | નળાખ્યાન | પ્રેમાનંદ | ૧૭૭૬ | |
| | ૨૩૮ | પરશુરામનું આ. | | | |
| | ૨૩૯ | રણયજ્ઞ | પ્રેમાનંદ | | |
| | ૨૪૦ | વામનકથા | ,, | | |
| | ૨૪૧ | વિક્રમચરિત્ર | શામળ | | |
| | ૨૪૨ | ગંધર્વસેનની વાર્તા | ,, | | |
| | ૨૪૩ | ઓખાહરણ | પ્રેમાનંદ | | |
| ૮૨ | ૨૪૪ | નળાખ્યાન | પ્રેમાનંદ | ૧૭૭૬ | ૧૯૩૪ |
| ૮૩ | ૨૪૫ | કૃષ્ણગોપીની ગરબીઓ | ગિરધર | | ૧૯૨૩ |
| | ૨૪૬ | કૃષ્ણજન્મ-ખંડનો ગરબો | દયારામ | | |
| | ૨૪૭ | ગિરધર કૃત ગરબો | ગિરધર | | |
| ૮૪ | ૨૪૮ | પરચૂરણ પદો— નાગદમન | | | |
| | ૨૪૯ | રામજીનો ગરબો | | | ૧૮૯૮ |
| | ૨૫૦ | દ્વારકા ભક્તના મહિના | | | |
| | ૨૫૧ | દાણલીલા, મહિના વ. | | | |
| ૮૫ | ૨૫૨ | કક્કો તથા વાર તથા પદો વગેરે | ગોવિંદ | ૧૮૯૩ | |
| | ૨૫૩ | પરચૂરણ પદો | ધીરોભક્ત | | |
| ૮૬ | ૨૫૪ | કૃષ્ણનાં પરચૂરણ ધોળ | | | |
| ૮૭ | ૨૫૫ | કર્મગીતા | મહીદાસ | | ૧૮૫ |

| પોથી નં | પેટા નં | ગ્રંથનું નામ | ગ્રંથ રચનાર | રચ્યા સંવત | નકલનો સંવત |
|---|---|---|---|---|---|
| | ૨૫૬ | રાધિકાવિવાહ | ગિરધર | | ૧૮૬૧ |
| | ૨૫૭ | પરશુરામનું આ | શિવદાસ | | ૧૮૬૨ |
| | ૨૫૮ | મહાદેવભીલડીનો સંવાદ | રણછોડ | | ૧૮૮૯ |
| | ૨૫૯ | રુદ્રાક્ષમાહાત્મ્ય | ,, | | ૧૮૮૯ |
| | ૨૬૦ | શિવજીનો ગરબો | ,, | | |
| | ૨૬૧ | શિવભક્તમાળા | ,, | | ૧૮૮૯ |
| | ૨૬૨ | શિવાખ્યાન | ,, | | ૧૯૦૩ |
| ૮૮ | ૨૬૩ | કામેશ્વરનું આ | જોગીદાસ | ૧૬૪૭ | ૧૭૩૬ |
| | ૨૬૪ | અર્ણીકપર્વ | | | ૧૭૩૬ |
| | ૨૬૫ | દાણલીલા, સવૈયા | | | ૧૭૩૬ |
| | ૨૬૬ | કીર્તનો | | | |
| | ૨૬૭ | શુકનાવલી | | | |
| | ૨૬૮ | લક્ષ્મીપાર્વતીનો સંવાદ | સુરદાસ | | ૧૭૩૬ |
| | ૨૬૯ | મુગલી સંવા | નાકરદાસ | | ૧૭૩૬ |
| | ૨૭૦ | દુવારી (કૃષ્ણ-વિહારના પદ) | સુરદાસ | | |
| ૮૯ | ૨૭૧ | ભગવદ્ગીતા | રત્નેશ્વર | ૧૭૪૮ | ૧૮૪૧ |
| | ૨૭૨ | વિવેકવણઝારો | પ્રેમાનંદ | | |
| | ૨૭૩ | ભગવત્સ્તુતિ | | | |
| ૯૦ | ૨૭૪ | સભાપર્વ | નાકર | | |
| | ૨૭૫ | વિરાટપર્વ | નાકર | | |
| | ૨૭૬ | અખાની વાણી | અખો | | |
| ૯૧ | ૨૭૭ | સ્વર્ગારોહણી | રત્નેશ્વર | ૧૭૪૮ | ૧૮૪૧ |
| | ૨૭૮ | ચંદ્રહાસનું આ | ,, | | |
| | ૨૭૯ | વલ્લભાખ્યાન | | | |
| | ૨૮૦ | અર્જુનગીતા | | | |
| | ૨૮૧ | રાધિકાજીનો વિવાહ | | | |
| ૯૨ | ૨૮૨ | રુકમાંગદપુરીનું આખ્યાન | વિષ્ણુદાસ | | ૧૮૫૧ |
| | ૨૮૩ | બોડાણાની કથા | રામનાથ | ૧૮૨૫ | ૧૮૭૩ |
| ૯૩ | ૨૮૪ | શ્રીમદ્ભાગવત | રત્નેશ્વર | | ૧૮૦૭ |
| ૯૪ | ૨૮૫ | વિરાટપર્વ | નાકર | ૧૬૧૨ | ૧૮૯૩ |
| ૯૫ | ૨૮૬ | હરિશ્ચંદ્રાખ્યાન | વિષ્ણુદાસ | ૧૬૫૭ | |
| ૯૬ | ૨૮૭ | અંબરીષ રાજાની કથા | | ૧૬૪૫ | |
| ૯૭ | ૨૮૮ | ડાગવ રાજાનું આ | શિવદાસ | ૧૬૭૨ | |
| ૯૮ | ૨૮૯ | અક્ષયગીતા | અખો | ૧૭૭૫ | |
| ૯૯ | ૨૯૦ | હારલીલા | નરસિંહ | | |
| ૧૦૦ | ૨૯૧ | નંદબત્રીસી | શામળ | | ૧૮૯૩ |
| ૧૦૧ | ૨૯૨ | વસંતવર્ણન | સુરદાસ | | |
| | ૨૯૩ | વિહાર | , | | ૧૭૭૯ |
| | ૨૯૪ | નવરસ | નારાયણદાસ | | |
| ૧૦૨ | ૨૯૫ | વર્ષ દિવસના ઉત્સવની વિધિ | | | |
| ૧૦૩ | ૨૯૬ | ઉત્સવની સેવા | | | |
| ૧૦૪ | ૨૯૭ | પ્રહ્લાદજીની નિશાળ | પ્રેમાનંદ | | |
| ૧૦૫ | ૨૯૮ | હસ્તામલક | ભાણદાસ | | |
| ૧૦૬ | ૨૯૯ | ભમર ભૂદરના મહિના શંકર ને ભીલડી | પ્રેમાનંદ | | |
| ૧૦૭ | ૩૦૦ | રસિક પ્રિયા | | | |
| ૧૦૮ | ૩૦૧ | વિષ્ણુસહસ્રનામ | | | |
| | ૩૦૨ | ભ્રમરગીતા | | | |
| ૧૦૯ | ૩૦૩ | ઉત્પાતનો ગરબો | | | |
| ૧૧૦ | ૩૦૪ | અનેક અર્થ મંજરી | | | |
| ૧૧૧ | ૩૦૫ | હારમાળા | | | |
| ૧૧૨ | ૩૦૬ | કોકશાસ્ત્ર | | | |
| ૧૧૩ | ૩૦૭ | કામીવતીની વાર્તા | | | |
| ૧૧૪ | ૩૦૮ | દાણલીલા | | | |
| | ૩૦૯ | બારાખડી સુદામાની | | | |
| ૧૧૫ | ૩૧૦ | ઓખાહરણ | માધવદાસ | | ૧૭૬૭ |
| | ૩૧૧ | નરસિંહ મહેતાનું મોસાળું | પ્રેમાનંદ | ૧૭૩૯ | ૧૭૬૭ |
| | ૩૧૨ | એકાદશીનું આ | શિવદાસ | ૧૬૭૦ | ૧૭૬૭ |
| | ૩૧૩ | શામળશાનો વિવાહ | પ્રેમાનંદ | ૧૭૨૫ | ૧૭૬૮ |
| | ૩૧૪ | કીર્તનો, પદ, ધોળ, વાડીનો રાસ, લઘુ રાસ, વગેરે | | | |
| | ૩૧૫ | હારમાળા | નરસિંહ | | |
| | ૩૧૬ | હિંડોળાના પદ | ભગવાનદાસ | | |
| | ૩૧૭ | પરચૂરણ પદો વગેરે | | | |
| ૧૧૬ | ૩૧૮ | પરચૂરણ પદો | દયારામ, કબીર, પ્રીતમ | | |
| ૧૧૭ | ૩૧૯ | વસ્ત્રહરણ | જીવરામ | | |
| | ૩૨૦ | જીવરાજની મુસાફરી | ,, | | |
| ૧૧૮ | ૩૨૧ | વસ્ત્રહરણ | ,, | | |
| ૧૧૯ | ૩૨૨ | છૂટક પદ | દયારામ | | |
| ૧૨૦ | | | | | |
| ૧૨૧ | ૩૨૩ | રાધિકાના મહિના વિલાપના | શંકરનંદન | | |
| | ૩૨૪ | અંબાજીનો ગરબો | | | |

## વાચકવૃંદને સૂચના

આ યાદી દી. સા. મણિભાઈ જોવા આવનાર હતા તે વખતે કરેલી છે. તે વખતે આ પુસ્તકોનો શો ઉપયોગ થશે તેનો ખ્યાલ મને નહોતો તેથી, અને બે દિવસમાં બધું કામ પૂરું કરવાનું હતું તેથી, દરેક પુસ્તકની બધી હકીકત લખી નથી. દરેક પુસ્તકનાં પાનાં ફેરવતાં તે ગ્રંથનું નામ અને કવિ વગેરે જેટલું સમજાયું તેટલું જ લખી લીધું હતું. કેટલીક જગ્યાએ કવિનાં નામ ન સમજાયાથી અગર ફાટી ગયેલાં હોવાથી ફક્ત કાવ્યનું નામ લખી ફક્ત કાપલીઓ મૂકેલી. તે ઉપરથી આ યાદી સંવત ૧૯૪૬–૪૭માં કરેલી છે. તે વખતે હું સાહિત્યનો રસિયો નહોતો.

શાસ્ત્રી જે જે ગ્રંથ લખતા તે વખતે આ યાદી ઉપરથી તે ગ્રંથને મળતાં બીજાં પુસ્તકો જોતા અને પ્રતપાઠાંતર લખતા.

કેટલાંક પુસ્તકોમાં કથાની (કાવ્યની) શરૂઆતમાં મંગલાચરણ વખતે માણભટો મંગલાચરણ બોલે છે તેવાં બીજા કવિનાં પદ પણ એક બે કડી ફેરવી પોતાના નામથી લખેલાં હતાં.

પરિશિષ્ટ

# ત્રિમાસિક

| અનુક્રમ નંબર | પુસ્તકનુ નામ | પેટાના કાવ્યો | કર્તા | રચ્યા સંવત | હસ્તલિખિત જૂના પુસ્તકની યાદીમા આ પુસ્તક છે કે નહિ |
|---|---|---|---|---|---|
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ |

## ત્રિમાસિક શરૂ થતા

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૧ | રણયજ્ઞ | રણયજ્ઞ | પ્રેમાનંદ કવિ | ચોક્કસ નથી પણ સં ૧૭૪૧ હશે | હતુ |
| ૨ | ચંદ્રહાસાખ્યાન | ચંદ્રહાસાખ્યાન | પ્રેમાનંદ કવિ | સં ૧૭૨૭ | હતુ |

## ત્રિમાસિક પ્રાચીન કાવ્ય વર્ષ ૧

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૧ | હારમાળા | હારમાળા | પ્રેમાનંદ અને નરસિંહની હોય તો | | ૧૭૩૪ ૧૫૭૨ |
| ૨ | અંગદવિષ્ટિ | અંગદવિષ્ટિ | શામળ | નથી લખતી વખતે માગી આણેલુ | — |

# પ્રાચીન કાવ્ય

| છપાયા સં. | બૃહત્ કાવ્ય-દોહનમાં છપાયું છે કે નહિ | સાક્ષરોમાં શંકા છે કે નહિ | વિશેષ હકીકત |
|---|---|---|---|
| ૭ | ૮ | ૯ | ૧૦ |

## પહેલાંનાં બે પુસ્તકો

| | | | |
|---|---|---|---|
| ૧૯૪૦ | છપાયું છે | નથી | પ્રસ્તાવના રા. બ. હરગોવિંદદાસની છે, અને ગ્રંથવિવેચન પણ નાથાશંકરના લખેલા ઉપરથી રા. બ. હરગોવિંદદાસે સુધારી લખ્યું છે. |
| ,, | રત્નેશ્વર કવિનું છપાયું છે | ,, | ચંદ્રાહાસાખ્યાન વિષ્ણુદાસે, સં. ૧૬૨૪માં, નાકરે ૧૬૯૯માં, રત્નેશ્વરે ૧૭૪૮માં લખ્યું છે. એ પ્રતો જૂનાં પુસ્તકની યાદીમાં છે. |

## સંવત ૧૯૪૧ સને ૧૮૮૫

| | | | |
|---|---|---|---|
| ૧૯૪૧ | છપાયું છે | નથી પણ-નરસિંહ મહેતાની કે પ્રેમાનંદની એ શંકા છે | હારમાળા કોની રચેલી તેને માટે પ્રસ્તાવનામાં ખુલાસો કર્યો છે કે પ્રેમાનંદની છે. ગ્રંથની યાદીમાં જે લેખી પ્રતો છે તેમાં દરેકમાં વધતાં ઓછાં પદો છે. આ બાબત સાક્ષરોમાં તકરાર છે. પ્રેમાનંદનો પુત્ર વલ્લભ કહે છે કે કવિએ નામ વગરના ત્રણ ગ્રંથો કર્યા છે; એમ રા. બ. હરગોવિંદદાસ પ્રસ્તાવનામાં લખે છે. |
| ,, | ,, | નથી | પ્રસ્તાવના રા. બ. હરગોવિંદદાસની છે તે યથાર્થ છે. કવિ અમદાવાદના, પણ તે શીહુંજ રહેતા. રખિયલદાસ નામના જમીનદારનો એમને આશ્રય હતો. કવિઓ માટે સને ૧૮૬૩–૬૪માં ‘બુદ્ધિપ્રકાશ’ને ‘શાળાપત્ર’માં પ્રેમાનંદ અને શામળમાં કોણ ઉત્તમ તેનો ઝઘડો ચાલ્યો હતો. તેમાં પ્રેમાનંદ, દયારામ અને શામળ એમ એ ત્રણ માટે વર્ણન થયું હતું. શામળે સ્વકલ્પનાના ઘણા ગ્રંથો લખ્યા છે તેમાં આ ગ્રંથ ઉત્તમ છે. સવિસ્તર વર્ણન નર્મદાશંકરે અને ઇચ્છારામભાઈએ કર્યું છે. અમારો મત પ્રેમાનંદને મહાકવિ ગણવાનો છે. |

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૩ | ગોવિંદગમન અને દાણલીલા | ૧ ગોવિંદગમન<br>૨ દાણલીલા | નરસિંહ<br>,, | નક્કી નથી<br>,, | લખતી વખતે માગી આણેલું<br>,, |
| ૪ | લક્ષ્મણાહરણ અને દાણલીલા | ૧ લક્ષ્મણાહરણ<br>૨ દાણલીલા | પ્રેમાનંદ<br>,, | ૧૭૨૦ | છે |

વર્ષ ૨ જું

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૧ | સપ્તમસ્કંધ | ( પ્રહ્‌લાદાખ્યાન ) | પ્રેમાનંદ | નક્કી નથી, પણ અષ્ટમ સ્કંધમાં આપેલી છે | હતું શ્રીમદ્ ભાગવતના નવ સ્કંધમાંથી લીધેલું |
| ૨ | નંદબત્રીસી | નંદબત્રીસી | શામળ | નક્કી નથી | હતું |
| ૩ | દયારામકૃત કવિતા | ૧ ષડ્ઋતુ<br>૨ પ્રબોધબાવની<br>૩ મનમતિસંવાદ | દયારામ | સંવત ૧૮૮૩ પછી | લખતી વખતે માગી આણેલું |
| ૪ | સુરતસંગ્રામ | સુરતસંગ્રામ | નરસિંહ | | નથી |

વર્ષ ૩ જું

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૧ | વામનકથા અને નરસિંહ મહેતાની હૂંડી | ૧ વામનકથા<br>૨ નરસિંહ મહેતાની હૂંડી | પ્રેમાનંદ | ૧૭૫૪, બીજી પ્રતોમાં ૧૭૩૪ અને ૧૭૪૪ છે | હતું અને માગી આણેલું |
| ૨ | ધીરાભક્તકૃત કવિતા | કાફીઓ અને પરચૂરણ પદ | બ્રહ્મભટ ધીરો ભક્ત | બરાબર માલૂમ નથી, સં ૧૮૨૭ પછી હશે | છે |

| | | | |
|---|---|---|---|
| ૧૯૪૧ | છપાયાં છે. | શંકા નથી | ( મને અને પ્રો. ભટ્ટને વડોદરામાંથી પુસ્તક મળ્યું નથી. કેટલી આશ્ચર્યની વાત ! ) |
| ” | ” | ૧ માટે શંકા છે | લક્ષ્મણાહરણ ભાગવતના દશમસ્કંધના અધ્યાય ૬૮ ઉપરથી વિસ્તારથી એક જ દિવસમાં લખેલું છે. આ પુસ્તક નાથાશંકરને ગાંધીને ઘેરથી પડીકાં વાળવાના કાગળમાંથી (પસ્તીમાંથી) મળ્યું હતું. તે બાબતનો પ્રસ્તાવનામાં ખુલાસો કર્યો છે તે જોવો. દાણલીલા ઉત્તમ છે. એવી જ બીજા કવિઓની પણ છે. |

૧૯૪૨–૪૩

| | | | |
|---|---|---|---|
| ૧૯૪૨–૪૩ | ” | નથી | પ્રસ્તાવના વાંચવી. બીજા કવિઓનાં પણ સપ્તમ સ્કંધ છે. |
| ” | ” | ” | શામળનાં બીજાં કાવ્યો કરતાં આ પુસ્તક ઉત્તમ છે. મર્યાદા તોડી નથી. વિશેષ હકીકત વર્ષ ૧ના ૨જા અંકમાં જણાવી છે. |
| ” | નં. ૩ છપાયું છે. બીજાં છપાયાં નથી | ” | કવિચરિત્ર ખાસ વાંચવું. ટીકા રા. રા. છોટાલાલ નરભેરામ ભટ્ટની કરેલી છે. |
| | છપાયું છે, પ્રા. કા. માળા ઉપરથી | કોનું લખેલું તે શંકાસ્પદ છે | નરસિંહ મહેતાનું આ ઉત્તમ પુસ્તક છે. ટીકા શાસ્ત્રીની છે. શૃંગાર અને વીરરસનું વર્ણન છે. આ માટે સાક્ષરોમાં શંકા છે કે કોનું રચેલું ? |

સં. ૧૯૪૩–૪૪

| | | | |
|---|---|---|---|
| ૧૯૪૩–૪૪ | છપાયાં છે | નથી | ચાર પ્રતો મેળવી હતી. ભાગવતના અષ્ટમ સ્કંધમાંથી વામનકથા લીધી છે અને વામન-પુરાણમાંથી પણ લીધી છે.<br>હૂંડીઃ-પ્રેમાનંદે નરસિંહ મહેતાનું પાત્ર લઈ આ સ્વતંત્ર ગ્રંથ રચ્યો છે. મામેરું, હૂંડી અને વિવાહ એ રંગતું ચટકું છે. |
| ” | ” | ” | ધીરાભકતનું કવિચરિત્ર વાંચવું. વિશેષ હકીકત પ્રાચીન કાવ્યમાળાના ગ્રંથ ૨૩માં છે. જન્મ સં. ૧૮૦૯–૧૦; મરણ સંવત ૧૮૮૧. ઉમર વર્ષ ૭૨; સાવલી નજીક ગોઠડા ગામના રહેવાસી પ્રતાપ બારોટનો પુત્ર. ગુરુ ગોઠડાના |

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૩ | સપ્તશતી | સપ્તશતી (ચંડી) | ભાલણ | સં ૧૪૮૭ પછી | છે |
| ૪ | દ્રૌપદીસ્વયંવર અને એકાદશીમહિમા | ૧ દ્રૌપદીસ્વયંવર અને ૨ એકાદશીમહિમા | શિવદાસ | સં ૧૬૭૩<br>સં ૧૬૭૦ | છે |

વર્ષ ૪થું

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૧ | દયારામકૃત કવિતા | (૧) રાસપંચાધ્યાયી<br>(૨) હરિભક્તચંદ્રિકા | દયારામ | નક્કી નથી<br>,, | હતુ માગી આણેલું |
| ૨ | ઋષ્ય-શૃંગાખ્યાન | ઋષ્યશૃંગાખ્યાન | પ્રેમાનંદ | ૧૭૨૯ | યાદીમાં નથી |
| ૩ | ધીરાભક્તની પરચુરણ કવિતા | (૧) રાસના ગરબાઓ<br>(૨) સાત વાર<br>(૩) બાર માસ<br>(૪) દ્રૌપદીવસ્ત્રહરણ<br>(૫) સુરતીબાઈનો વિવાહ<br>(૬) ગુરુપ્રશંસા<br>(૭) શિષ્યધર્મ<br>(૮) ધર્મવિચાર<br>(૯) માયાનો મહિમા | ધીરો ભક્ત | નક્કી નથી, પણ ૧૮૨૭ પછી હશે | છે, અને લખતી વખતે માગી આણેલું |
| ૪ | સ્વર્ગારોહણ | સ્વર્ગારોહણ | રત્નેશ્વર પ્રેમાનંદ શિષ્ય | સં ૧૭૪૮ | છે |

| | | | |
|---|---|---|---|
| | | | જીભાઈ શાસ્ત્રી હતા. રામાનંદી ( સ્વામિનારાયણુ પંથના ગુરુ ) હતા. બાપુસાહેબ ગાયકવાડ વગેરે ઘણા એમના શિષ્ય હતા. છેલ્લી અવસ્થામાં નિરાંતને ગુરુ કર્યા હતા. ધીરાએ રણયજ્ઞ પણ લખ્યો છે તથા પદ અને કાફીઓ ઘણી ઉત્તમ લખી છે. આ ગ્રંથની ટીકા છો. ન. ભટ્ટે તથા બદરીનાથ દેવશંકર વ્યાસે કરી છે. |
| ૧૯૪૩–૪૪ | છપાયું છે | નથી | કવિચરિત્ર પાટણના નારાયણ ભારતીએ લખી મોકલેલું ઘણું સારું છે. કવિના પિતાનું નામ મંગળજી. ભાલણનું બીજું નામ પુરુષોત્તમ મહારાજ ( પરનામી ધર્મ ચલવનાર હશે ). ભાલણના પુત્ર વિષ્ણુદાસ કહેવાય છે. ભાલણે ઘણા ગ્રંથો લખ્યા છે. ભાલણે વૃદ્ધાવસ્થામાં સંન્યાસ લીધો હતા. |
| ,, | નં. ૧ છપાયું છે નં. ૨ નથી છપાયું | ,, | પ્રસ્તાવના વાંચવી. કવિ ખંભાતના નાગર બ્રાહ્મણ હતા. એમના ગુરુ ભૂધર વ્યાસ હતા. એમના સહાધ્યાયી વિષ્ણુદાસ હતા. તેથી વિષ્ણુદાસ નામનાં કાવ્યોમાં કવિ માટે શંકાઓ ઉત્પન્ન થાય છે. |

## સને ૧૯૪૪–૪૫

| | | | |
|---|---|---|---|
| ૧૯૪૪–૪૫ | છપાયાં નથી | ,, | પ્રસ્તાવના વાંચવી. દયારામભાઈની કવિતા ઉત્તમ હોય જ. રાસપંચધ્યાયી બીજા કવિઓએ પણ લખી છે. |
| ,, | ત્રિમાસિક ઉપરથી છપાયું છે | શંકાવાળો ગ્રંથ | પ્રસ્તાવના વાંચવી. આ આખ્યાન છંદોબદ્ધ છે. એક જ પ્રત મળી હતી. **શંકાસ્પદ છે.** |
| ,, | નં. ૧ છપાયું છે, બીજાં નથી છપાયાં | શંકા નથી | કવિચરિત્ર વર્ષ ૩જું અંક ૨ તથા પ્રાચીન કાવ્યમાળામાં છે. ટીકા વ્યાસ બદરીનાથ દેવનાથની મદદથી કરી છે. |
| . | નથી છપાયું | ,, | પ્રાચીન કાવ્યમાળા ગ્રંથ ૧૫માં કવિચરિત્ર છે તે વાંચવું તથા આ ગ્રંથની પ્રસ્તાવના વાંચવી. આ પુસ્તક મહાભારતના છેલ્લા પર્વનું ભાષાન્તર છે. |

વર્ષ ૫ મું

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૧ | કાલિદાસકૃત કવિતા | (૧) સીતાસ્વયંવર | કવિ કાલિદાસ | સં ૧૮૫૭ | લખતી વખતે માગી આણેલું |
| ૨ | દ્વાદશ માસ જુદા જુદા કવિઓના | (૧) રત્નેશ્વર કૃત દ્વાદશ<br>(૨) દયારામકૃત દ્વા મા<br>(૩) ગિરધરકૃત દ્વા મા<br>(૪) ભોજાભગત કૃત જ્ઞાનના દ્વા મા<br>(૫) દ્વારકા ભક્ત કૃત રાધાવિરહના દ્વા મા | રત્નેશ્વર<br>દયારામ<br>ગિરધર<br>ભોજા ભગત<br>દ્વારકો | નક્કી નથી<br>,,<br>,,<br>,,<br>,, | હતા<br>લખતી વખતે<br>માગી આણેલા |
| ૩ | સુરેખાહરણ | (૧) સુરેખાહરણ | વીરજી પ્રેમાનંદ શિષ્ય | સં ૧૭૨૦ | છે હતી |
| ૪ | દયારામકૃત પરચૂરણ કવિતા | (૧) બ્રાહ્મણ ભક્ત વિવાદ નાટક<br>(૨) યમુનાજીની સ્તુતિ<br>(૩) પરચૂરણ કીર્તન<br>(૪) રાધા અષ્ટોતર શતનામ<br>(૫) કૃષ્ણ અષ્ટોતર શતનામ<br>(૬) કૃષ્ણઉપવીત | દયારામ<br>,,<br>,,<br>,,<br>,,<br>,, | નક્કી નથી<br>,,<br>,,<br>,,<br>,,<br>,, | છે અને લખતી વખતે ડભોઈથી માગી આણેલા તે પાછા આપ્યા છે |

વર્ષ ૬ ઠ્ઠું

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૧ | મદનમોહના | મદનમોહનાની વાર્તા | શામળ | | લખતી વખતે માગી આણી પાછું આપેલું |
| ૨ | પ્રીતમકૃત કવિતા | (૧) સરસ ગીતા<br>(૨) બ્રહ્માનો ગરબો<br>(૩) પ્રેમપ્રકાશના પદ | પ્રીતમ | ૧૮૩૧<br>,,<br>,, | છે<br>હતા—ને પાછું આપેલું |
| ૩ | પાડવવિષ્ટિ | પાડવવિષ્ટિ | ભાઉ | નક્કી નથી | લખતી વખતે માગી લાવી લખેલું |
| ૪ | ભાણદાસ અને જીવનદાસ કૃત કવિતા | (૧) હસ્તામલક<br>(૨) ચાતુરીઓ | ભાણદાસ<br>જીવનદાસ | ૧૭૧૫<br>૧૮૦૩ | ગ્રંથ-૧૦૫ શાસ્ત્રીના હાથની લખેલી ચોપડી હતી |

## ૧૯૪૫-૪૬

| | | | |
|---|---|---|---|
| ૧૯૪૫-૪૬ | છપાયું નથી | નથી | કવિ સોરઠ માંહેલા વસાવડના વતની. જ્ઞાતિએ નાગર હતા. એમણે બીજા ગ્રંથો પણ રચ્યા છે. |
| ,, | નં. ૩ છપાયું છે. બીજાં નથી છપાયાં. | ,, | રત્નેશ્વર અને દયારામના દ્વાદશ માસ ઘણા સારા છે. કવિ અને તેમનાં કાવ્યો માટે તેમના મુખ્ય ગ્રંથોમાં જોવું. |
| ,, | નથી છપાયું. | ,, | પ્રસ્તાવના વાંચવી. અને પ્રાચીન કાવ્યમાળા ગ્રંથ ૮નું કવિચરિત્ર વાંચવું. શામળના જેવી કલ્પનાનો ગ્રંથ છે. |
| ,, | નં. ૩-૪-૫ છપાયાં છે. બીજાં નથી છપાયાં. | ,, | જન્મચરિત્ર પ્રાચીન કાવ્યમાળા અંક ૨માં વાંચવું. પ્રસ્તાવના વાંચવી. ટીકા છોટાલાલ ન. માસ્તરની છે.  |

## ૧૯૪૬-૧૯૪૭

| | | | |
|---|---|---|---|
| ૧૯૪૬-૪૭ | છપાયું છે | ,, | કવિની હકીકત વર્ષ ૧ના ૨ જા અંકમાં છે. પુસ્તક મળ્યું નથી. |
| ,, | નં. ૧-૩ છપાયાં છે. | ,, | ચરોતરના સંધેસર ગામનો ભાટ. બ્રહ્મજ્ઞાની, અદ્વૈત મતનો. |
| ,, | નથી છપાયું | ,, | છાપેલું પુસ્તક મળ્યું નથી. વિશેષ હકીકત લખી નથી. |
| ,, | બંને છપાયાં છે | ,, | કવિ ક્યાંના તે નક્કી નથી. પણ દંતકથા છે કે એક મૂંગો છોકરો હતો તેને કોઈ મહાત્માએ બોલતો કર્યો હતો. તેની કવિતા છે. આ ગ્રંથ વેદાંતનો છે. તે શંકર દિગ્વિજયમાંથી લીધેલો |

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૩ | વૈરાગ્ય-બોધ કાવ્ય | (૧) વૈરાગ્યબોધ કાવ્ય<br>(૨) વૈરાગ્યલતા<br>(૩) વૈરાગ્ય–દીપક | રત્નેશ્વર (પ્રેમાનંદ શિષ્ય) | નક્કી નથી | હતા ને માગી આણેલુ |
| ૪ | વિષ્ણુદાસ-કૃત કાવ્યો | (૧) રુક્માગદનુ આખ્યાન<br>(૨) શલ્ય પર્વ | વિષ્ણુદાસ<br>,, | ૧૭૩૪<br>? | હતા ને લખતી વખતે માગી આણેલું |

વર્ષ ૯ મુ

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૧ | દયારામ કૃત કવિતા | શ્રીમદ્ ભગવદ્ગીતા માહાત્મ્ય | દયારામ | ૧૮૭૯ | નહોતુ લખતી વખતે ડભોઈથી માગી આણેલું |

| | | | |
|---|---|---|---|
| ૧૯૪૮–૯ | છપાયું છે | શંકા નથી | પ્રાચીન કાવ્યમાળા ગ્રંથ ૧૫ માં કવિચરિત્ર છે તે વાંચવું. તથા આ ગ્રંથની પ્રસ્તાવના વાંચવી. ટીકા છો. ન. માસ્તરની છે. |
| ,, | નથી છપાયું | ,, | વર્ષ ૭/૪ અંક મુજબ એમણે આખું મહાભારત તથા બીજા ઘણા ગ્રંથો લખ્યા છે. |

## ૧૯૪૯–૫૦

| | | | |
|---|---|---|---|
| ૧૯૪૯–૫૦ | ,, | ,, | દયારામભાઈનું ચરિત્ર પ્રાચીન કાવ્યમાળા અંક ૨ માં તથા આ પરિશિષ્ટ વર્ષ ૫/૪ અંકમાં આપેલું છે. આ કાવ્ય પદ્મપુરાણ ઉપરથી લીધેલું છે. |

આ પરિશિષ્ટમાં વર્ષ ૧/૧–૨/૪–૩/૨–૬/૪–૭/૨–૮/૧ એ કાવ્યો શંકાસ્પદ છે. તે પ્રથમ જણાવ્યું છે.

કેટલાક કથાકારો, હરદાસો અને માણભટ્ટોએ મૂળ કવિને બદલે પોતાનાં નામ લખી દીધાં છે. તેથી મૂળ કવિ કોણ તે ખોળવાનું કામ મુશ્કેલ થઈ પડે છે. તેથી એક કવિનું કાવ્ય બીજા કવિના નામ પર ચઢી જવાનો સંભવ છે. આમાં અને બૃહત્ કાવ્યદોહનમાં ઘણી જગ્યાએ એમ પણ થયું છે. શંકાવાળા છ અંકો માટે પ્રથમ વર્ણન કર્યું છે.

પરિશિષ્ટ

# પ્રાચીન

| અનુક્રમ નંબર | પુસ્તકનુ નામ | પેટાના કાવ્યો | કર્તા | રચ્યા સં | હસ્તલિખિત જૂના પુસ્તકની યાદીમા આ પુસ્તક છે કે નહિ |
|---|---|---|---|---|---|
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ |
| ૧ | દ્રૌપદીહરણ | | મહાકવિ પ્રેમાનંદ | સં ૧૭૪૫ | નથી |
| ૨ | રસિક-વલ્લભાદિ કવિતા | ૧ રસિકવલ્લભ<br>૨ પુષ્ટિપથરહસ્ય<br>૩ રુક્મિણીમીમત<br>૪ પ્રશ્નોત્તરમાળા<br>૫ પુરુષોત્તમ પંચાગ<br>૬ કૂટ કાવ્ય-પદ | કવિ દયારામ | સં ૧૮૮૪ | લખતી વખતે બીજી પ્રતો માગી આણી હતી |
| ૩ | ગજસૂય યજ્ઞ ગિરધરકૃત | ગજસૂય યજ્ઞ | ગિરધર | ૧૮૮૭ | નહોતુ લખતી વખતે માગી આણેલું બીજી પ્રત પણ હતી |

# કાવ્યમાળા

| છપાયા સં. | બૃહત્ કાવ્ય-દોહનમાં છપાયું છે કે નહિ | સાક્ષરોમાં શંકા છે કે નહિ | વિશેષ હકીકત |
|---|---|---|---|
| ૭ | ૮ | ૯ | ૧૦ |
| સં. ૧૯૪૬ | પ્રા. માળા ઉપરથી છપાયું છે | રચનાર માટે શંકા છે | કવિચરિત્ર અને ગ્રંથવિવેચન વાંચવું. ત્રિમાસિક પ્રાચીન કાવ્યથી કંઈક વિશેષ છે. એમની જન્મસાલ નક્કી નથી. પણ ૧૭૨૦ પહેલાં હશે. એ વડોદરા વાડીમાં વચલી પોળમાં રહેતા. ત્યાં એમનાં મકાન છે. એમને ૧ પોતાનો પુત્ર વલ્લભ, ૨ રત્નેશ્વર, ૩ વીરજી અને ૪ સુંદર ધનદાસ શિષ્યો હતા તે ચારે સારા કવિ હતા. એમણે ઘણા ગ્રંથો રચ્યા છે. તે જનસમૂહમાં પ્રખ્યાત છે. આ ગ્રંથને ભાષા અને પદ્ધતિમાં ફેરથી સાક્ષરો શંકાની દૃષ્ટિથી જુએ છે. મરણ-સાલ નક્કી નથી, પણ સત્તર આખરમાં હશે. |
| ,, | નથી છપાયુ | ૦ | દયારામભાઈનું જન્મચરિત્ર ત્રિમાસિક અને પ્રાચીન કાવ્યમાળામાંનું સવિસ્તર વાંચવા જેવું. એ ડભોઈના વતની, અને ચાણોદ તથા સૂરતમાં રહેતા. વૈષ્ણવ ધર્મ પાળતા. તેમની યુવાવસ્થા અટકચાળી હતી. નાના મોટા મળી સો ઉપરાંત ગ્રંથ લખ્યા છે. શાસ્ત્રીને પોતાના હસ્તલિખિત ભંડારમાંના તથા જોઈએ ત્યારે પ્રાપ્ત થાય એવા ૬૦ ગ્રંથો હાથ લાગ્યા હતા. |
| ,, | ,, | ૦ | પાદરા પાસે માસર ગામનો દશાલાડ વાણિયો. વડોદરા રંગીલા મહારાજના મંદિરનો કારભાર કરતો. તેનો જન્મસંવત ૧૮૪૩ માં. રંગીલા મહારાજ સાથે યાત્રાએ ગયા. એ મહારાજ રાધા-વલ્લભી હતા. તેથી કવિને જતાં કે આવતાં શ્રી-નાથજીનાં દર્શન કરવા જવા ન દીધા; તેથી શ્રીજીના ધ્યાનમાં પૂજા કરતાં ૬૫ વરસની વયે સંવત ૧૯૦૮ માં પુષ્કર પાસે આમધરા ગામમાં ભગ-વત્સ્વરૂપને પામ્યા. એમનું કવિચરિત્ર વાંચવું. એમણે રામાયણ, પ્રહ્લાદચરિત્ર, કૃષ્ણચરિત્ર, દશમસ્કંધ પૂરો, વગેરે ગ્રંથો રચ્યા છે. |

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૪ | દુ શાસન રુધિરપાન આખ્યાન | વીરરસનો આ એક જ ગ્રંથ છે | પ્રેમાનંદસુત વલ્લભ | ૧૭૮૦ | નથી |
| ૫ | ભોજાભક્ત-કૃત કવિતા | ૧ બાવનાક્ષર<br>૨ પ્રભાતિયા<br>૩ મહિના<br>૪ કીર્તનો<br>૫ કાફીઓ<br>૬ ભક્તમાળ<br>૭ ચાબખા | ભોજો ભક્ત | રચ્યાની સાલ નક્કી નથી | નથી, પણ લખતી વખતે માગી આણેલું |
| ૬ | દિવાળીબાઈ | ૧ રામજન્મની ગરબીઓ<br>૨ રામવિવાહ<br>૩ રામરાજ્યાભિષેક | દિવાળીબાઈ | નક્કી નથી, પણ ૧૮૬૦ પછી હશે | નહોતી, પણ લખતી વખતે માગી આણેલી |
| | તથા | | | | |
| | રાધાબાઈ-કૃત કવિતા | ૧ કૃષ્ણબાળલીલા<br>૨ કંસવધ<br>૩ મુચુકંદમોક્ષ<br>૪ મીરા માહાત્મ્ય<br>૫ છૂટક ગરબીઓ | રાધાબાઈ | નક્કી નથી, પણ ૧૯૧૦ના અરસામાં હશે | „ |
| ૭ | બાપુસાહેબ ગાયકવાડકૃત કવિતા | ૧ જ્ઞાનોપદેશના પદ ૩૦<br>૨ ધર્મવેરા અંગના પદ ૧૦<br>૩ બ્રાહ્મણ શૂદ્રમાં ભેદના પદ ૧૫<br>૪ અજ્ઞાનના પદ | બાપુસાહેબ ગાયકવાડ | ૧૮૬૫ પછી<br>૧૮૯૦ માં | નથી, પણ લખતી વખતે માગી આણેલા |

| | | | |
|---|---|---|---|
| સં. ૧૯૪૬ | ,, | હસ્તલિખિત પ્રત ન હોવા-થી શંકા | પ્રેમાનંદનો પુત્ર. જન્મની સાલ નક્કી નથી, પણ સંવત ૧૭૪૫ની આસપાસ હશે. સ્વતંત્ર સ્વભાવનો હતો. એણે નવ રસના નવ ગ્રંથ અને વલ્લભકથા તથા નાટક, ચંપુ અને પિંગળ લખ્યાં છે. પ્રેમાનંદની પેઠે સંસ્કૃતનું ભાષાંતર ન કરતાં ફક્ત આધાર લઈ જુદી રીતે જ કાવ્ય કરતો. મરણની ચોક્કસ સાલ નથી. |
| સં. ૧૯૪૬–૪૭ | ૧ નથી છપાયું<br>૨ ,,<br>૩ ,,<br>૪ ,,<br>૬ ,, | ૦ | ભોજાના વડીલ મૂળ સાવલીના. તે કાઠિયાવાડમાં જેતપુર પાસે દેવડી ગાલોલમાં રહેતા. તે કરસનદાસના પુત્ર ભોજો ભક્ત. જન્મ ૧૮૪૧માં. બાર વરસ દૂધ પીને રહેલા. ભક્ત તરીકે પુજાતા. પછી અમરેલી પાસે ફતેહપુરમાં માતા ભાઈઓ સાથે રહેતા. સોહંનો જપ કરતા. સિદ્ધિ પ્રાપ્ત થઈ હતી. લોકવાયકાથી ગાયકવાડના કાઠિયાવાડના દીવાન વિઠ્ઠલરાવે તેમની પરીક્ષા કરી હતી. તેમાં સફળ થયા હતા ને તેમને ઉપદેશ કરવા ઘણા ચાબખા તરત જ જોડી જોડી કહ્યા હતા. એમનો ગુરુ ગિરનારનો **રામેતવન** હતો. તેમના પ્રતાપે સિદ્ધિ પ્રાપ્ત થઈ હતી. (એ રામેતવન તે રામાનંદના ગુરુ હશે.) |
| ,, | નથી છપાયાં | ૦ | દિવાળીબાઈનો બાપ ડભોઈનો વતની બ્રાહ્મણ હતો. સંવત ૧૮૪૭ ના દુકાળમાં તેને કોઈ વૃદ્ધ સાધુને સોંપી જતો રહ્યો હતો. એ સાધુ રામભક્ત હતો. તેણે દિવાળીબાઈને ભણાવી રામભક્તિ ઉપર દૃઢતા કરાવી હતી. એણે રામને જ ગાયા છે. ગોરવામાં એ બંને રહેતાં. વડોદરા પણ રહેતાં. મંદિર બંધાવતાં ઉપાધિ થવાથી એ બાઈ અયોધ્યા ગઈ. ત્યાં જ મરણ પામી હશે. |
| ,, | ,, | ૦ | એ દક્ષિણી બ્રાહ્મણની પુત્રી હતી. રામનાથ મહાદેવમાં આવેલા કોઈ અવધૂતનાથ સાધુની શિષ્યા થઈ હતી. તે વડોદરા અને પણસવાડામાં રહતાં. ગુરુ સાથે દ્વારકા ને અયોધ્યા ગોકુળની યાત્રાઓ કરી છે. કૃષ્ણબાળલીલા જ એણે ગાઇ છે. એ ૧૮૯૦ સ. ૧૯૧૦ સુધી હયાત હતાં. બંનેનું કવિચરિત્ર વાંચવું. |
| ,, | ૨–૩–૫–૬–૭ નથી છપાયાં | ૦ | કવિચરિત્ર ખાસ વાંચવું. વડોદરાના મહારાજાના અસામી યશવંતરાવ ગાયકવાડની બીજી સ્ત્રી રજપૂતાણીના પેટે સંવત ૧૮૩૫ માં બાપુસાહેબનો જન્મ. ગોઠડા ગામમાં રહેતા. મોટી ઉમરે પાગામાં જમાદારની નોકરી કરતા. મૂળથી ધર્મ ઉપર પ્રીતિ હતી. નોકરી છોડી જ્ઞાનમાર્ગ |

| | | | | | |
|---|---|---|---|---|---|
| | | ૫ ષડ્રિપુના રાજિયા<br>૬ ગરબીઓ—જુદા જુદા અગની<br>૭ જ્ઞાનોપદેશ કાફીઓ ૨૪ | | | |
| ૮ | કામાવતીની કથાદિ કવિતા | ૧ કામાવતીની વારતા<br>૨ બલિરાજાનુ આખ્યાન<br>૩ ધ્યાનતારની કથા | વીરજી પ્રેમાનદનો શિષ્ય | ૧૭૨૫<br>૧૭૩૦<br>૧૭૪૨ | છે, ૨–૩ નથી પણ લખતી વખતે માગી આણેલુ |
| ૯ | હરિદાસ<br>તથા | ૧ નરસિહ મહેતાના પુત્રનો વિવાહ<br>૨ ભારત સાર<br>૩ ચાતુરીઓ સીતાવિરહ<br>૪ નરસિહ મહેતાના પિતાનુ શ્રાદ્ધ | હરિદાસ | ૧૭૨૫<br>૧૭૩૭<br>૧૭૨૨<br>૧૭૨૭ | ન હતા પણ માગી આણેલા પાછા આપેલા |
| | દ્વારકાદાસ કૃત કવિતા | ૧ બાર માસ<br>૨ રાધિકા વનવિવાહ<br>૩ દાણલીલા<br>૪ ગોવર્ધનપૂજા<br>૫ પદો<br>૬ કૃષ્ણજન્મોચ્છવ<br>૭ તિથિઓ<br>૮ સાત વાર<br>૯ કૃષ્ણલીલા | દ્વારકાદાસ | ૧૭૩૦<br>૧૭૮૦ | નહોતા પણ લખતી વખતે માગી આણેલા |
| ૧૦ | નિરાત કૃત કવિતા | ૧ જ્ઞાનોપદેશના પદ ૫૭<br>૨ સાખીઓ<br>૩ શલોકો<br>૪ કથાઓ જુદા જુદા વિષયની<br>૫ અવતારખડન<br>૬ છૂટક પદ ૧૦ | નિરાત ભક્ત | સ ૧૮૫૭ | છૂટા પદનુ પુસ્તક એક હતુ બીજુ માગી આણેલુ હતુ |

| | | | |
|---|---|---|---|
| | | | ગ્રહણ કર્યો હતો. દેથણના નીરાંત મહારાજને ગુરુ તરીકે માનતા. તેમ જ ગોઠડાના ધીરાને પણ ગુરુ માનતા. સંવત ૧૮૯૯ માં ગુજરી ગયા. |
| ૧૯૪૬-૪૭ | નથી છપાયું | નથી | કવિચરિત્ર વાંચવું એ બરાનપુરનો ચાતુર્વેદી મોઢ બ્રાહ્મણ. એના બાપ સાથે ૧૭૨૦ માં વડોદરા આવ્યો ને મહાકવિ પ્રેમાનંદનો શિષ્ય થયો હતો. પ્રેમાનંદના ચાર શિષ્યોમાંનો એક શિષ્ય. પ્રેમાનંદના મરણ વખતે તે હયાત હતો. એણે કાકુરાજ કથા, સુરેખાહરણ, વ્યાસકથા વગેરે કાવ્યો રચ્યાં છે. શામળ કવિના જેવી કવિતા કરવા માટે પ્રેમાનંદની આજ્ઞા હતી. |
| ” | ” | ” | વડોદરાનો વીશાલાડ વાણિયો. પ્રેમાનંદને સં. ૧૭૨૧ માં ગુરુ કર્યાં હતા. એણે તેર ગ્રંથો લખ્યા છે. |
| ” | ” | ” | દ્વારકાદાસનો જન્મ ૧૬૮૦ ડભોયા પોળમાં. એ પ્રેમાનંદની કૃપાથી કવિ થયો હતો. અને નાના મોટા પચીસ ગ્રંથો કર્યા છે. |
| ” | છૂટક પદ છપાયાં છે. બીજાં આખ્યાન નથી છપાયાં | ” | કવિચરિત્ર વાંચવું. એમનું વતન કાનમમાં દેથાણ. જાતે તળપદા પાટીદાર, સ્ત્રીઓ બે હતી. કોઈ મુસલમાનના સત્સંગથી જ્ઞાન થયું. એમણે બ્રહ્મજ્ઞાન જ કથ્યું છે; અને ધર્મ ચલાવ્યો છે. ઘણા શિષ્યો કર્યા છે. બાપુસાહેબ અને ધીરો ભક્ત એમના શિષ્ય હતા. વાડીમાં વનમાળી કાનજીના ચોકમાં કથા કરતા; અને ઉપદેશ આપતા. એમના શિષ્યોમાંના કેટલાકે ધર્મ ચલાવ્યો છે. એમની શિષ્યા વણારસી બાઈએ છેલ્લી પોળમાં મહાદેવનું દેવળ બંધાવ્યું છે. એમને સ્વામીનારાયણ સંપ્રદાયના સાધુઓ સાથે વાદ થયો હતો. |

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૧૧ | ભાલણ<br>નાકર<br>મુકુંદ<br>દયારામ<br>અને<br>ગિરધરકૃત<br>કવિતા | ૧ રામબાળલીલા<br>૨ ઉદ્ધવઆવાગમ<br>૩ રુક્ષ્મણીહરણ<br>૪ નળાખ્યાન | ભાલણ | ૧૫૪૫ | પાટણના<br>ના ભા ના<br>પ્રથોમાના |
| | | ૧ મોટો શિવવિવાહ<br>૨ ધ્રુવાખ્યાન | નાકર | ૧૬૬૦–૭૦ | હતું |
| | | ૧ ગોરક્ષચરિત્ર<br>૨ કબીર ,, | મુકુંદ | ૧૭૦૮<br>૧૭૦૮ | હતુ |
| | | ૧ ભાગવતાનુક્રમણિકા<br>૨ કૃષ્ણજન્મ ખંડનો ગરબો<br>૩ છૂટક પદ | દયારામ | ૧૮૭૯ | હતું અને<br>મંગાવેલુ |
| | | ૧ તુલસીવિવાહ<br>૨ પરચૂરણ પદ | ગિરધર | ૧૮૭૧ | હતું<br>લખ્યા પછી<br>પાછા આપેલા |
| ૧૨ | અષ્ટાવક્રાખ્યાન | અષ્ટાવક્રાખ્યાન | મહાકવિ પ્રેમાનંદ | ૧૭૬૬ | નથી |
| ૧૩ | દયારામ કૃત<br>પરચૂરણ કવિતા | ૧ કમળલીલા<br>૨ પત્રલીલા<br>૩ રૂપલીલા<br>૪ પરચૂરણ પદો<br>૫ મુરલીલીલા<br>૬ વ્રજમહિમા<br>૭ નાગ્નજિતી વિવાહ<br>૮ સારાવળી<br>૯ મૂર્ખલક્ષણાવળી<br>૧૦ ચાતુરચિત્તવિલાસ<br>૧૧ કૂટ કાવ્ય | દયારામ | ૧૮૬૨<br>-<br>૧૮૮૦ | હતું અને<br>લખતી વખતે<br>માગી આણેલું<br>પાછુ આપ્યુ છે |
| ૧૪ | સુભદ્રાહરણ<br>અને<br>રુક્ષ્મણીહરણ | ૧ સુભદ્રાહરણ<br>૨ રુક્ષ્મણીહરણ | મહાકવિ પ્રેમાનંદ | ૧૭૫૮ | હતુ<br>છે અને લખતી<br>વખતે બીજી |

| | | | |
|---|---|---|---|
| ૧૯૪૬-૪૭ | નં. ૧૪ છે. બીજાં નથી છપાયાં. | ,, | **ભાલણ**:–તેનું જન્મચરિત્ર ત્રિમાસિક પ્રાચીન કાવ્યમાં કર્યું છે તેવું જ છે. પાટણના નારાયણ ભારતીએ મોકલેલું હતું. તેનો જન્મ ૧૪૯૫ આસરે લખે છે. રહેવાસી પાટણનો. |
| | નથી છપાયાં | | **નાકર**:–રહેવાસી વડોદરાનો- જન્મસાલ નક્કી નથી. એ દેશાવાળ વાણિયો, મદનને ઝાંપે રહેતો, એમ કહેવાય છે. આ કવિઓનાં કાવ્યો, અને ઉત્તમ ચરિત્ર બૃહત્કાવ્યદોહનના આઠમા ગ્રંથમાં છે, તેમાં નાકર પ્રેમાનંદ કરતાં શ્રેષ્ઠ છે એમ પ્રતિપાદન કર્યું છે. તેનાં ઓગણીસ આખ્યાનો છે, એમ લખે છે. |
| | નથી છપાયાં | | **મુકુંદ**:–દ્વારકાનો ગૂગળી. વડોદરામાં રહેતો હતો. જન્મ ૧૬૬૫-૭૫. વેદાંતની ભક્તમાળમાં પહેલો મણકો " કબીર " લખ્યો છે. |
| | પદ સિવાય બીજાં નથી છપાયાં | | **દયારામ**:–કવિચરિત્ર અંક બીજા મુજબ. |
| | નથી છપાયાં | | **ગિરધર**:–કવિચરિત્ર અંક ત્રીજા મુજબ. |
| ,, | છપાયેલું છે પણ તે પ્રાચીન કાવ્યમાળા ઉપરથી લીધેલું છે. બીજી પ્રત નથી. | શંકાવાળો ગ્રંથ છે. | ગ્રંથવિવેચન વાંચવું. દ્રૌપદીહરણ જેવો જ આ ગ્રંથ છંદોબદ્ધ છે. કવિ છોટાલાલ લખે છે કે એક જ કવિ જુદા જુદા રસ જમાવવામાં ફતેહમંદ નીવડે એ વાત આશ્ચર્યજનક છે એમ વિદ્વાનો કહે છે. આ આખ્યાન મહાભારતના વનપર્વમાં છે. |
| ૧૯૪૭-૪૮ | નથી છપાયાં. બીજી પરચૂરણ કવિતા છે. | નથી | કવિચરિત્ર અંક બીજા મુજબ.<br>બધાં પુસ્તક વૈષ્ણવધર્મને લગતાં છે.<br>ગ્રંથવિવેચન ખાસ વાંચવું. |
| ,, | પ્રેમાનંદના નામે નથી છપાયાં | ,, | ગ્રંથવિવેચન વાંચવું. કવિ છોટાલાલે શંકાની દૃષ્ટિએ જોયું છે. એ મહાભારતના આદિપર્વમાં ૨૧૯ થી ૨૨૧માં આવેલી કથા છે. |

| | | | | | |
|---|---|---|---|---|---|
| | | | | | પ્રતો માગી આણેલી હતી |
| ૧૫ | રત્નેશ્વરકૃત કવિતા | ૧ પચ્ચૂરણુ પદ<br>૨ ભાગવત પ્રથમ સ્કધ<br>૩ મૂર્ખાવળી<br>૪ સુજ્ઞાવળી | રત્નેશ્વર પ્રેમાનદશિષ્ય | ૧૭૪૦<br>૧૭૭૦ | હતુ અને માગી આણેલુ |
| ૧૬ | માર્કણ્ડેય પુરાણ ભા ૧ અધ્યાય ૧૯ સુધી | ૧ હરિશ્ચદ્રાખ્યાન<br>૨ જડનુ આખ્યાન<br>૩ સતી સ્ત્રી આખ્યાન<br>૪ દત્તાત્રેયાખ્યાન | મહાકવિ પ્રેમાનદ | ૧૭૬૫ | મદાલસા અને હરિશ્ચદ્રાખ્યાન હતા બીજુ નથી |
| ૧૭ | માર્કણ્ડેય પુરાણ ભા ૨ અધ્યાય ૨૦ થી ૩૬ | ૧ મદાલસાખ્યાન | મહાકવિ પ્રેમાનદ | ૧૭૬૫ | હતુ |
| ૧૮ | માર્કણ્ડેય પુરાણ ભા ૩ અધ્યાય ૩૭ થી ૬૦ | ૧ અલર્કનું આખ્યાન<br>૨ સૃષ્ટિની ઉત્પત્તિ<br>૩ સ્વયભૂ મનુનો વશ (મન્વતર ૧) | મહાકવિ પ્રેમાનદ | ૧૭૬૫ | નથી |
| ૧૯ | માર્કણ્ડેય પુરાણ ભા ૪ અધ્યાય ૬૧ થી ૯૪ | ૧ સ્વરોચિષમન્વતર ૨<br>૨ ઔતમ મન્વતર ૩<br>૩ તામસ ,, ૪<br>૪ રૈવત ,, ૫<br>૫ ચાક્ષુસ ,, ૬<br>૬ વૈવસ્વત ,, ૭<br>(ભવિષ્યમા થનારા મન્વતર)<br>૭ સૂર્યસાવર્ણિમન્વતર ૮ | મહાકવિ પ્રેમાનદ | ૧૭૬૫<br>,,<br>,,<br>,,<br>,,<br>,,<br>,, | નથી |

| | | | |
|---|---|---|---|
| | | | **રુક્ષ્મણીહરણ**:—ગ્રંથવિવેચન વાંચવું. પ્રેમાનંદે ભાગવત દશમસ્કંધમાં વર્ણન કર્યું છે તેનાથી આ જુદું છે. ભાગવતના દશમના ૫૧મા અધ્યાયમાં આ વર્ણન છે. તેમ જ હરિવંશ અને કૃષ્ણજન્મ ખંડની પણ આ ગ્રંથમાં સહાયતા લીધી છે. |
| ૧૯૪૭–૪૮ | નથી છપાયાં | ,, | કવિચરિત્ર અને ગ્રંથવિવેચન વાંચવું. એ ડભોઈના ભટ્ટ મેવાડા મેઘજીના પુત્ર, કાશી જઈ અભ્યાસ કરેલો. ડભોઈમાં ભાગવત વાંચતાં વિખવાદ થવાથી વડોદરે આવી, પ્રેમાનંદના શિષ્ય થઈ ભાગવતાદિકનાં ગુજરાતી ભાષાંતર કર્યાં છે પદસંગ્રહ ઉત્તમ છે. કહેવતોનો ઘણો ઉપયોગ કર્યો છે. ભાગવત ભાષાંતર શ્રીધરી ટીકાને અનુસરીને કર્યું છે. એમણે બીજા ઘણા ગ્રંથો રચ્યા છે. |
| ,, | માર્કણ્ડેય પુરાણ બધું પ્રા. કા. માળા ઉપરથી છપાયું. | સાક્ષરોમાં શંકાવાળો ગ્રંથ છે | ગ્રંથવિવેચન વાંચવું. રત્નેશ્વરને પુરાણીઓએ દુ:ખ દીધું. તેનો બદલો વાળતા હોય તેમ આખા કાવ્યમાં પુરાણીઓની ઠેકડી કરી છે. માર્કણ્ડેય પુરાણનું શુદ્ધ ભાષાંતર કર્યું છે. કોઇ જગ્યાએ વધુ ઉમેર્યું છે. |
| ,, | છે. મદાલસા આખ્યાન અને હરિશ્ચંદ્રાખ્યાન જુદાં છાપ્યાં છે બાકીનું આખું માર્કણ્ડેય પુરાણ છપાયું છે | ,, | ગ્રંથવિવેચન વાંચવું. સંવત ૧૭૨૮ માં મદાલસા આખ્યાન રચેલું તે આ સાથે જોડયું છે; તેથી ત્યાં ભાષામાં ફેર પડે છે. તેમાં સામાન્ય ધર્મ, વિશેષ ધર્મ, વર્ણાશ્રમના ધર્મ, સદાચાર, પદાર્થશુદ્ધિ, સારરૂપ ધર્મ, માતાનો પુત્રને ઉપદેશ, વગેરે ધર્મો સારા છે. સ્ત્રીઓએ ખાસ વાંચવા લાયક છે. |
| ,, | ,, | ,, | અલર્કાખ્યાનમાં યોગનું વર્ણન સારી રીતે કર્યું છે. મૃત્યુ જાણવાનાં સાધનનું વર્ણન ઉત્તમ છે. ધર્મ અને અધર્મની પ્રજાનું વર્ણન ઉત્તમ છે. |
| ,, | ,, | ,, | ગ્રંથવિવેચન વાંચવું. મન્વંતર કથા મૂળ કરતાં બીજાં પુરાણોની સહાયથી વિસ્તારથી વર્ણવી છે. સૂર્યસાવર્ણિ૦માં દેવીમાહાત્મ્ય, સપ્તશતીનું ભાષાંતર કર્યું છે. |

| | | | | | |
|---|---|---|---|---|---|
| | આ બે ગ્રંથ પાચમામા જે | (દેવીમાહાત્મ્ય સપ્તશતી–ચંડી)<br>૮ દક્ષસાવર્ણિ ૯<br>૯ બ્રહ્મ ,, ૧૦<br>૧૦ ધર્મ ,, ૧૧<br>૧૧ રુદ્ર ,, ૧૨<br>૧૨ ગૈષ્ય ,, ૧૩<br>૧૩ ભૌત્ય ,, ૧૪ | | ૧૭૬૫<br>,,<br>,,<br>,,<br>,,<br>,,<br>,,<br>,, | |
| ૨૦ | માર્કણ્ડેય પુરાણ ભા ૫ અધ્યાય ૯૫ થી ૧૧૮ | ૧ ગૈષ્યમન્નતર ૧૩<br>૨ ભૌત્ય ,, ૧૪<br>૩ ભૂપતિન શાખ્યાન<br>૪ નાભાગચરિત્ર<br>૫ વત્સપ્રી<br>૬ ખનિત્રચરિત્ર<br>૭ ક્ષુપચરિત્ર<br>૮ અવૈક્ષતચરિત્ર<br>૯ મરુત્યરિત્ર<br>૧૦ નરીપત ચરિત્ર<br>૧૧ દમરાજાનું ,,<br>૧૨ ઉપસહાર | મહાકવિ પ્રેમાનંદ | ૧૭૬૫ | નથી |
| ૨૧ | યક્ષપ્રશ્નોત્તર | કરુણરસનો ગ્રંથ છે | વલ્લભ (પ્રેમાનંદ સુત) | ૧૭૮૧ | નથી |
| ૨૨ | નરભેરામકૃત કવિતા | ૧ બોડાણાચરિત્ર<br>૨ ભીષ્મસ્તુતિ<br>૩ પરીક્ષિત ગર્ભરક્ષણ<br>૪ કંસવધ<br>૫ રાસલીલા<br>૬ ગજેન્દ્રમોક્ષ<br>૭ વામનાખ્યાન<br>૮ સત્યભામાનું રુસણુ<br>૯ કૃષ્ણવિનોદ<br>૧૦ નાગદમન<br>૧૧ બોડાણાની મૂછના પદ ૧૬<br>૧૨ જયવિજય શાપ નિવારણ | નરભેરામ | નક્કી નથી પણ ૧૮૫૦ પછી હશે | હવુ અને લખતી વખતે માગી આણેલુ |

| | | | |
|---|---|---|---|
| ૧૯૪૭-૪૮ | ,, | ,, | ગ્રંથવિવેચન વાંચવું. આ દરેક ચરિત્રનો સાર ઉપદેશાત્મક છે. શબ્દશઃ ભાષાંતર કર્યું છે. કોઈ કોઈ જગ્યાએ વધારો પણ કર્યો છે. ઠેરઠેર પુરાણીઓની ઠેકડી પણ છે. |
| ,, | નથી છપાયું | શંકાવાળો ગ્રંથ છે | ગ્રંથવિવેચન વાંચવું. આ ગ્રંથમાં કરુણરસની હદ કરી છે. આખા ગ્રંથમાં એક જ રસ વલ્લભ જ કરી શકે. પ્રશ્નોત્તર ઘણા જ સારા છે. મહાભારતના વનપર્વના અધ્યાય ૩૧૦ થી ૩૧૩-ની કથા ઉપરથી આ રસિક ગ્રંથ કર્યો છે. વલ્લભે નવ રસના નવ ગ્રંથ લખવાની પ્રતિજ્ઞામાં આ પુસ્તકમાં કરુણરસની હદ કરી છે. **કર્તા માટે શંકાસ્પદ.** |
| | નં ૧૧,૧૫,૧૭ છપાયાં છે, બીજાં છપાયાં નથી | શંકા નથી | કવિચરિત્ર અને ગ્રંથવિવેચન વાંચવું. પેટલાદ તાલુકાના પીજના રહેવાસી. પછી અમદાવાદ ગોમતીપુરમાં રહેતા. જન્મ ૧૮૨૪. મૃત્યુ ૧૯૦૮. દર માસે મંડળી લઈ ડાકોર જતા. એમના ગુરુ છોટાલાલ કંઠીબંધી હતા. ગુરુના મરણ પછી એમણે ગાદી ચલાવી. એમણે કોઈ મોટો ગ્રંથ કર્યો નથી, પણ રસિક ભજનો અને પદો છે. |

| | | | | | |
|---|---|---|---|---|---|
| | | ૧૩ જયવિજયશાપનુ કારણ<br>૧૪ પ્રભુ ભજવા વિષે<br>૧૫ મનને શિખામણ<br>૧૬ જીવને „<br>૧૭ મનને ઉપદેશ<br>૧૮ પડેલી ટેવ ન ટળે<br>૧૯ પ્રેમ વિશે<br>૨૦ પોતે લૂટાયો તે | | | |
| ૨૩ | ધીરા ભક્ત કૃત કવિતા | ૧ ગુરુસ્વરૂપ કાફી ૩૦<br>૨ માયા „ „<br>૩ મન „ „<br>૪ તૃષ્ણા „ „<br>૫ લક્ષ્મી „ „<br>૬ યૌવન „ „<br>૭ કાયા „ „<br>સ્વરૂપ એટલે લક્ષણ | ધીરા ભક્ત | રચ્યાની સાલ નથી પણ એની ઉત્તરવયમા લગભગ ૧૮૬૦ સુધીની ગણાય | હતુ અને માગી આણેલુ |
| ૨૪ | ધીરાભક્ત-કૃત કવિતા | ૧ મતવાદી વિશે પદ ૧૨<br>૨ આત્મબોધ પદ ૨૭<br>૩ જ્ઞાનકક્કાની કાફીઓ પદ ૩૧<br>૪ ગુરુધર્મ પદ ૨૦<br>૫ શિષ્યધર્મ પદ ૩૦<br>૬ યોગમાર્ગ } વિસ્તારથી છે<br>૭ રાજયોગ }<br>૮ હઠયોગ }<br>૯ ષડ્રિપુની ગરબીઓ ૧૪ | ધીરાભક્ત | નક્કી નથી પણ ૧૮૬૦ લગભગ | હતું અને લખતી વખતે માગી-આણેલુ |
| ૨૫ | ધીરાભક્ત કૃત પ્રશ્નોત્તર માલિકા | પ્રશ્ન ૧૦૮ ને કાફી ૭૧૬ છે | ધીરાભક્ત | નક્કી નથી પણ ૧૮૬૦ ગણાય | ન હતું પણ લખતી વખતે માગી આણેલુ |
| ૨૬ | રોષદર્શિકા સત્યભામા આખ્યાન નાટક | નાટક | પ્રેમાનંદ | | નથી (પ્રેમાનંદના ગુપ્ત ભંડારમાથી) |

| | | | |
|---|---|---|---|
| ૧૯૪૭-૪૮ | પરચૂરણ પદ અને કાફીઓ છે. બીજાં નથી છપાયાં | શંકા નથી | **ધીરો ભક્ત**:-કવિચરિત્ર ને ગ્રંથવિવેચન વાંચવું. એ સાવલી નજીકના ગોઠડા ગામનો રહીશ હતો. પિતાનું નામ પ્રતાપ બારોટ હતું. બ્રહ્મભાટ, જન્મ ૧૮૦૯-૧૦. મરણ ૧૮૮૧. ઉમર વર્ષ ૭૨ પોતેર જીવ્યા. વિદ્યાગુરુ ગોઠડાના જીભાઈ શાસ્ત્રી હતા. પોતાની કવિતાનો પ્રચાર કરવા, તૂમડામાં કે વાંસના ભૂંગળામાં કવિતા લખી, તેમાં ઘાલી, બંધ કરી, મહીસાગરમાં તરતી મૂકતો. આ પુસ્તકમાં અંગવર્ણન કર્યું છે, શ્રેષ્ઠ છે. મુક્તાનંદના અંગને મળતાં આવે છે. એમના અધ્યાત્મ ગુરુ, સ્વામિ૰ સંપ્રદાયના રામાનંદના ગુરુ આત્માનંદ હશે. તેનાથી તેને સાક્ષાત્કાર થયો હતો. યોગાભ્યાસ પણ તેમણે જ કરાવ્યો હતો. |
| ,, | નં. ૨ છપાયું છે. બીજાં નથી છપાયાં | ,, | ગ્રંથવિવેચન વાંચવું. આત્મબોધ શુદ્ધાદ્વૈતવાદનો છે. એકલો જ અદ્વૈત નથી. સ્વામીનારાયણ ધર્મના મુક્તાનંદ અને નિષ્કુળાનંદનાં પદોના તરજૂમા હોય તેવા છે. |
| ,, | નથી છપાયાં | ,, | ગ્રંથવિવેચન જોવું. પ્રશ્નોત્તર ઘણા સારા છે. આવા જ પ્રશ્નોત્તર સ્વામિનારાયણ ધર્મમાં લખાયા છે. |
| ,, | ,, | શંકાવાળો ગ્રંથ | ગુજરાતી ભાષામાં ઉત્તમ નાટક. આ પહેલું જ પુસ્તક છે. પ્રેમાનંદની કાવ્યશક્તિની મહત્તાની |

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૨૭ | કુન્તીપ્રસન્ના-ખ્યાન | અદ્ભુત રસનો ગ્રંથ | વલ્લભ પ્રેમાનંદપુત્ર | સ ૧૭૭૭ | નથી |
| ૨૮ | યુધિષ્ઠિર વૃકો દર મવાદાખ્યાન | રૌદ્રરસનો ગ્રંથ | વલ્લભ પ્રેમાનંદપુત્ર | મ ૧૭૭૧ | નથી |
| ૨૯ | મિત્રધર્માખ્યાન | શાન્તરસ | વલ્લભ પ્રેમાનંદસુત | મ ૧૭૬૦ | નથી |
| ૩૦ | પાંચાલીપ્રસન્ના-ખ્યાન | નાટક | પ્રેમાનંદ | નક્કી નથી | નથી |
| ૩૧ | તપત્યાખ્યાન | નાટક | , | નથી | નથી |
| ૩૨ | શ્રીમદ્ભગવદ્-ગીતા | ગીતાભાષાન્તર | નરહરિ | ૧૬૭૭ | નથી |
| ૩૩ | અભિમન્યુ આખ્યાન તથા સુધન્વાખ્યાન | ૧ અભિમન્યુ આખ્યાન<br>૨ સુધન્વાખ્યાન | પ્રેમાનંદ<br>,, | ૧૭૪૦<br>૧૭૪૦ | હતુ ન. ૨ લખતી વખતે માગી આણેલું |
| ૩૪ | માન્ધાતા આખ્યાન | માન્ધાતા આખ્યાન | , | ૧૭૩૭ | છે |

| | | | |
|---|---|---|---|
| | | | હદ થઈ શકતી નથી. કવિ છોટાલાલે આ નાટકની ઘણી ઉત્તમ ટીકા કરી છે. ( નરસિંહરાવનો શંકાસ્પદ ગ્રંથ છે. ) |
| ૧૯૪૭–૪૮ | નથી છપાયું | શંકાવાળો ગ્રંથ | ગ્રંથવિવેચન વાંચવું. અદ્‌ભુત રસનાં પાંચે અંગનું વર્ણન કર્યું છે. મહાભારતમાંથી પ્રસંગ લીધો છે. શ્વેત હાથીની વાત કલ્પિત છે. શંકાવાળો ગ્રંથ છે. |
| ” | ” | ” | ગ્રંથવિવેચન વાંચવું. આ પણ શંકાસ્પદ ગ્રંથ છે. |
| ” | ” | ” | ગ્રંથવિવેચન વાંચવું. કાલ્પનિક એ મિત્ર ઠરાવી શાન્તરસનો ગ્રંથ રચ્યો છે. **શંકાવાળો ગ્રંથ.** |
| ” | ” | ” | ગ્રંથવિવેચન વાંચવું. મહાભારતના આરણ્યક પર્વ અધ્યાય ૧૪૫ થી વર્ણન છે. તે આખ્યાનનું નાટક રચ્યું છે. પાછળ સીન ગોઠવવા આગળના કવરની ગોઠવણી કરવાની ક્રિયા પ્રાચીન નાટકોમાં નથી તે આમાં છે. તે જ વિસ્મયતા દેખી કવિ છોટાલાલે શંકાની દૃષ્ટિએ ગ્રંથવિવેચન લખ્યું છે. શંકાસ્પદ ગ્રંથ છે. |
| ૧૯૪૮–૪૯ | નથી છપાયું | ” | ગ્રંથવિવેચન વાંચવું. આ આખ્યાન પણ મહાભારતમાંથી લીધેલું છે. પ્રથમ શ્રીનિવાસ શાસ્ત્રીએ સંસ્કૃતમાં રચેલું તે ઉપરથી કવિ સવિતાનારાયણે લખેલું. તેના આધારે લખેલું છે. અતિ રસિક છે. ( શંકાસ્પદ ગ્રંથ ) |
| ૧૯૪૯–૫૦ | ” | બીજા કવિનું નામ નરહરિ લખ્યું હશે એ શંકા | ગ્રંથવિવેચન વાંચવું. કર્તા ક્યાંના તે નક્કી નથી પણ પાટણ તરફના હશે. શ્રીધરની ટીકાને મળતું વર્ણન છે. વધારો ઘટાડો પણ કર્યો છે. ભાષાન્તર ઉત્તમ છે **નરહરિ** કવિનાં બીજાં પુસ્તક–કાવ્યો–હાથ લાગ્યાં નથી. |
| ૧૯૫૦–૫૧ | નં. ૧ છપાયું છે નં. ૨ નથી છપાયું | શંકા નથી | ગ્રંથવિવેચન વાંચવું. બંને આખ્યાનો મહાભારતમાંથી લીધાં છે આ જ આખ્યાન બીજા કવિઓએ પણ રચેલાં છે. પ્રેમાનંદે વધુ રસ જમાવ્યો છે ને કલ્પના પણ જુદી કરી છે. |
| ” | નથી છપાયું | ” | ગ્રંથવિવેચન વાંચવું. આ આખ્યાનની કથા મહાભારતમાં છે. પ્રેમાનંદે નળાખ્યાન વગેરે લખ્યાં છે તેના જેવું છે, પણ ભાષા માર્કણ્ડેય પુરાણ જેવી |

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૫ | શીલવતીનો રાસ | શીલવતીનો રાસ | નેમવિજય | સત્તરમો સૈકો લખ્યા છે સાલ લખી નથી | નથી જૈન ભંડારમાથી માગી આણેલુ હતું |

| | | | |
|---|---|---|---|
| | | | છે. મહાભારતમાં આરણ્યક પર્વમાં લોમશ ઋષિએ કહી છે. તેને ૫૧ કડવાંથી વિસ્તાર કર્યો છે |
| ૧૯૫૧–૫૨ | નથી છપાયું | શંકા નથી | ગ્રંથવિવેચન વાંચવું. બીજા જૈન કવિઓના રાસા છે. તેવો આ રાસો છે. બુદ્ધ અને જૈનોમાં ધર્મોપદેશ કરવા અતિ અદ્ભુત વાતો વર્ણવે છે તેમ આ પણ અદ્ભુત વાતોનું વર્ણન કરે છે. શામળ જેવી કલ્પનાથી જોડી કાઢેલી વાત છે. |

શાસ્ત્રીના અવસાન પછી "પ્રાચીન કાવ્યમાળા"ની ઑફિસ બંધ થઈ. ત્યાર પછી રા. બ. હરગોવિંદદાસે પોતાના એકલાને જ નામે એક બે ગ્રંથ છપાવ્યા છે, તથા સાહિત્ય માસિકમાં શામળશાનો વિવાહ પણ છપાવ્યો છે, એ મારા જાણવામાં આવ્યું છે. આ પરિશિષ્ટમાં અંક ૧, ૪, ૧૨, ૧૬, ૧૭, ૧૮, ૧૯, ૨૦, ૨૧, ૨૬, ૨૭, ૨૮, ૨૯, ૩૦, ૩૧ અને ૩૨ એ સોળ ગ્રંથો–કાવ્યો માટે સાક્ષરો શંકાની દૃષ્ટિએ જુએ છે તે બાબત ચાલુ લેખમાં ખુલાસા કર્યા છે. વિશેષખાતરી માટે એ છાપેલા ગ્રંથોમાંનું કવિચરિત્ર, ગ્રંથવિવેચન અને ટીકા લક્ષ્ય રાખી વાંચવાથી સમજાશે.

# કુદરતનો વર્ણ

ડૉ યશવંત ગુ નાયક એમ એસસી- પી એચડી

કુદરતનુ સૌન્દર્ય તેનામા રહેલા રગના વૈવિધ્યને લીધે છે પ્રભાતના ઊગતા ભાનુના રશ્મિ વડે અકિત થયેલા વાદળના પલટાતા રગો કોને નથી આકર્ષતા ! ઊગતા અને આથમતા સૂર્યની મહત્તા તેના કિરણો વડે પેદા થતા રગોની ગૂથણીને આભારી છે

ઝાડના પાનનો લીલો રગ, ફૂલોની પાખડીમા પેદા થતા રગોની વિવિધતા, પતગિયાની પાખોના ભભક મારતા રગો, અને પક્ષીના પીછાના વર્ણો આપણને મુગ્ધ કરે છે એ જ પ્રમાણે ભૂમિના જુદી જુદી માટીના થરોમા રહેલા કુદરતી રગો, પથ્થરોની રચનામા રહેલા આકર્ષક રગો, ધાન્યના દાણાના ચકચકિત રગો, ફળોની છાલ ઉપર પેદા થતા અને પલટાતા રગો, વગેરે આપણને એક અથવા બીજી રીતે આકર્ષે છે

રગ આપણી રસવૃત્તિને પોષે છે આથી જ આપણે વિવિધરગી વસ્ત્રો પહેરવાને આકર્ષાઈએ છીએ સ્ત્રીઓનો શણગાર એ મુખ્યત્વે રગોનો શણગાર એમ કહી શકાય સ્ત્રીના કપાળમા રક્તવર્ણી કુમકુમનો ચાદલો, એના કાન, નાક, હાથ અને અંબોડામા શોભતા રત્નજડિત આભૂષણો, એના હાથ અગર નખ ઉપર બેસાડેલી મેદીનો રગ, એ સર્વ રગની રસવૃત્તિનુ જ પરિણામ છે આવા જ કારણથી સુવર્ણ અને ચાંદીના ઝાખા નહિ પડનારા વર્ણો શણગારણીઓને તેમ જ સટોરિયાને સદાને માટે આકર્ષે છે

રગોનુ સર્જન રગીન વસ્તુઓ કરતી નથી, પરતુ એની રચનામા રહેલા કણો અને બહારથી આવતો પ્રકાશ એ બેની સામટી અસરથી પેદા થાય છે જો વસ્તુ ઉપર પડતો પ્રકાશ બધ કરી દેવામા આવે તો દરેક વસ્તુનો વર્ણ એકસરખો કાળો પડી જાય આથી કુદરતમા દેખાતા બધા રગો સૂર્યના કિરણોને આભારી છે આજકાલ શહેરોમા અત્યત તેજવાન વીજળીના અને ગૅસના દીવાએ રાતે પણ રગોનુ સર્જન શક્ય બનાવ્યુ છે

રગોની પારખ એ આખની ખૂબી છે લાલ, નારગી, પીળો, લીલો, વાદળી, નીલ અને જાબલી એટલા સૂર્યના પ્રકાશના મુખ્ય વર્ણો છે એ દરેક રગ આખો પારખી શકે છે એટલુ જ નહિ, પરતુ એ સાત રગના જુદા જુદા પ્રમાણના મિશ્રણથી પેદા થતા હજારો અને લાખો વિવિધતાવાળા રગોના સૂક્ષ્મ તફાવતો પણ આખ જોઈ શકે છે આ કારણથી કાપડના, ઘરની દીવાલોના, ઘરના રાચરચીલાના, અને ખાસ કરીને કળાકૃતિઓના રગમા એ આકર્ષક વિવિધતા લાવીને આખની રસવૃત્તિને જાગ્રત કરી શકે છે વૈજ્ઞાનિક દૃષ્ટિએ જોતા, આખ સાત નહિ પરતુ માત્ર ત્રણ રગો જ સ્પષ્ટતાથી પારખી શકે છે એ ત્રણ રંગો તે લાલ, લીલો અને જાબલી, અને કુદરતના રગની જે અદ્ભુત વિવિધતા છે તે આ ત્રણ રગના વિવિધ પ્રમાણની એકસામટી અથવા જુદી જુદી અસરોથી આખ પારખી શકે છે ×

---

× ( આખની રગનુ પૃથક્કરણ કરવાની આ શક્તિ અને રગોના મિશ્રણથી વિવિધ રગો પેદા થવાની ઘટના સમજવા એક જુદા લેખની જરૂરિયાત રહે છે આથી આ લેખમા માત્ર કુદરતમા દેખાતા રંગો કેમ પેદા થાય છે તે જ બતાવવાનો યત્ન કરવામા આવ્યો છે )

કુદરતમાં દૃશ્યમાન થતા ઘણાખરા રંગો પદાર્થમાં રહેલા રંગીન કણોને લીધે જ હોય છે. રંગીન કણોનો ગુણધર્મ એ છે કે તે જ રંગનાં કિરણોને પરાવર્ત કરે છે તેમ જ તે જ રંગનાં કિરણોને આરપાર પણ જવા દે છે. આથી લાલરંગી વસ્તુ ઉપર સૂર્યનો પ્રકાશ પડે તો તેમાંથી લાલ સિવાયનાં બધાં કિરણો શોષાઈ જાય છે. અને તે પદાર્થ માત્ર લાલ રંગનાં કિરણો જ પાછાં ફેંકે છે. લાલરંગી વસ્તુ જો પારદર્શક હોય તો તે માત્ર લાલ રંગનાં કિરણોને આરપાર જવા દેશે અને બીજા રંગનાં કિરણોને શોષી લેશે. સફેદ વસ્તુ બધા રંગના કિરણોને પરાવર્ત કરે છે. કાળી વસ્તુ દરેક રંગનાં કિરણોને શોષી લે છે. બાકીના રંગની વસ્તુઓ પોતપોતાના રંગનાં કિરણોને પરાવર્ત કરે છે અથવા તે જ રંગનાં કિરણોને આરપાર જવા દે છે. રંગીન કાચમાંથી પસાર થતાં કિરણો કાચના રંગનાં જ હોય છે. ઉપરની ઘટના ઉપરથી એમ ચોખ્ખું સમજાય છે કે લાલ રંગનાં કિરણોમાં બીજા રંગની વસ્તુઓ કાળી જ દેખાશે; કારણ કે બીજા રંગની વસ્તુઓ લાલ રંગને શોષી લે છે. અંધારા ઓરડામાં આ પ્રયોગ કરવાથી રંગીન વસ્તુઓ બધી કાળી દેખાય છે એ ઘટના-ની ખાતરી થશે. આમ એક રંગના પ્રકાશમાં બીજા બધા રંગની વસ્તુઓ કાળી દેખાય છે. સૂર્યનાં કિરણોમાં સાતે રંગો છે એટલે જ કુદરત તેનાં રંગની વિવિધતા અને સૌંદર્યની ઝાંખી આપણને કરાવી શકે છે. જો સૂર્યના પ્રકાશમાં માત્ર એક જ રંગ હોત તો આપણને એક જ રંગ જોવાનો મળત અને બીજા બધા જ રંગની વસ્તુઓનું કાળું વિશ્વ આપણી આસપાસ વિસ્તરેલું માલૂમ પડત. એવા પ્રકાશમાં ચિત્રકળા, રંગવાની કળા વગેરેની શી પરિસ્થિતિ થઈ હોત તે સહેજે કલ્પી શકાય તેમ છે.

ધાતુઓના રંગની બાબતમાં કંઈક વિશિષ્ટ ઘટના માલૂમ પડે છે. દાખલા તરીકે, સોનાના વરખનો રંગ પીળો લાગે છે, પરંતુ એ વરખની આરપાર જોતાં તેનો રંગ લીલો લાગે છે. એ જ પ્રમાણે ચાંદીનો વરખ રૂપેરી ચળકતા રંગનો દેખાય છે, પરંતુ તેની આરપાર જોતાં તે એકદમ આસમાની ભૂરા રંગનો દેખાય છે. આપણે ઉપર જોયું કે જે રંગનો પદાર્થ હોય તે જ રંગનાં કિરણો તે પદાર્થ આરપાર જવા દે છે. ત્યારે ધાતુની બાબતમાં આમ કેમ? ખરી રીતે ધાતુનો રંગ પીળો, લાલ કે રૂપેરી હોતો જ નથી. એના કણોનો શો રંગ છે એ કહેવું મુશ્કેલ છે. જેમ પાણીને રંગ નથી, તેમ ધાતુના કણોને રંગ હોતો જ નથી. આમ છતાં ધાતુ રંગીન દેખાય છે. પરાવર્ત થતાં કિરણોમાં તેનો એક રંગ દેખાય છે અને આરપાર જતાં કિરણોમાં તેનો બીજો રંગ દેખાય છે. ત્યારે આ રંગ દેખાવાનું કારણ શું? ધાતુના પરમાણુની રચનાને લીધે આ રંગો ઉદ્ભવે છે. સોનાના પરમાણુ પીળા રંગનાં કિરણોને પરાવર્ત કરે છે, લીલા રંગનાં કિરણોને (પાતળા પડમાંથી) આરપાર જવા દે છે અને લાલ, ભૂરા અને જાંબલી રંગનાં કિરણોને શોષી લે છે. ચાંદીના પરમાણુ લાલ, પીળા અને લીલા રંગનાં કિરણોને પરાવર્ત કરે છે, અને એ બધાં કિરણોના મિશ્રણને લીધે તેનો રંગ રૂપેરી દેખાય છે. આસમાની રંગનાં કિરણો ચાંદીના પાતળા પડમાંથી આર-પાર જઈ શકે છે. આમ ધાતુઓ બે પ્રકારના રંગો દાખવે છે. પરાવર્તનથી કિરણોમાં તેનો એક રંગ દેખાય છે અને આરપાર જતાં કિરણોમાં બીજો રંગ દેખાય છે.

પ્રકાશનાં કિરણો જ્યારે અતિ સૂક્ષ્મ રજકણો સાથે અથડાય છે ત્યારે તે કિરણો એક જ દિશામાં પરાવર્ત થતાં નથી, પરંતુ ચોમેર વિખેરાય છે. આ ઘટનાને વિખેરણ

(Scattering) કહેવામા આવે છે કુદરતમા કેટલાક સુંદર અને ભવ્ય રંગો આ ઘટનાને લીધે પેદા થાય છે મોરના પીંછામા બનતા થતા વિવિધ રંગો, આકાશનો નીલ વર્ણ, દૂર સુદૂર વિસ્તરેલા ગિરિમાળાનો ભૂરો રંગ અને સમુદ્રના પાણીના ઊંડાણમાથી નીતરતો લીલો અને ભૂરો રંગ, એ સર્વે પ્રકાશના વિખેરણની ઘટનાને લીધે પેદા થતા રંગો છે આપણને જાણીને આશ્ચર્ય થશે કે મોરના પીંછામા રંગ નથી, આકાશ નીલરંગી નથી, ગિરિમાળા આસમાની નથી તેમ જ સમુદ્રનુ પાણી લીલું કે ભૂરુ હોતુ નથી ત્યારે એ રંગો કેવી રીતે પેદા થાય છે? ભૂરા અને નીલરંગી પ્રકાશના કિરણો બીજા રંગોના કરતા સૂક્ષ્મ તરંગોવાળા હોય છે જેમ તરંગો સૂક્ષ્મ તેમ તેની ચોમેર વિખેરવાની શક્તિ વધારે આથી લાલ, પીળો અને લીલો રંગ પ્રમાણમા ઓછો વિખેરાય છે ભૂરા અને નીલરંગી કિરણો ચોમેર વધુ પ્રમાણમા વિખેરાઈ શકે છે હવામા રહેલા ધૂળના રજકણો તેમ જ હવાના અણુઓ સૂર્યમાથી આવતા પ્રકાશને વિખેરે છે આથી સૂર્યની દિશાથી કાટખૂણે આકાશમા જોઈએ તો તે નીલરંગી જ દેખાશે, કારણ કે એ દિશામાથી સૌથી વિશેષ પ્રમાણમા નીલરંગના કિરણો વિખેરાઈને આવે છે આ કારણથી સવારે અથવા સાંજે આપણા માથા ઉપરનું આકાશ નીલવર્ણી દેખાય છે આમ છતા સૂર્યની દિશામાનુ આકાશ રક્તવર્ણી અથવા પીળાશ પડતુ દેખાય છે, કારણ કે એ દિશામાથી આવતા લાંબા તરંગોવાળાં લાલ અને પીળા રંગના કિરણો બહુ વિખેરાતા નથી પ્રભાતના ઊગતા સૂર્યનો અને આસપાસના વાદળોનો રક્ત વર્ણ આ જ કારણને લીધે ઉદ્‌ભવે છે સંધ્યાના આથમતા સૂર્યની આસપાસના રક્ત વર્ણો પણ આ જ પ્રકારે દૃષ્ટિગોચર થાય છે ઊંચે હવામાનમા દશથી બાર માઈલ જઈને આકાશને જોઈએ તો બિલકુલ રંગ વિનાનો ઘનઘોર કાળો અવકાશ જોવાનો મળશે મનુષ્યમા ઘણે ઊંચે ઊડી આવેલા માણસો આની સાક્ષી પૂરે છે એટલે ઊંચે હવા અતિ પાતળી થઈ જાય છે અને ધૂળના રજકણો પણ બિલકુલ હોતા નથી, એટલે સૂર્યના કિરણો વિખેરાતા નથી અને ઊંચેનુ પ્રકાશહીન આકાશ માત્ર કાળુ જ દેખાય છે મોરના પીંછાના તંતુઓ પણ તેમની રચનાને કારણે અમુક દિશામા ભૂરા રંગના કિરણો વિખેરે છે અને બીજી દિશામા નીલરંગી કિરણો વિખેરે છે આવી વિશિષ્ટ શક્તિને લીધે મોરના પીંછામા અનેકરંગી છટાઓ જોવાની મળે છે સૂર્યના પ્રકાશમા જુદી જુદી દિશામા રાખી મોરના પીંછાનુ અવલોકન કરશો તો તેનો રંગ બદલાતો દેખાશે વળી મોરના પીંછામાથી આરપાર જોશો તો માલુમ પડશે કે તેમા ઝાંખો તપખીરિયો એકસરખો રંગ જોવાનો મળશે મોરના પીંછાને વાટી કાઢો તો સર્વ રંગો અદૃશ્ય થઈ જશે દૂરથી દેખાતા પર્વતોના ભૂરા રંગો પણ તેમની આસપાસની હવામાથી વિખેરાતા ભૂરા રંગના કિરણોને લીધે જ હોય છે પાણીના ઊંડાણમાથી પણ આ જ પ્રકારે લીલો અને ભૂરો રંગ વિખેરાય છે ચશ્માના કાચ ઉપર ફૂંક મારતા ભેજ ઠરે છે તેમાથી પ્રકાશિત દીવા તરફ જોશો તો દીવાની ફરતે અનેકરંગી કુંડાળા જોવાના મળે છે આનું કારણ પણ ભેજના બિંદુઓ જુદી જુદી દિશામા જુદા જુદા રંગના કિરણો વિખેરે છે તે જ છે ઘણી વાર વરસાદના વાદળોમાથી જોતા સૂર્યની ફરતે તેમ જ ચંદ્રની ફરતે કુંડાળા દેખાય છે આનું કારણ પણ વાદળના બિંદુ અમુક દિશામા અમુક રંગના કિરણો વિશેષ પ્રમાણમા વિખેરે છે તે જ છે ઘણાક પતંગિયાની પાંખના ભભક મારતા રંગો, કેટલાક જીવડાના ધાતુઈ (metallic) રંગો, અને ધૂપછાંય કપડાના બદલાતા રંગો વગેરે પણ આ ઘટનાને લીધે જ પેદા થાય છે

પ્રકાશના વક્રીભવનને લીધે ત્રિકોણકાચ ( બિલોરી કાચો ) તથા વાદળનાં બિંદુ પ્રકાશનું પૃથક્કરણ કરીને અનેક રંગો દૃશ્યમાન કરે છે. મેઘધનુષ્ય અને ત્રિકોણકાચથી પેદા થતા રંગપટનું કારણ આ જ છે. શિયાળાની સવારે ખેતરોમાં જઈને પાંદડાં ઉપર અગર કરોળિયાનાં જાળાં ઉપર ઠરેલાં ઝાકળનાં બિંદુઓ જુદી જુદી દિશામાંથી નિહાળશો તો પ્રકાશનાં પૃથક્કરણ થવાથી તે બિંદુઓ જુદી જુદી દિશામાંથી જુદા જુદા રંગનાં દેખાશે.

કેટલીક વાર એક જ રંગનાં કિરણો જો જુદે જુદે અંતરેથી આવીને એકત્ર થાય તો તે એકબીજાનો ધ્વંસ ( નાશ ) કરે છે. આમ પ્રકાશનાં બે કિરણો વધુ પ્રકાશ પેદા કરવાને બદલે અંધકાર પણ પેદા કરી શકે છે. ચશ્માંનો બહિર્ગોળ કાચ અને એક સાદો કાચ એકબીજાની ઉપર રાખીને એકરંગી પ્રકાશમાં તીરછા રાખીને જોશો તો તેની સપાટીમાંથી આવતાં કિરણોમાં કાળાં અને તેજવાન વર્તુલો જોવાનાં મળશે. જે જગાએ કાળાશ દેખાય ત્યાં પ્રકાશનો ધ્વંસ થાય છે. જો એના ઉપર સફેદ ( સૂર્યનો ) પ્રકાશ પડવા દઈએ તો રંગબેરંગી વર્તુલો જોવાનાં મળે છે. આ પ્રકાશના ધ્વંસ ( Interference ) ની ક્રિયાને લીધે પણ ઘણીક વાર કુદરતમાં રંગોની રચના જોવાની મળે છે. છીપનાં જુદાં જુદાં પડોમાંથી પરાવર્તન થતા રંગોને લીધે એક પ્રકારની રંગોની રચના માલૂમ પડે છે. વરસાદના દિવસમાં ડામરના રસ્તા ઉપર પાણી પડ્યું હોય અને તેના ઉપર જ્યાં મોટરના તેલ ( Lubricating oil ) નાં બિંદુ પડ્યાં હોય ત્યાં ઘણી વાર રંગબેરંગી વર્તુલોની આકર્ષક રચના જોવાની મળે છે. આનું કારણ પણ પ્રકાશના ધ્વંસની ઘટના જ છે. તેલની સપાટી અને પાણીની સપાટી ઉપરથી પરાવર્ત થઈને આવતાં કિરણો એક દિશામાં એક રંગનો ધ્વંસ કરે છે, પરંતુ બીજા રંગને તેજવાન બનાવે છે. આથી જુદી જુદી દિશામાં જુદા જુદા રંગનાં વર્તુલો જોવાનાં મળે છે.

પ્રસ્ફુરણ ( flourescence ) અને પશ્ચાત્સ્ફુરણ ( phosphorescence ) નામની ઘટના દ્વારા પણ અનેક જાતના રંગો આપમેળે વ્યક્ત થાય છે. દાખલા તરીકે, ફ્લોરેસિન નામના રંગને પાણીમાં નાંખીને તે પાણીને જાંબલી પ્રકાશમાં જોઈશું તો તે લીલા રંગનું દેખાશે. આમ જાંબલી કિરણોમાં ( ખાસ કરીને પારજાંબલી કિરણો જે અદૃશ્ય હોય છે તેમાં પણ ) લીલા રંગનાં કિરણો હોતાં નથી, છતાં તેના વડે બીજા જ રંગનાં કિરણો પેદા થાય છે. આવી જાતના કેટલાયે પદાર્થો છે કે જેના ઉપર જાંબલી અને ખાસ કરીને પારજાંબલી કિરણો પડતાં અનેક જાતના ભભક મારતા રંગો દીપી નીકળે છે. આ ઘટનાને પ્રસ્ફુરણ કહેવામાં આવે છે. ઝિંક સલ્ફાઈડ નામના ક્ષારને સૂર્યના તાપમાં થોડો વાર રહેવા દઈએ અને પછીથી તેને અંધારા ઓરડામાં જોઈએ તો તે થોડેવાર લીલાશ પડતાં રંગનાં કિરણો બહાર પાડે છે. ફોસ્ફરસ પણ આ જ પ્રકારે અંધારામાં ચળકી શકે છે. આવી જાતની ઘટનાને પશ્ચાત્સ્ફુરણ કહેવામાં આવે છે. આજકાલ એવા અનેક પદાર્થોના રંગો નીકળ્યા છે જે દિવસના પ્રકાશનાં કિરણો શોષે છે અને રાતે પાછાં બીજા જ રંગનાં કિરણો બહાર પાડે છે. રેડિયમમાંથી નીકળતાં અદૃશ્ય કિરણો, ક્ષ-કિરણો અને પારજાંબલી કિરણો પણ આવી જાતની ઘટના વડે દૃશ્યમાન થઈ શકે છે. ઘણાં ઘડિયાળ ઉપર આવતા, રાતના ચળકતા રેડિયમનો થર આ જ પ્રકારે કિરણો બહાર પાડે છે. રેડિયમની ધાતુના ક્ષારની સાથે પ્રસ્ફુરણ કરનારા પદાર્થને ભેળવેલો હોય છે. આથી રેડિયમમાંથી નીકળતાં અદૃશ્ય કિરણો આ પદાર્થ

ઉપર પડે છે અને તેથી એ પદાર્થ દશ્ય કિરણો બહાર પાડે છે આમ રેડિયમ જાતે દશ્ય કિરણો બહાર પાડતું નથી, પરંતુ તેના અદશ્ય કિરણો બીજા પદાર્થ ઉપર પડવાથી તે દશ્ય કિરણો બહાર પાડે છે ક્ષ–કિરણો વડે પડતા આપણા શરીરના અથવા બીજી વસ્તુના પડછાયા પણ આવી પ્રસ્ફુરણની ઘટના વડે જ નજરે જોઈ શકાય છે આપણા શરીરમાંથી પસાર થતા ક્ષ–કિરણો એક જાતના પ્રસ્ફુરક પદાર્થ વડે રંગેલા પડદા ઉપર પડે છે જે કિરણો આરપાર પસાર થાય તે પડદા ઉપર પડે છે અને તેટલા ભાગનો પદાર્થ પ્રસ્ફુરે છે હાડકામાંથી ક્ષ–કિરણો પસાર થતા નથી એટલે તેટલી જગામાં અંધારુ રહે છે

જુદા જુદા પદાર્થોને ઉષ્ણ કરવાથી જુદી જુદી જાતના રંગના કિરણો પેદા થાય છે મીઠાને જ્યોતમા તપાવતા પીળો પ્રકાશ બહાર પડે છે, પોટાસિયમ ધાતુને અથવા તેના ક્ષારને જ્યોતમા તપાવતા લાલ પ્રકાશ બહાર પડે છે આમ દરેક પદાર્થ અને ખાસ કરીને દરેક તત્ત્વ વિશિષ્ટ પ્રકારનો પ્રકાશ બહાર પાડે છે આ પ્રકાશને રંગપટ દ્વારા વિભક્ત કરી તેનું પૃથક્કરણ કરી શકાય છે આથી સૂર્ય અથવા દૂરના તારા ઉપરથી આવતા પ્રકાશનું પૃથક્કરણ કરી તેની રચનામા કયા કયા પદાર્થો રહેલા છે તે જાણી શકાય છે. દારૂખાનામા અને આતશબાજીમા પેદા થતા રંગોના ફુવારા, નિયોન નળીઓમા જુદા જુદા વાયુ ભરીને વિદ્યુત પસાર કરતા પેદા થતા રંગો, વગેરે પદાર્થોની, ઉષ્ણ થતા વિશિષ્ટ પ્રકારના પ્રકાશના કિરણો પેદા કરવાની, ઘટનાને આભારી છે જાણીને આશ્ચર્ય થશે કે હેલિયમ નામનો વાયુ પ્રથમ પૃથ્વી ઉપર શોધાયો ન હતો, પરંતુ સૂર્યમા તેનુ અસ્તિત્વ માલૂમ પડ્યુ હતું સૂર્યના પ્રકાશનુ પૃથક્કરણ કરતા એક નવી જાતના પ્રકાશના કિરણો જોવાના મળ્યા એ કિરણો પૃથ્વી ઉપર જાણીતા કોઈ પણ પદાર્થ વડે પેદા થતા ન હતા આથી એ કિરણો પેદા કરનાર અજ્ઞાત તત્ત્વનું નામ હેલિયમ ( હેલિયો=સૂર્ય ) એટલે કે સૂર્યતત્ત્વ આપવામા આવ્યુ થોડા વર્ષો પછી આ જ તત્ત્વ પૃથ્વી ઉપર પણ જડી આવ્યુ હતુ પ્રકાશના પૃથક્કરણનુ એક મહાન શાસ્ત્ર છે એને રંગપટશાસ્ત્ર ( Spectroscopy ) કહેવામા આવે છે એના વડે અવકાશમા રહેલા તારાઓનું પૃથક્કરણ થઈ શકે છે, એ તારાના અંતર માપી શકાય છે, આપણી પાસે એક પદાર્થ હોય તેમા કયા તત્ત્વો છે તે ખોળી શકાય છે અને એ ઉપરાંત તત્ત્વોની વિદ્યુતરજકણો વડે કેમ અને કેવી રચના થયેલી છે તે પણ જાણી શકાય છે

પ્રકાશના કિરણો તેમના વર્ણને લીધે જગતમા અનેક જાતના સુંદર દશ્યો પૂરા પાડે છે, જુદી જુદી વસ્તુને તેમના વડે પેદા થતા રંગો વડે ભિન્ન કરી શકે છે, અને તે ઉપરાંત વિશ્વની અને પરમાણુની અનેક સમસ્યા ઉકેલી શકે છે કુદરત તેના વર્ણ વડે આપણને વ્યક્ત થાય છે એમ આપણે કહીએ તો ખોટુ નથી

# ગુજરાતી રંગભૂમિનું એક પ્રબળ ઘટકતત્ત્વ

## ( પારસી નાટક મંડળીઓ )

શ્રી. શંભુપ્રસાદ કૃપાશંકર ભટ્ટ એમ. એ., બી. ટી.

અર્વાચીન ભારતીય રંગભૂમિનાં સ્વરૂપોના અભ્યાસી માટે મહત્ત્વની ઘણી બીનાઓ આજ સુધીમાં પ્રગટ થએલી છે. જેમકે પ્લાસીના યુદ્ધ પહેલાં કલકત્તામાં અંગ્રેજી નાટ્યગૃહ હતું. ડૉ. વિલ્સન જેવા વિદ્વાન પણ નાટકોમાં અભિનેતા તરીકે ઊતરેલા. ઈ. સ. ૧૭૭૦ માં મુંબઈમાં નાટ્યગૃહ બંધાયું. ઈ. સ. ૧૮૪૨ માં જગન્નાથ શંકર શેઠે પોતાની માલકીનું નાટ્યગૃહ મુંબઈમાં બાંધ્યું. ઈ. સ. ૧૮૫૦ માં સાંગલીના રાજાએ નાટક કંપની ઊભી કરાવી અને વિષ્ણુપંત ભાવેએ પોતાનાં નાટકો ભજવ્યાં. ઈ. સ. ૧૮૫૭ માં બંગાળી નાટ્યગૃહના ગણેશ મંડાયા.+ આ સર્વ હકીકતો તથા રામલીલા, ભવાઈ, દક્ષિણી નાટક કંપનીઓનું અસ્તિત્વ વગેરે બાબતોનો નિર્દેશ વારંવાર વિદ્વાનો કરી ગયા છે.

પરંતુ ઈ. સ. ૧૮૫૨ ના અરસામાં એટલે કે ઓગણીસમી સદીના ઉત્તરાર્ધની શરૂઆતમાં આપણે ત્યાં પારસી નાટક કંપનીઓ ઊભી થઈ, એ બીનાને ગુજરાતી રંગભૂમિના અભ્યાસીએ વધુ મહત્ત્વની ગણવી જોઈએ. આપણી ધંધાદારી રંગભૂમિના એક પ્રબળ ઘટકતત્ત્વ તરીકે, લોકશિક્ષણ અને લોકાભિરુચિના એક સબળ વાહન તરીકે તેમ જ આપણા નાટ્યસાહિત્યના વિકાસક્રમના એક પ્રારંભિક છતાં મહત્ત્વના અંકોડા તરીકે પારસી નાટક મંડળીઓએ આપેલો ફાળો કંઈ નાનોસૂનો નથી. જેમ પત્રકારિત્વમાં તેમ રંગભૂમિમાં પણ શ્રીગણેશ તો પારસીઓએ જ માંડ્યા હતા. ઈ. સ. ૧૮૬૦ અને ૧૮૭૦ ના દાયકાઓમાં આ પારસી કંપનીઓએ ધંધાદારી પ્રતિષ્ઠાને સારી રીતે જમાવી દઈ લોકહૃદયના કિલ્લાને સર કરી લીધો હતો.

### ગુજરાતી રંગભૂમિ

પારસી નાટક કંપનીઓએ સ્થિરતા પ્રાપ્ત કર્યા પછી ઓગણીસમી સદીના ઉત્તરાર્ધમાં, એ કંપનીઓથી સહેજ મોડી, ગુજરાતી નાટક કંપનીઓ પણ શરૂ થઈ અને ગુજરાતી રંગભૂમિના ખરા ગણેશ શ્રી. વાઘજી અને મૂળજી ઓઝાએ માંડ્યા. ગૂજરાતની રંગભૂમિના ફલક પર મોરબી, વાંકાનેર, મુંબઈ ગુજરાતી, દેશી, આર્યનૈતિક, લક્ષ્મીકાંત અને રૉયલ, આટલી પ્રશસ્ત નાટક કંપનીઓ અનુક્રમે આવી. પણ ગુજરાતી નાટક કંપનીઓ શરૂ થઈ તે પહેલાં પણ કુશળ વેપારી પ્રજા તરીકે પંકાયેલા ગુજરાતીઓએ નાટકના ધંધાને પણ ધંધા તરીકે સારી રીતે વિકસાવ્યો હતો તે જાણવું આનંદપ્રદ બને છે. ગુજરાતીઓનો રંગભૂમિના ધંધામાં ખરો પ્રવેશ તો આપણે પારસી નાટક કંપનીઓથી જ થયેલો ગણીશું. વળી ગુજરાતી રંગભૂમિ પાછળથી સર્જાઈ ત્યારે પણ પારસી રંગભૂમિ તેની સાથે સાથે ચાલી હતી અને તે પણ ગૌરવથી.

આ પારસી કંપનીઓના ખેલો ઉર્દૂ જબાનમાં ભજવાતા હતા અને એના સંચાલકોને પ્રેક્ષક વર્ગ માટે ભૌગોલિક ગુજરાત પર તો દૃષ્ટિ હતી જ નહિ. આમ છતાં એ નાટક મંડળીઓના માલિકો અને નટો મુખ્યત્વે ગુજરાતીઓ જ હતા એ બીના નોંધપાત્ર છે.

---

+ જુઓ રંગભૂમિ પરિષદના પ્રમુખસ્થાનેથી શ્રી. ર. વ. દેસાઈએ કરેલું વ્યાખ્યાન

ગુજરાતી રંગભૂમિ અને આ પારસી મંડળીઓએ સમકાલીન તરીકે પરસ્પરના વર્તનમાં ઘણો જ સમન્વયવિનિમય કર્યો છે. પારસી નાટક મંડળીઓ પ્રથમ જન્મી અને ધંધાદારી કુનેહ અને કસબમાં એને સારી સફળતા વરી. ગુજરાતી રંગભૂમિની પુરોગામી અને પાછળથી સમકાલીન એવી આ પારસી રંગભૂમિનું વિહંગાવલોકન કરવું આ રીતે ઉપકારક થઈ પડશે.

## એ મંડળીઓ તે કઈ?

આ પારસી નાટક કંપનીઓ તે પ્રથમ, પ્રશસ્ત નટ દાદાભાઈ ઠુંઠીની, અને તે પછી અનુક્રમે ખાલીવાલાની વિક્ટોરિયા નાટક મંડળી, મહમદઅલી ગોહની ઓલ્ફ્રેડ કંપની, કાવસજી ખટાઉની ન્યૂ ઓલ્ફ્રેડ કંપની અને તે પછી જાણીતી પારસી નાટક કંપનીઓ રંગભૂમિને ધ્યેય નહિ પણ ધંધા તરીકે સમજતી. આ નાટક કંપનીઓ ગુજરાતના વર્તુળમાં નહિ, પરંતુ મુંબઈ વર્તુળમાં અને પંજાબ, દિલ્હી, લખનૌ, દક્ષિણ હૈદરાબાદ, મૈસુર વગેરે સ્થળોમાં પોતાના ખેલો નાખતી. એના નાટકો ઉર્દૂ જબાનમાં ભજવાતાં પણ એ ઉર્દૂ જબાન સમજી ન શકાય તેવી કઠિન ન હતી. આગાહશ્ર મુનશી અને નારાયણપ્રસાદ બેતાબ જેવા ઉર્દૂ નાટ્યલેખકોએ રંગભૂમિના નાટકો એવી તો સરળ ઉર્દૂ ભાષામાં લખ્યા હતાં કે સામાન્ય જનતા પણ પાત્રોની બોલીને સમજી શકતી તથા નાટ્યરસને માણી શકતી.

## ધંધાદારી દૃષ્ટિ

આ રંગભૂમિને ધ્યેય (mission) જેવું કંઈ હતું જ નહિ, એમ કોઈ જરૂર કહી શકાય. એની સમગ્ર ભાત તો ધંધાદારી દૃષ્ટિ જ હતી. ધંધાદારી રંગભૂમિને સાહિત્યમય કરવાના કોડ ગુજરાતમાં પાછળથી છોટાલાલ [illegible] જેવા નાટ્યલેખકને જાગ્યા, અને નટશિક્ષણ આપવાના કોડ એ જમાનાના શિક્ષણાચાર્ય, નાટ્યલેખક, ડાહ્યાભાઈ ધોળશાજીને થયા. પણ પારસી કંપનીઓ પાસે આવી કોઈ વાત ન હતી. તેમની દૃષ્ટિ તો હતી ધંધાની, કસબની, અને વ્યવહારુ રંજન એ જ એમનો પ્રધાન હેતુ હતો અને એમની કસબની દૃષ્ટિ આવે તે ગમે એમનો હતો. એ કંપનીઓના નટો, નાટ્યકારો અને માલિકોને મન રંગભૂમિ એ તો એક કસબ હતો અને તેથી જ રંગભૂમિ ક્ષેત્રના આ સાહસિક ગુજરાતી માલિકોનું કાર્યક્ષેત્ર ગુજરાત નહિ પણ સારુંય હિંદુસ્તાન હતું. આમ સાહસ અને ધંધાદારી ખૂબીને જ જો મહત્ત્વ આપવામાં આવે તો પારસી નાટક કંપનીઓની ધંધાદારી સફળતા અને એનું વ્યાપક ક્ષેત્ર ઉભય માટે વાણિજ્યપ્રધાન ગુજરાતી પ્રજા ગૌરવ લઈ શકે તેમ છે.

## વિગતો

ઉર્દૂ જબાનમાં ખેલ લાવતી દાદાભાઈ ઠુંઠીની કંપનીનો આપણે નિર્દેશ ઉપર કરી ગયા છીએ. તે પછી સાહસિક નટ ખાલીવાલાની વિક્ટોરિયા નાટક કંપનીનો રસપ્રદ ઇતિહાસ જોઈએ. ખાલીવાલા અને હોરમસજી આ કંપનીના મુખ્ય નટો હતા. હરિશ્ચંદ્રનો સુપ્રસિદ્ધ ખેલ તે આ જ કંપનીનો. ખેલ ઉર્દૂ જબાનમાં ભજવાતો. ખાલીવાલા હાસ્યરસનો પાઠ સારો કરતા અને પોતે નકલ થતા. હોરમસજી વીરજીનો તથા ટ્રેજેડીનો પાઠ સારો કરતા તે પોતે હરિશ્ચંદ્ર થતા. ખાલીવાલાને ગાતા ઠીક આવડતું એમ કહી શકાય. હોરમસજી કંપનીના ડાયરેક્ટર (સૂત્રધાર) હતા પણ તેમને ગાતા આવડતું નહિ. આ ઊણપ છતાં તે ઉસ્તાદની પેઠે હાથો આલાપ કરતા અને તેની અસર વિચિત્ર થતી. પારસી તખ્તાની સંગીત

વિષયક અનભિજ્ઞતા અને તેને છુપાવવાની એમની ખૂબી, એ આપણી રંગભૂમિના ઇતિહાસનું એક રમૂજી પ્રકરણ છે.

સાહસિક નટ બાલીવાળાની આ કંપની વિલાયત ખેલો બતાવવા ગયેલી.+ ઉર્દૂ જબાનમાં ભજવાતા ખેલો બતાવવા એ જમાનામાં કંપની વિલાયત શી સમજથી ગઈ હશે તે તો કોણ જાણે, પણ વિલાયત ગયા પછીનો તેનો ઇતિહાસ કરુણ છે. ત્યાંની વિકસિત રંગભૂમિની સરખામણીમાં સમકક્ષ નહિ તેવાં અને ઉર્દૂ જબાનમાં ભજવાતાં નાટકો માટે સફળતાની શક્યતા ત્યાં ન જ હોય. પરિણામે ખાવાનાય સાંસા પડતાં કંપની વિલાયતમાં જ તૂટી ગઈ. નિરાધાર નટોને ' કઢી અને ભજિયાં વેચી ' દેશ ભેગા થવાનો વારો આવ્યો. બેશક હિંદ આવ્યા પછી બાલીવાલાએ કંપની ફરી ઊભી તો કરી જ.

બાલીવાલાની કંપનીમાં આશરે કુલ પંચોતેર જેટલા માણસો રહેતા. તેમાં પચાશેક નટો, દશેક સીનસીનેરીવાળા, ત્રણ રસોઇયા (બે મુસલમાની, એક હિંદુ), એક કોઠારી, એક દરજી, એક મિસ્ત્રી, એક આસિસ્ટન્ટ મિસ્ત્રી, એક વીગ બનાવનારો, એક પેઇન્ટર, તથા તેનો એક આસીસ્ટન્ટ પેઇન્ટર, એક મૅનેજર, એક આસિસ્ટન્ટ મૅનેજર, એક કેશિયર, એક ટિકિટ માસ્તર આટલા હતા. કંપનીનું કુલ માસિક પગારખર્ચ લગભગ રૂા. ૨૨૦૦ અને કુલ ખર્ચ આશરે રૂા. ૭૦૦૦ રહેતું, જ્યારે આવક માસિક રૂા. દશ થી બાર હજાર જેટલી થતી.

## આલ્ફ્રેડ નાટક કંપની

બીજી ધ્યાન ખેંચે એવી નાટક કંપની તે વહોરાશેઠ મહમદઅલીની આલ્ફ્રેડ નાટક કંપની હતી. આલ્ફ્રેડ કંપની એક સફળ ધંધાદારી કંપની હતી. રંગભૂમિના નાટ્યલેખકોનું ધ્યાન શેકસપિયરનાં નાટકો તરફ હવે દોરાયું હતું એટલે એનાં નાટકોમાંથી વસ્તુ લેવામાં આવતું. નાટકો ભજવાતાં પણ સારી રીતે. સંવાદો ઉર્દૂમાં રચાતા, પરંતુ એ ઉર્દૂ ફારસી કે અરબીના આડંબરથી મુક્ત હતું. નાટકનો ઉપાડ પ્રેક્ષકોની દૃષ્ટિને સમગ્રતાએ ઝડપી લે તેવી રીતનો આકર્ષક બનતો. કંપનીએ ઉર્દૂ જબાનમાં રચાયેલા, ' ભૂલભૂલૈયાં ', ' ખૂબસુરત બલા ' વગેરે ખેલો ભજવ્યા હતા.

સોરાબજી કાતરક કંપનીના વીરરસના મુખ્ય નટ હતા. પણ તેમનેય બીજા પારસી નટોની પેઠે ગાતાં આવડતું ન હતું. અલબત્ત, ગાવાનો દેખાવ તો કાતરક પણ કરી શકતા. હાસ્યરસના નટ તરીકે સોરાબજી ઓધરાએ નામ કાઢેલું છે. જગન્નાથ સ્ત્રીપાઠમાં કામ કરતા હતા. તેમનો કંઠ પણ સરસ હતો. અને નટ તરીકે તે 'સુંદરી'ને પણ ભુલાવી દે તેવો હતો. કાતરક, ઓધરા અને જગન્નાથ જેવા નટો હોવાથી તથા આગાહશ્ર મુનશી જેવા સારા લેખકની કલમને લીધે ધંધાદારી આલ્ફ્રેડ નાટક કંપની સારો નફો કર્યે જતી હતી.

મહમદઅલી શેઠની આલ્ફ્રેડ નાટક કંપની વિક્ટોરિયા કંપની કરતાં મોટી હતી. એમાં પાંસઠ જેટલા નટો, પંદરેક સીનેરીવાળા, ત્રણ રસોઇયા (૨ મુસલમાન+ ૧ હિંદુ) એક કોઠારી, એક દરજી, એક વીગવાળો, બે મિસ્ત્રી, બે પેઇન્ટર, એક મૅનેજર, એક આસિસ્ટન્ટ મૅનેજર, બે ડોરકીપર, એક બૉડીગાર્ડ, એક ટિકિટ માસ્તર એમ મળી કુલ

+. જુઓ ' ગુજરાતી સાહિત્યના વધુ માર્ગસૂચક સ્તંભો.' કૃ. મો. ઝવેરી

સો જેટના માણસો હતા કંપની માસિક પગાર રૂપિયા છ હજાર જેટલો આપતી હશે તેનુ માસિક ખર્ચ પણ બારેક હજાર જેટલુ થતુ, જ્યારે માસિક આવક વીસ હજાર જેટલી રહેતી નટોના પગાર પણ સારા હતા. ઓવરા વગેરે નટોને દોઢસોથી બસો જેટલો માસિક પગાર મળતો પારસી કંપનીઓમા કામ કરતા નટોના પગાર વગેરેની સાથે તેની સમકાલીન ગુજરાતી કંપનીઓના પગાર વગેરની તુલના અભ્યાસીએ અવશ્ય કરવા જેવી છે

## ન્યુ ઑલ્ફ્રેડ

ઑલ્ફ્રેડ કંપનીમાથી ન્યૂ ઑલ્ફ્રેડ કંપની થઈ એના માલિક ડાઉખટાઉ ઉર્ફે કાવસજી પાલનજી ખટાઉ પહેલા તો વહોરા શેઠ મહમદઅલીને ત્યા જ નોકર હતા જોતજોતામા ન્યૂ ઑલ્ફ્રેડ કંપની જામી ગઈ ગુજરાતની રંગભૂમિના સાચા હીરા કહી શકાય તેવા નટ નટી આ કંપનીની રંગભૂમિ પર આવી ગયા છે 'અસીરે હીર્સ', 'ખૂને નાહક' વગેરે રસમય ખેલો કંપની ઉર્દૂ જમાનમા ભજવતી આગાહશ્ર મુનશી કંપનીના મુખ્ય લેખક હતા આગાહશ્રનો પગાર એક કલેક્ટર જેટલો હતો એમના જેટલું વેતન મેળવનારા નાટ્યલેખકો ગુજરાતમા ભવિષ્યમા પણ થશે કે કેમ તે કહેવુ મુશ્કેલ છે

આ ન્યૂ ઑલ્ફ્રેડ કંપની પણ ઑલ્ફ્રેડ કંપની જેટલી જ મોટી હતી અને એમા ખર્ચ, આવક, વગેરેનો અદાજ પણ એના સરખો જ લગભગ હતો

ડાઉખટાઉ પોતે પણ વીરરસનો પાઠ સારો ભજવતા ખૂને નાહક'મા તેઓ 'જહાંગીર' થતા અને એમનુ પાત્ર એવુ તો દૂબહૂ બનતુ કે પ્રેક્ષકો ખુશ ખુશ થઈ જતા અમૃત કેશવ નાયક ડાયરેક્ટરનુ કામ કરતા વળી નટ તરીકે પણ તે એક અચ્છો નટ હતો, છતા ગુજરાતી રંગભૂમિનો અભ્યાસી અમૃત નાયકને એક સારા ગુજરાતી ડાયરેક્ટર તરીકે ઓળખવાનુ પણ નહિ જ ચૂકે

ડાઉખટાઉ શેઠને રેસ રમવાનો (ઘોડદોડનો) શોખ ઘણો હતો એ શોખમા એમણે પૈસા પણ સારા ગુમાવ્યા હતા રંગભૂમિના નટોને રેસ રમવાનો શોખ લગાડવા બાબતમા તો કાવસજી પાલનજી શેઠને અવશ્ય આદિગુરુ જ ગણી શકાય

ડાઉખટાઉ અને અમૃત નાયક ઉપરાત, માસ્ટર મોહન, મિ રામલાલ અને અભિનેત્રી ગૌહર પણ અગત્યના નટનટી હતા માસ્ટર મોહન હાસ્યરસમા અને ગાનામા દીપી ઊઠતો. જ્યારે મિ રામલાલ અને ગૌહર સ્ત્રીપાઠમા સારા હતા

રંગભૂમિ પર સ્ત્રીપાત્રમા ઊતરનાર સ્ત્રીઅભિનેત્રી તરીકે તો એકલી ગૌહર જ હતી. તે યહૂદી હતી તેની ખૂબસુરતી અને કંઠમાધુર્ય આકર્ષક હતા નૃત્ય વગેરેમા પણ ગૌહર સારી નટી હતી પણ તેની ખૂબસુરતીના કારણે તે રંગભૂમિના વિધાયકો, અભિનેતાઓ વગેરેના આકર્ષણનો વિષય બનેલી આમ છતા ગૌહર એકદરે વિશુદ્ધ ચારિત્રની નટી હતી એમ કહી શકાય

ગૌહરનો માસિક પગાર રૂપિયા અઢીસોથી ત્રણસો જેટલો હતો 'ઝેરી સાપ'ના નાટકમા ગૌહર પહેલવહેલી જાહેરમા આવી રંગભૂમિ પાછળની રસમય કથાઓની નાયિકા અભિનેત્રીઓના રોમાચક પ્રસગોના અભ્યાસી માટે પુરોગામી અભિનેત્રી ગૌહરનું પાત્ર મહત્ત્વનું છે

## આગાહશ્ર મુનશી

આગાહશ્ર મુનશી એક સારા નાટ્યકાર હતા. તેઓ જે ઉર્દૂ ભાષા વાપરતા તે અરબી તથા ફારસીના અતિશય મિશ્રણ વગરની, અણિયાળી, વિનોદમય, નાટ્યરસવાળી અને લોકભોગ્ય હતી. આગાહશ્રને કવિ તરીકે પગાર પણ સારો મળતો. પણ તેઓ ઘણા જ ખર્ચાળ હતા. પોતાનાં નાટકોનાં યોગ્ય પાત્રો શોધવા માટે તેમણે વાસ્તવિક જીવનનો ગાઢ પરિચય સાધેલો. પોતે ચંડૂલખાનામાં, રિફ્રેશમેન્ટ બારમાં, દારૂડિયાઓમાં, હોટેલોમાં, મવાલીઓની સોબતમાં બધે જ ફરતા. એ બધાની સોબતમાં પોતે છૂટથી પૈસા વેરતા અને તેમને આનંદ કરાવતા. પોતે તેમની સાથે ભળી જતા અને તેમના જીવનની રહેણીકરણી, તેમની ભાષા, તેમના વિનોદો વગેરેને ઝડપી લઈ પોતાની કલમમાં એ બધું ઉતારતા. આગાહશ્ર મુનશી દેશી નાટક સમાજના ડાહ્યાભાઈના મોટા પ્રશંસક હતા. આગાહશ્રના ઉર્દૂ ખેલો ઘણા લોકપ્રિય બન્યા હતા. એમનાં નાટકોની ઉર્દૂભાષા એવી તો સરળ રહેતી કે ગુજરાતીઓ પણ તેને બરાબર સમજી શકતા હતા.

## આગાહશ્ર અને અમૃત નાયક

અહીં આગાહશ્ર મુનશી અને અમૃત કેશવ નાયકના નોંધપાત્ર સંબંધનો ઉલ્લેખ કરવો યોગ્ય છે. બંને વચ્ચે ગાઢ મૈત્રી હતી, છતાં લેખક તરીકે તો આગાહશ્ર જ મહત્ત્વ ભોગવતા. નટોને યશ અપાવવો લેખકના હાથમાં છે એમ આગાહશ્ર હંમેશાં કહેતા. નટોના મોઢામાં પોતે જે શબ્દ મૂકે તે જ તેમણે બોલવાનો, એવી ટકોર પણ તે અમૃત નાયક આગળ કરતા. પોતાની શક્તિને બરાબર પિછાણનાર અને આત્મશ્રદ્ધાવાળા નાટ્યલેખક તરીકે આગાહશ્ર મુનશીનું સાહિત્યજીવન આકર્ષક છે. ગુજરાતી નટોના ઘડતરમાં, સમકાલીન રંગભૂમિ અને તેનાં નાટકોની સંયોજનામાં આગાહશ્રનાં નાટકો અને તેમને ભજવતા નટોની અસર ઝાઝી થયેલી છે. આપણી રંગભૂમિના એક વેળાના ઘટકતત્ત્વ તરીકે પણ ઉર્દૂ જબાનના આ નાટકકારને આપણે ભુલી શકીશું નહિ.

## અને પછી

કાઉખટાઉ શેઠનું મરણ થતાં એમની કંપની પાછળથી રામુશેઠે રાખી લીધી. તેના અડધા નટો તેમાં જોડાયેલા રહ્યા અને બાકીના છૂટા પડેલા એક્ટરો 'પારસી નાટક કંપની'માં જોડાયા એટલે એ કંપનીની જમાવટ થઈ. એના ખેલો પણ ઉર્દૂ જબાનમાં જ ભજવાતા.

દાદી સરકારી વીરરસ, કરુણ વગેરે માટે પંકાયેલા મુખ્ય નટ હતા. નઝીર સ્ત્રીપાઠમાં શોભી ઊઠતો. અમૃત કેશવ નાયક પણ આ કંપનીમાં જોડાયા હતા. અમૃતના ભાઈ વલ્લભાઈ પણ જેને all round actor કહી શકાય તેવા કુશળ નટ હતા. તે કોઈ પણ પાઠમાં દીપી ઊઠતા. ગૌહર, માસ્ટર મોહન વગેરે પણ આ કંપનીમાં જોડાયેલાં. માસ્ટર મોહન પણ ઉપર જણાવી ગયા તેમ ગાવામાં તેમ જ હાસ્યમાં સુંદર નટ હતા. કંપનીના ખેલો ઉર્દૂ જબાનમાં ભજવાતા. 'ઇન્દ્રસભા,' 'ઝેરી સાપ,' 'અમૃત,' વગેરે ખેલો આ કંપનીએ પૂરબહારમાં ભજવેલા.

## નારાયણપ્રસાદ મેહતાબ

આ સ્થળે 'ઝેરી સાપ', 'અમૃત' વગેરે ખેલોના લેખક નારાયણપ્રસાદ મેહતાબની

નોંધ લેવી ઘટે છે તેઓ પણ એક સારા નાટ્યકાર હતા, અને તેમના નાટકો નટો અને પ્રેક્ષકો ઉભયમાં લોકપ્રિયતાને પામેલાં 'ઝેરી સાપ'ના ખેલથી તેમની ખ્યાતિ સારી થઈ હતી

## ગુજરાતી રંગભૂમિ

શુદ્ધ ગુજરાતી રંગભૂમિનો ઇતિહાસ શોધનારને 'ચંદ્રહાસ', 'ભર્તૃહરિ', 'ચાપગજ હાડો', 'સતી મોનગણી' વગેરે નાટકોના રચયિતા વાઘજી આશારામ ઓઝાનો, અને મોરબી નાટક કંપનીની જાહેરખબરમાં છપાતું તે મુજબ ભરથરીનો પાઠ કરતાં સાચો સોનાનો તોડો પહેરનાર મૂળજી આશારામ ઓઝા (વાઘજીભાઈના ભાઈ)નો પ્રથમ પરિચય થશે એ મૂળજીભાઈ ભરથરીના સાચા સોનાના તોડા પર તો જનતા વારી જતી હતી ચાલુ ખેલે એક સોનીએ તોડો જોવા માગેલો અને તપાસતાં તોડો સાચા સોનાનો છે તેવી ખાતરી થઈ હતી આમ વાઘજીભાઈની કલમ પર અને મૂળજીભાઈ જેવા નટ પર, બીજી અપૂર્ણતાઓ છતાં, મોરબી કંપની સારી રીતે ચાલતી હતી

મોરબી નાટક કંપની પછી વાંકાનેર, મુંબઈ ગુજરાતી, દેશી, આર્યનૈતિક, લક્ષ્મીકાંત અને રોયલ કંપનીઓ અનુક્રમે આવી જુદા જુદા નટો અને નાટ્યલેખકો પ્રગટ્યા પારસી રંગભૂમિમાં લોકપ્રિયતા પામેલાં અને લોકરુચિને પ્રસન્ન કરનારાં જુદાં જુદાં તત્ત્વોને આપણી રંગભૂમિએ શોધ્યાં અને ઉપરની દરેક કંપનીએ કંઈક કંઈક વિશિષ્ટ ખાસિયત કેળવી છતાં ગુજરાતી રંગભૂમિની પુરોગામી અને સમકાલીન રહેલી એવી આ પારસી નાટક કંપનીઓ, તેમનાં ઉર્દૂ નાટકો, સારા પગાર મેળવતા પ્રશસ્ત અભિનેતાઓ તથા ખેલની રજૂઆત કરવાની તે સમયની કળા, વગેરે વિષયોનો તુલનાત્મક અભ્યાસ આપણે અવશ્ય કરવો પડશે જે ખૂબીઓ વડે આ પારસી કંપનીઓ સારી કમાણી કરી શકતી તે ખૂબીઓ આપણી ધંધાદારી ગુજરાતી કંપનીઓ પણ ત્યાંથી શીખી છે પારસી કંપનીઓમાંથી ગુજરાતી કંપનીઓએ નટો મેળવ્યા છે જુદા જુદા રસોની જમાવટ, દૃશ્યોની યોજના, પ્રસંગોની પસંદગી, હાસ્યની રજૂઆત વગેરે વિષે અભિરુચિ કેળવી છે, અને એ પારસી નાટક કંપનીઓથી ટેવાયેલા અને તેના પ્રશંસક એવા પ્રેક્ષકવર્ગ આગળ ગુજરાતી નાટકો રજૂ કરાયાં છે અને એટલે જ આ પારસી નાટક કંપનીઓના ઇતિહાસની ગવેષણા આપણી રંગભૂમિના અભ્યાસી માટે અગત્યની ઠરે છે

## નટો અને માલિકો

જૂના નટોની કેળવણી ઘણી જ ઓછી હતી—નહિવત્ જેવી હતી એમ કહીએ તો પણ ચાલે છતાં પારસી કંપનીઓએ નટોને એકંદરે સારા પગારો આપ્યા છે પારસી નટોને સંગીતનું જ્ઞાન ઓછું હતું તે આપણે ઉપર જોઈ ગયા ગાવામાં તેઓ ખાસ કરીને પછાત હતા દાદી સરકારી, સોરાબજી ઓઘરા, કે સોરાબજી કાતરક જેવા પ્રસિદ્ધ નટો પાઠ ભજવવામાં સારા હતા પણ ગાવામાં નહિ તેમનો અભિનય, બોલવું, ચાલવું વગેરે ખૂબીવાળાં હતાં, છતાં તેમનામાં સંગીત તો હતું જ નહિ એમ કહી શકાય તેઓ પોતાની આ ખામીને ઉસ્તાદીપૂર્વક છુપાવી શકતા કુશળ અભિનેતા આલાપ લગાવ્યે જતો અને હાર્મોનિયમ માસ્ટર તેના આલાપ પ્રમાણે વગાડ્યે જતો બાકી આ નટોના ગાયનો સૂર કે તાલમાં આવતાં નહિ આ બધું છતાં તેઓ એવી ખૂબી કરતા કે પ્રેક્ષકો તેમની આ

મર્યાદાને સમજી કે પારખી શકતા નહિ. આટલા પૂરતા તો કુશળ ધંધાદારી* એવા આ પારસી નટોને અવશ્ય ધન્યવાદ આપીશું !

## વિશિષ્ટતાઓ

આ પારસી કંપનીઓ ગુજરાતમાં કામ કરતી ન હતી. છતાં એમાંના અભિનેતાઓમાં ઘણા ગુજરાતીઓ હતા એ એક મહત્ત્વની હકીકત છે. ધંધાની દૃષ્ટિએ અને રંગભૂમિના કસબમાં સંસ્કારવિનિમયની દૃષ્ટિએ આ કંપનીઓનો ફાળો ઘણો મહત્ત્વનો છે. પારસી કંપનીઓનાં નાટકો ઉર્દૂમાં ભજવાતાં તથા એ કંપનીઓ મુંબઈમાં અને પંજાબ, લખનૌ, દિલ્હી, દક્ષિણ હૈદરાબાદ, મૈસુર વગેરે સ્થળોએ કામ કરતી હતી તે આપણે ઉપર જોઈ ગયા છીએ. રંગભૂમિના ધંધાદારી સાહસિકોનું વ્યાપક ક્ષેત્ર આખો દેશ હતું, એક પ્રાંત નહિ. નટોના પગારો ભારે હતા. નાટ્યલેખકોને પણ ઘણું સારું વેતન મળતું હતું. કંપની એક સ્થળેથી બીજે સ્થળે જતાં સ્પેશિયલ ટ્રેનો દોડાવવામાં આવતી. આ પારસી કંપનીઓની સીનસીનેરી, ખેલની રજૂઆત વગેરે સમકાલીન ગુજરાતી કંપનીઓ કરતાં ચડિયાતી કક્ષાનાં હતાં. માત્ર ધંધાદારી દૃષ્ટિએ જ જો ગુજરાતી કંપનીઓ અને તેમની સમકાલીન કે પુરોગામી પારસી કંપનીઓના આર્થિક આંકડા સરખાવવામાં આવે તોપણ અભ્યાસીને રસમય માહિતી અવશ્ય મળી રહે.

પારસી રંગભૂમિનું આપણે વિહંગાવલોકન કર્યું. શ્રી. રમણલાલ દેસાઈએ 'રંગભૂમિ પરિષદ'ના પ્રમુખસ્થાનેથી કહ્યું હતું તેમ, પારસીઓનું નામ ખરે જ ગુજરાતી રંગભૂમિના ઇતિહાસમાં અમર અક્ષરે લખાયેલું છે. જેમ પત્રકારિત્વમાં તેમ રંગભૂમિમાં પારસીઓએ જ ગુજરાતમાં આગેવાની કરી છે એ સત્યને સ્વીકારતો અને પારસી કંપનીઓને આપણી રંગભૂમિનું એક પ્રબળ ઘટકતત્ત્વ ગણતો અભ્યાસી, એના વિશેષ અભ્યાસ માટે ગવેષણા કરવાનું કદીય ન ચૂકે તે પ્રસ્તુત વિહંગાવલોકન વડે ફલિત થશે તો આ લેખની સાર્થકતા થઈ ગણાશે.

# કાલિદાસની વનસ્પતિ

( વર્ષ ૮૯, અંક ૩, પૃ ૧૭૨ થી ચાલુ )

શ્રી બાપાલાલ ગ. વૈદ્ય

**શમી**

निधानगर्भामिव सागराम्बरा
शमीमिवाभ्यन्तरलीनपावकाम् ।
नदीमिवान्त सलिला सरस्वतीं
नृप ससत्त्वा महिषीममन्यत ॥ રઘુ० સર્ગ ૩ શ્લો ૯

સમુદ્રવસના વસુંધરા જેમ પોતાના ગર્ભમા ધનનો ખજાનો ધારણ કરે છે, સમડી અથવા ખીજડીના વૃક્ષમા જેમ અગ્નિ છુપાઈ રહેલો છે, સરસ્વતી નદીનો પ્રવાહ જેમ ગુપ્ત વહે છે, તેમ આખરે રાજાએ ગણીને પણ આપન્નસત્ત્વા અથવા ગર્ભિણી જાણી

સગર્ભા સ્ત્રીનુ આ વર્ણન ખૂબ જ મનોહર છે

શમી એટલે સમડી અથવા ખીજડી એનુ એક નામ **"अग्निगर्भा"** છે એના ગર્ભમા અગ્નિ છે એમ મનાય છે **'तपनतनुजुष्टा'** આવુ એક નામ ગજનિઘંટુકારે આપેલુ છે

દશેરાને દિનસે શમીવૃક્ષની પૂજા થાય છે ખીજડીના સસ્કૃત નામો **ईशानी, मंगल्या, पापनाशिनी** ઇત્યાદિ છે કહેવાય છે કે પાડવોએ પોતાના શસ્ત્રો શમીવૃક્ષ ઉપર જ રાખ્યા હતા

ખીજડી અથવા સમડી જાણીતું ઝાડ છે Proopis spicigera( n–o Leguninoseal ) એનુ શાસ્ત્રીય નામ છે

આનુ લાકડુ ખૂબ જ કઠિન હોય છે, એટલે શાકુતલ ( અ ૧ શ્લો ૧૭)મા કણ્વ દુહિતા શકુતલાને આશ્રમધર્મમા નિયોજાયેલી જોઈ દુષ્યન્ત કહે છે "ભગવાન કાશ્યપ ખરેખર અસાધુદર્શી છે જે આને આવા આશ્રમકાર્યમા રોકે છે"—

इद किलाव्याजमनोहर वपु-
स्तप क्षम साधयितुं य इच्छति ।
ध्रुवं स नीलोत्पलपत्रधारया
शमीलता छेत्तुमृषिर्व्यवस्यति ॥

આના સ્વભાવસુંદર શરીરને તપસમર્થ કરવાને ઇચ્છે છે? ખરેખર, તે ઋષિ નીલોત્પલપત્રની ધારાથી શમીલતાને છેદવાનો વ્યવસાય કરે છે

નીલોત્પલપત્રથી સમડી જેવા કઠિન કાષ્ઠને કાપી શકાય જ નહિ અત્યત કઠિન કાષ્ઠને એકદમ મૃદુ વસ્તુથી કાપવા જેવુ અસભવ કાર્ય ઋષિ કરી રહ્યા છે!

**શર ***

સ્કન્દનો જન્મ શરના વનમા થયો હતો એ કથા સુપરિચિત છે કાલિદાસ મેઘદૂત ( પૂર્વમેઘ શ્લો ૪૫ ) મા આ કથાનુ સ્મરણ કરાવે છે **'आराध्यैनं शरवणभवं देवम्'** શરના વનમા ઉત્પન્ન થયેલ દેવ સ્કન્દને આરાધીને—કહી કવિ શ્લોકની શરૂઆત કરે છે

*मालवि० ३—४४, रघु० १४—२१, मेघ० पू० ४७, कुमार० ८—७४

શર એટલે જેની કલમો કરવામાં આવતી હતી (હાલ તો બરુની કલમો અદૃશ્ય થઈ ગઈ છે) તે બરુનો છોડ. સુંદર સ્ત્રીના પાંડુ મુખને આની ઉપમા આપવામાં આવી છે અને તે યોગ્ય લાગે છે.

**शरकाण्डपाण्डुगण्डस्थलेयमाभाति परिमिताभरणा ।**
**माधवपरिणतपत्रा कतिपयकुसुमेव कुन्दलता ॥**

**मालविकाग्निमित्र** અંક ૩ શ્લોક ૮

આછાં આભરણયુક્ત અને શરકાણ્ડ જેવા પાંડુ — ફિક્કા ગાલવાળી માલવિકા વસંત-ઋતુમાં જેનાં પાન પાકી ગયાં છે અને થોડાં ફૂલ જેની ઉપર આવેલાં છે એવી કુંદલતા સાથે મળતી આવે છે.

રાજાનો મિત્ર વિદૂષક યોગ્ય જ ટકોર મારે છે—'**एषापि भवानिव मदनव्याधिना परामृष्टा भविष्यति**' આ પણ આપની માફક કામરોગથી વ્યાપ્ત થયેલી લાગે છે; અર્થાત્ આથી મુખ પાંડુ પડી ગયું જણાય છે.

મદન–વ્યાધિથી પરિક્લિષ્ટ થયેલ મુખ જેમ પાંડુ પડી જાય છે ત્યમ સગર્ભાવસ્થામાં પણ મુખ પાંડુ થઈ જાય છે. રઘુવંશ (સર્ગ ૧૪ શ્લો. ૨૬) માં સીતાદેવીને અંક ઉપર બેસાડીને રામ દોહદ પૂછે છેઃ જે અભિલાષા હોય તે પૂછે છે. તે વખતનું રમણીય ચિત્ર કવિએ સુંદર લિપિબદ્ધ કર્યું છેઃ

**अथाधिकस्निग्धविलोचनेन मुखेन सीता शरपाण्डुरेण ।**
**आनन्दयित्री परिणेतुरासीदनक्षरव्यञ्जितदोहदेन ॥**

પછી સીતાદેવી શર જેવા પાંડુ મુખથી અને પ્રથમ કરતાં અધિક સ્નિગ્ધ તેમ જ તેજસ્વી લોચનો વડે—જે બોલ્યા વિના સગર્ભાવસ્થા સૂચવતાં હતાં—પોતાના પતિને આનન્દ આપતાં થયાં.

શરપાંડુ મુખ—શરપાંડુ કપોલ અથવા ગંડ—આ બધી ઉપમાઓ ખરેખર મનોહર છે.

બરુ મોટે ભાગે નદીકિનારે પાણીવાળી જગોએ જ થાય છે. એને શેરડી જેવાં મોટાં પાન (આથી જ એનાં નામ **इक्षुरः, क्षुरिकापत्रः** એવાં નામો નિઘંટુઓમાં આપેલાં છે) આવે છે. એની ડાંડીઓની કલમો થાય છે.

**શાલિ +**

શાલિ એટલે ડાંગર. ડાંગરના લીલાછમ ક્યારડાઓ જોવાની, તેની પાસે ઊભા રહી એકીટશે તેને જોવાની, જેને ટેવ હશે—અભિરુચિ હશે, તે જ કવિએ વર્ણવેલી શાલિશોભાને સમજી શકશે. ડાંગરના લીલાછમ ક્યારડાઓમાંથી મહેંકતી સુગંધી, પવનથી ઊપજતાં લહેરિયાં, ક્યારડાઓમાં ભરાયેલા પાણીથી આવતો શીત અનિલ—આ બધું કવિની કલ્પના ઉત્તેજવા પૂરતું છે. અને શરદઋતુનો પ્રથમ શ્લોક કેટલો ભવ્ય છે તે જુઓઃ

**काशांशुका विकचपद्ममनोज्ञवक्त्रा**
**सोन्मादहंसरवनूपुरनादरम्या ।**
**आपक्वशालिरुचिरा तनुगात्रयष्टिः**
**प्राप्ता शरन्नववधूरिव रूपरम्या ॥ १**

---

+ **ऋतु०** ૩—૧,૧૬; ૪—૧,૮,૧૮; ૫—૧,૧૬

શરદઋતુને સુદરી કલ્પીને તેની સાથે સરખામણી કરી છે શરદસુન્દરીનાં વસ્રો કાસના પુષ્પો અથવા કાસના પુષ્પો એ જ જેનુ વસ્ત્ર વિકસિત પદ્મ એ જ જેનું મનોજ્ઞ—સુદર મુખ અથવા વિકસિત કમલ જેવુ જેનુ સુદર મુખ, ઉન્મત્ત હસગ્ર જેના નૂપુરનાદથી જે રમ્ય લાગે છે અથવા ઉન્મત્ત હસગન એ જ જેનો નૂપુરનાદ છે અથવા મજુલ ધ્વનિ છે, બધી બાજુથી પાક ઉપર આવેલી ડાગર જેવી રમ્ય જેના શરીરની શોભા છે અથવા જેની ગાત્રયષ્ટિ પાકેલી ડાગર જેવી શુદ્ધ છે, આવી શરદઋતુ રૂપરમ્યા નવવધૂ જેવી આવી છે

'આપક્વશાલિરુચિરા તનુગાત્રયષ્ટિ' આ ઉપમા આધુનિક કવિને યાદ આવશે ખરી? શરદમા ડાગર પાકે છે એ વાતની પણ કેટલાને ખબર હશે તે તો ભગવાન જાણે

શરદઋતુ વર્ષા પછી આવે છે, વર્ષાના મલિન પાણી આ ઋતુમા કાચ જેવા નિર્મળ થઈ ગયા હોય છે, પૃથ્વી ઉપરની તમામ ગદકી પાણીથી ઘસડાઈ ગઈ હોય છે, અને ધોઈને સાફ કરેલ વસ્ત્ર જેવી સુદર તે ભાસે છે

निर्वृत्तपर्जन्यजलाभिषेका
प्रफुल्लकाशा वसुधेव रेजे । कुमार०

પર્જન્ય ચાલી ગયો હોય છે અને જલાભિષેકથી વસુધા સ્વચ્છ બની હોય છે શરદમા કાસને ફૂલો બેસે છે આની સફેદ ચમરીઓથી વસુધા સમલકૃતા થઈ હોય છે આવે વખતે શાલિ—ડાગરના ખેતરો ડાગરની લટાઓથી ઝૂકી ગયેલા હોય છે ક્યારડાઓમા થોડા પાણી પણ ભરાયેલા હોય છે આ પાણી કાચ જેવા નિર્મલ હોય છે અને આવા નિર્મલ પાણીમા પાક ઉપર ચઢેલી ડાગર ઝૂકી હોય છે આપક્વશાલિ—ચોતરફથી પાકવા આવેલી ડાગરથી રુચિરા—સુદર જેની તનુગાત્રયષ્ટિ છે, આવી શરદનો આ પ્રથમ સુદર શ્લોક ખરેખર સરસ છે અને શરદના વર્ણનમા કવિ ફરીથી પણ આને યાદ કરે છે —

संपन्नशालिनिचयावृतभूतलानि
स्वस्थस्थितप्रचुरगोकुलशोभितानि । ऋतु० ३-१६

ચોતરફ ડાગરના ક્યારડા આવેલા હોય છે સપન્ન—જલસિક્ત શાલિના સમૂહથી વ્યાપ્ત થયા છે ભૂતલ જેમા, એવી શરદમા સ્વસ્થતાથી બેઠેલી અનેક ગાયોના ટોળાથી વસુધા શોભી રહી હોય છે, અને આથી મનુષ્યોના હૃદયમા આનદ ઉત્પન્ન થાય છે

હેમન્તના વર્ણનમા પણ

नवप्रवालोद्गमसस्यरम्य
प्रफुल्ललोध्र परिपक्वशालि ।

શિયાળુ પાક માટે વાવણી થઈ ગઈ છે નવા નવા ફણગા ફૂટ્યા હોય છે અને ખેતરો લીલાછમ પથરાયેલા જણાય છે ડાગર પાકી ગઈ હોય છે લોધ્રવૃક્ષો પ્રફુલ્લ થયા છે

प्रभूतशालिप्रसवैश्चितानि । ऋतु० ४-८

તે વખતે ડાગર ખૂબ પાકતી હશે એમ જણાય છે પ્રભૂત શાલિધાન્યથી વસુધરા વ્યાપ્ત થયેલી જોઈને મન ઉત્સુક બને છે હેમતઋતુમા ડાગર સારી રીતે પાકી જાય છે અને તેથી જ 'परिपक्वशालि' કવિએ લખેલુ છે અને હેમતઋતુના વર્ણનનો અતિમ શ્લોક

જોઈને તો કવિની શાલિસૌંદર્ય તરફની અભિરુચિ આપણા મુખમાંથી વાહવાહના ઉદ્ગારો કઢાવે છેઃ

> बहुगुणरमणीयो योषितां चित्तहारी
> परिणतबहुशालिव्याकुलग्रामसीमा ।
> सततमतिमनोज्ञः क्रौञ्चमालापरीतः
> प્रदिशतु हिमयुक्तः काल एषः सुखं वः ॥

ઋતુ૦ સર્ગ ૪ શ્લો. ૧૮

આવા આવા અનેક ગુણોથી રમણીય, સ્ત્રીઓનાં ચિત્તને હરનાર, પરિણત પ્રચુર શાલિથી જેમાં ગ્રામસીમા વ્યાપ્ત—ભરપૂર બની છે એવી, ક્રૌંચ પક્ષીઓની હાર અને હારથી જે ઋતુ સતત અતિમનોજ્ઞ બને છે, એવી હેમંતઋતુ—શિયાળો અમને સુખ આપો.

કવિ શિશિરઋતુના વર્ણનનું મંગલાચરણ પણ "प्ररूढशालीक्षुचयावृतक्षितिम्" (કેટલાક આ પ્રમાણે પાઠ આપે છે 'प्ररूढशाल्यंशुचयैर्मनोहरं') પ્રવૃદ્ધ શાલી અને ઇક્ષુના સમૂહથી આચ્છાદિત થએલી ભૂમિ—થી જ કરે છે.

શિશિરઋતુની પૂર્ણાહુતિ વખતે પણ શાલિ તો હોય જઃ—

> प्रचुरगुडविकारः स्वादुशालीक्षुरम्यः
> प्रबलसुरतकेलिर्जातकन्दर्पदर्पः ।
> प्रियजनरहितानां चित्तसंतापहेतुः
> शिशिरसमय एष श्रेयसे वोऽस्तु नित्यम् ॥

ઋતુ૦ સર્ગ ૫–૧૬

ઠંડીનો વખત છે એટલે ખાંડસાકર વગેરેનો વિશેષ ઉપયોગ થાય, સ્વાદિષ્ટ ડાંગર અને શેરડીની શોભાથી જે રમ્ય છે, જેમાં અતિપ્રબલ સુરતકેલિઓથી ઉત્પન્ન થયેલ કન્દર્પદર્પ—મન્મથાધિક્ય છે, જેમાં પ્રિયજનના વિરહથી ચિત્તને સતાપ રહ્યા જ કરે છે, એવો શિશિરકાલ તમારા કલ્યાણ માટે થાઓ!

'स्वादुशालीक्षुरम्यः'

સુમધુર ડાંગર અને તેટલી જ મીઠી શેરડીઓથી વ્યાકુલ રમ્ય પ્રદેશ! કેટલી સરસ કલ્પના!

અને "અક્ષત" એ શબ્દ તો પ્રત્યેક હિંદુને અતિપરિચિત શબ્દ છે. કુંકુમ અને અક્ષતથી કયું હિંદુભાલ પવિત્ર નહિ થયું હોય? आर्द्राक्षतारोपणम् ભીના ચોખા કપાળે ચોટાડવા: रघु० અને कुमार० બન્નેમાં આ શબ્દ અને ભાવ છે.*

**કલમા**×

> आपादपद्मप्रणताः कलमा इव ते रघुम्
> फलैः संवर्धयामास उत्खातप्रतिरोपिताः ॥ रघु० ४—३७

તેઓ તેના ચરણારવિંદમાં નમી પડ્યા, એટલે તેમને રાજાએ હરાવ્યા પછી પાછા ગાદીએ બેસાડ્યા. આવા રાજાઓએ રઘુનું ધનથી સન્માન કર્યું. ડાંગરના છોડ જે પોતાનાં મૂળ સુધી ઝૂકી પડે છે તે રોપ્યા પછી તેને ઉખેડીને ફરીથી અન્યત્ર રોપતાં જેમ ફૂલ આપે છે તેમ.

---

*અક્ષત—रघु० २—२१; ७—२८. कुमार० ७—८८

×रघु० ४—३७ कुमार० ५—४७.

ડાંગરને પ્રથમ તો એક ઠેકાણે છાંટવામાં આવે છે. વેંત દોઢ વેંતના છોડા થાય છે એટલે તેને ઉપાડીને આ—વધુને ઉપાડીને—બીજે રોપવામાં આવે છે આવી રીતે એક વખત વાવેલી ડાંગરને ઉપાડી બીજે રોપવાથી ડાંગર સારી થાય છે અને આના ચોખા પચવામાં ઘણા હલકા થાય છે કવિએ આ ઉપમા ઘણી સુંદર રીતે રજૂ કરી છે.

अहो स्थिर कोऽपि तवेप्सितो युवा चिराय कर्णोत्पलशून्यता गते ।
उपेक्षते य श्लथलम्बिनीर्जटा. कपोलदेशे कलमाग्रपिङ्गला ॥

કુમાર૦ ૫—૪૭

પાર્વતીની પરીક્ષા કરે છે શિવની નિંદા કરી—તું આના બુડથલ, કેમેય ન ગમે એવા પતિ સાથે પરણવા તૈયાર થઈ છે શું?—આ ભાવનું તેને કહેવામાં આવે છે

ઓહો! તે જે યુવાનને તારા પતિ તરીકે પસંદ કર્યો છે તે તો ખરેખર કઠિન હૃદયનો છે, કારણ કે ઘણા વખતથી તેણે કાન ઉપર ઉત્પલ (કમળ) પહેર્યો નથી અને જે કપોલ પ્રદેશ ઉપર તે લગતા હતા તે કપોલપ્રદેશ ઉપર હવે ડાંગરની પિંગળી પરાળ જેવી છૂટી-છવાયી જટા આવી રહી છે, છતાંય તે તેની દરકાર કરતો નથી!

कलमाग्रपिङ्गला जटा પાક પર ચઢેલી અથવા નવન લીલીછમ ડાંગરના અગ્ર ભાગનો રંગ પિંગળ—પાકું હોય છે એના જેવી જટા—સરસ ઉપમા છે

કલમા એટલે એક જાતની શાલિ—ડાંગર શાલિની અનેક જાતો ચરક સુશ્રુતમાં વર્ણવવામાં આવી છે

**કીચક***

य पूरयन्कीचकरन्ध्रभागान् दरीमुखोत्थेन समीरणेन । કંદરારૂપી મુખદ્વારા નીકળેલા પવનથી વાંસના પોલાણ ભરાવાથી મધુર સંગીત ઉત્પન્ન થયું હતું

પોલા વાંસોમાં પવન ભરાવાથી નિષ્પન્ન થતા સંગીત વિષે અનેક સ્થળે ઉલ્લેખો મળી આવે છે—

शब्दायन्ते मधुरमनिलै कीचका पूर्यमाणा (મેઘદૂત૦ પૂર્વમેઘ શ્લો ૫૬)
स कीचक मारुतपूर्णरन्ध्रै. कूजद्भिरापादितवंशकृत्यम् ।
शुश्राव कुञ्जेषु यश स्वमुच्चैरुद्गीयमान वनदेवताभि ॥

રઘુ૦ સર્ગ ૨ શ્લોક ૧૨

દિલીપ અને સુદક્ષિણા વસિષ્ઠઆશ્રમ તરફ પ્રયાણ કરે છે તે વખતની યાત્રાનું આ વર્ણન છે રસ્તામાં વનદેવતાઓ જાણે ઊંચે નાદે વનની કુંજોમાં પોતાનો યશ ગાતી હોય અને આ ગાન સાથે પોલા વાંસમાં પવન ભરાવાથી ઊપજતું સંગીત વીણાનાદની ગરજ સારતું હોય તેમ તાન આપતું હતું

કેવું સુંદર ચિત્ર છે!

વાંસ માટે સંસ્કૃતમાં वेणु શબ્દ પણ પ્રચલિત છે રઘુવંશ (રઘુ૦ સર્ગ ૧૯-૩૫) માં વેણુ શબ્દ વીણાના અર્થમાં વપરાયેલો છે શૂર્પણખાના વર્ણનપ્રસંગે શૂર્પણખાની આંગળીના વેઢાઓને વાંસના પર્વ સાથે સરખાવવામાં આવી છે

सा वक्रनखधारिण्या वेणुकर्कशपर्वया ।
अङ्कुशाकारयाङ्गुल्या तावतर्जयदम्बरे ॥ રઘુ૦ સર્ગ ૧૨-૪૧

*મેઘ૦ પૂ૦—૫૮, રઘુ૦ ૨—૧૨, કુમાર૦ ૧—૬, ઋતુ૦ ૧—૨૫

ઊંચે ઊડી, આકાશમાં અધ્ધર ઊભી રહી શૂર્પણખા ને બન્નેને (રામ લક્ષ્મણને) પોતાની આંગળી વડે—જે આંગળીઓને વાંકા નખો હતા, જેના સાંધાઓ વાંસના સાંધાઓ જેવા કર્કશ હતા અને જેનો દેખાવ હાથીના અંકુશ જેવો હતો—બિવડાવવા લાગી.

દવ લાગે છે ત્યારે વાંસ કડાકડ ફૂટે છે એ દૃશ્ય જેણે જોયું હશે તે કદી નહિ ભૂલે. કાલિદાસે દવાગ્નિ વચ્ચે કડાકડ ફૂટતા વાંસનું પણ વર્ણન કરેલું છેઃ—

**ज्वलति पवनवृद्धः पर्वतानां दरीषु**
**स्फुटति पटुनिनादैः शुष्कवंशस्थलीषु ।**

ગ્રીષ્મઋતુનો માથાફોડ તાપ, તેમાં દવ, સૂકા વાસ, પવનથી ફેલાતો દવાગ્નિ, પટુનિનાદથી ફાટતા સૂકા વાંસ! કેવું દારુણ ચિત્ર છે!

અમરકોષમાં **વંશ** અને **કીચક** બન્નેનું પાર્થક્ય બતાવવામાં આવ્યું છે. વંશનાં અનેક નામોમાં કીચક નામ છે નહિ. જુઓઃ—

**'वंशे त्वक्सारकर्मारत्वचिसार तृणध्वजाः ।**
**शतपर्वा-यवफलो वेणु-मस्कर-ते जनाः ॥'**

જ્યારે કીચક માટે

**'वेणवः कीचकास्ते स्युः ये स्वनन्त्यनिलोद्धताः'**

વાતાહત વેણુ એ કીચક. એટલે કીચકનો અર્થ જ વાયુ ભરાવાથી જેમાંથી અવાજ નીકળે તે વાંસ. રાજનિઘંટુકારે કીચક માટે "રન્ધ્રવંશઃ" શબ્દ રાખ્યો છે. ધન્વન્તરી નિઘંટુમાં વાંસનો પર્યાય જ કીચક આપવામાં આવ્યો છે.

વાંસ—Demro calamus strictus (n-o Gramineae) અનેક જાતના થાય છે. એનો દેખાવ ઠીક છે.

**અપરાજિતા[1]**

સર્વદમન સિંહના બચ્ચા સાથે રમતો હતો, તેના મુખમાં હાથ ઘાલતો હતો. એ વખતે સર્વદમનના હાથ ઉપર—મણિબંધ ઉપર 'રક્ષાકરંડક' (તાવીજ?) હતું તે હાથ પરથી નીકળી ગયું હતું. દુષ્યન્ત આ દૃશ્ય જોતો હતો એટલે કાંડા ઉપરથી નીકળી ગયેલ રક્ષાકરંડકને તેણે ઊંચકી લીધું હતું. જ્યારે બન્ને તાપસીઓ સર્વદમનના હાથ ઉપરથી રક્ષાકરંડક ક્યાં ગયું તે ઉદ્વેગપૂર્વક શોધવા લાગી; ત્યારે દુષ્યન્તે કહ્યુંઃ "આ વિષે ગભરામણ કરવાની જરૂર નથી. સિંહના બાળક સાથે રમતી વખતે આ પડી ગયું હતું. આ રહ્યું, લો." એમ કહી ઉપાડવા જાય છે ત્યારે બન્ને તાપસીઓ બોલી ઊઠી, "અડકો નહિ, અડકો નહિ... અરે! આ તો એણે ઉઠાવી પણ લીધું!" બન્ને જણીઓ પોતાના હાથ છાતી ઉપર દાબીને વિસ્મયથી એકબીજા સામું જોવા લાગી. રાજાએ પૂછ્યુંઃ "તમો મને કેમ અટકાવો છો?" ત્યારે તાપસીઓએ કહ્યુંઃ "સાંભળો મહારાજ. આ **અપરાજિતા નામની ઔષધિ** છે જે જાતકર્મ સંસ્કાર વખતે ભગવાન મારીચે આપેલી છે. આને બાળકના માતપિતા સિવાય ત્રીજું કોઈ એ ભોંય પર પડી ગયું હોય તોયે ઉઠાવી શકતું નથી."

રાજાએ પૂછ્યું—અને ઉઠાવે તો?

તાપસી—તો તેને એ સાપ થઈને કરડે.

રાજા—આપે આ ચમત્કાર કદી પણ પ્રત્યક્ષ કર્યો છે?

---

1 શાકુ૦ ૭—૨૪૯, ૨૫૦

બન્ને તાપસી—એક વાર નહિ, પણ અનેક વાર નજરોનજર અમે જોયુ છે

દુષ્યન્ત—(સ્વગત સહર્ષ) મારો મનોરથ સંપૂર્ણ થયો છે એટલે મારી જાતને ભાગ્યશાળી માનું છુ.

(અર્થાત્ સર્વદમન પોતાનો જ પુત્ર છે એની પ્રતીતિ પાકે પાયે એને થઈ)

બીજી તાપસી—સુવ્રતે! ચાલ ચાલ, નિયમવ્યાપૃતા શકુંતલાને આ ખબર આપીએ

(એ બન્ને જાય છે)

બાળક—મને છોડો, હું પણ મારી માતા પાસે જઈશ

રાજા—બાલ! મારી સાથે તું માતાને અભિનંદીશ

બાળક—મારા પિતા તો દુષ્યન્ત છે, તમો નહિ.

રાજા—(સસ્મિત, આ વિવાદ જ મને ખાતરી કરાવે છે

(એટલામાં એકવેણીધરા શકુન્તલા પ્રવેશે છે)

શકુન્તલા—વિકારકાળે પણ સર્વદમનની ઓષધિ હતી તેવી ને તેવી જ રહેલી એવું મેં સાંભળેલું, છતાયે મને મારા નસીબ વિષે આશા ન હતી

આમ શાકુન્તલના સાતમા અંકમા બે સ્થળે અપરાજિતા વનસ્પતિનો ઉલ્લેખ નજરે ચઢે છે

અપરાજિતા કઈ વનસ્પતિ? અમરકોષમા आस्फोटा गिरिकर्णी स्याद्विष्णुकान्ता-पराजिता અર્થાત્ આસ્ફોટા (આસ્ફોતા શબ્દ પણ પ્રચલિત છે), ગિરિકર્ણી, વિષ્ણુક્રાન્તા, અપરાજિતા—આ ચાર નામો વિષ્ણુક્રાન્તાના આપે છે વિષ્ણુક્રાન્તા એટલે ગરણી ગરણીના સંસ્કૃત નામો अपराजिता, विष्णुक्रान्ता, योनिपुष्पा (લેટીન નામ Clitoria ternatea એ પણ કલીટોરીસ એટલે યોનિપુષ્પ અથવા ભગનિશ્નિકા ઉપરથી જ રાખવામા આવ્યુ છે) વગેરે છે ગરણીના વેલા ચોમાસામા ખૂબ થાય છે અને એના નીલ અને શ્વેત પુષ્પો સૌનું ધ્યાન ખેંચે છે ગરણીના મૂળ, બીજ અને પાન ઔષધમા વપરાય છે સર્પવિષ ઉપર ગરણીની ખ્યાતિ સારી છે ચરકસંહિતામા સર્પવિષ ઉપર ગરણી (गिरिकर्णिका) નો ઉપયોગ જોવામા આવે છે ભૂતોન્માદ, ગલગંડ, વલ્મીક, શ્લીપદ વગેરે રોગોમા ગરણીના ઉપયોગો નજરે ચઢે છે (જુઓ નિઘંટુઆદર્શ, પૂર્વાર્ધ, પૃ ૩૮૩ થી ૩૮૭)

વૈદ્યોના મત પ્રમાણે તો अपराजिता એટલે ગરણી જ છે એ નિઃસંદિગ્ધ છે

રાજનિઘંટુમા "हपुषा पीतनिर्गुण्डी विष्णुक्रान्ता जयन्तिका। सिताद्रिकर्णी शङ्खिन्यो षडेता अपराजिता" (પૃ ૪૩૨) હપુષા, પીળી નગોડ, વિષ્ણુક્રાન્તા, જયન્તિકા, શ્વેત ગિરિકર્ણિકા, અને શંખિની—આ ૭ વનસ્પતિઓ 'અપરાજિતા' તરીકે આપેલી છે

મહૌષધિની યાદીમા પણ અપરાજિતા ગણાવવામા આવી છે જુઓ —

ब्राह्मी वराही लशुनो विष च शुक्लादिकन्द सितकण्टकारी।
भूम्याहुली चेदपराजिता च शुण्ठोति चैतासु महौषधी स्यात् ॥

અપરાજિતાનો અર્થ શ્વેતમતા પણ આપવામા આવ્યો છે આમ અનેક વનસ્પતિઓ અપરાજિતા સાથે સંબંધ રાખે છે

અપરાજિતાનાં 'રક્ષાકરંડક' હાલ હાથે બંધાતાં જોવામાં આવતાં નથી. પરંતુ વિદ્વાનો બીજો કોઈ નિર્ણય ન કરે ત્યાં સુધી અપરાજિતા એટલે ગરણી—એ જ અર્થ હું તો કરું છું.

**અસિપત્રવૃક્ષ**

**सा नीयमाना रुचिरान्प्रदेशान्प्रियंकरो मे प्रिय इत्यनन्दत् ।**
**नाबुद्ध कल्पद्रुमतां विहाय जातं तमात्मन्यसिपत्रवृक्षम् ॥**

**रघु॰** સર્ગ ૧૪—૪૮

[**असिपत्रवृक्षः खड्गाकारदलो नारको नाम कोऽप्यपूर्वो वृक्षविशेषः । "असिपत्रो भवेत्कोषाकारे च नरकान्तरे" इति विश्वः ।**] મલ્લિનાથ

સીતાના દોહદાનુસાર રામે તેમને તપોવન જોવા મોકલ્યાં છે. પોતાનો પ્રિય પતિ પોતાની સર્વ જાતની ઇચ્છાઓને વશવર્તી રહે છે એ વિચારથી તે પોતાની જાતને ભાગ્યશાળી માને છે. સુંદર પ્રદેશો જોતાં તે આગળ વધે છે ત્યારે આ વિચાર તેમને આવે છે. પરંતુ તેમને એ ખબર નથી કે તેમના પ્રિય પતિએ તો હવે કલ્પદ્રુમ (ઇચ્છામાં આવે તે સર્વ આપનાર)નો સ્વભાવ ત્યજીને અસિપત્રવૃક્ષનો સ્વભાવ ગ્રહણ કર્યો છે.

અસિ એટલે તલવાર. તલવારની ધાર જેવી ધારવાળાં અથવા તલવાર જેવા આકારનાં એક જાતનાં અપૂર્વવૃક્ષો, જે નારકવૃક્ષો તરીકે ઓળખાતાં હતાં—તે અસિપત્રવૃક્ષ.

'અસિપત્ર' ઇક્ષુ=શેરડી માટે પણ યોજાય છે. શેરડીનાં પાન તલવાર જેવાં પણ ગણી શકાય. પરંતુ શેરડીને વૃક્ષ ન કહી શકાય. શેરડીને મલ્લિનાથ 'અપૂર્વ વૃક્ષ' તરીકે પણ ન જ ગણાવે.

અસિપત્રવૃક્ષ સંદિગ્ધ છે.

**ઇંગુદી** *

**"मा कस्यापि तपस्विन इङ्गुदीतैलचिक्कणशीर्षस्य हस्ते पतिष्यति ।"**

**शाकुन्तल॰** અંક ૨

શકુન્તલાનું અદ્વિતીય સૌન્દર્ય રાજા દુષ્યન્ત જુએ છે.

**'न जाने भोक्तारं कमिह समुपस्थास्यति विधिः'**

કોના હાથમાં આ સ્ત્રીરત્ન વિધિ સોંપશે, એ દુષ્યન્તની શંકામાં વિદૂષક ઉપરોક્ત વચન ઉચ્ચારે છેઃ "એ કોઈ ઇંગુદીના તેલથી ચીકણા કરેલા માથાના વાળવાળા માણસના હાથમાં ન પડે તો સારું." પૃથગ્જનોની ભાષામાં, કોઈ ગુંદરિયાના હાથમાં ન પડે તો સારું. 'આ તો ચીકણો લાધર જેવો છે' એમ લોકોમાં બોલાય છે. આવા ચીકણા લાધર જેવા માણસ માટે આ સંસ્કૃત શબ્દ સરસ છે.

**ता इङ्गुदीस्नेहकृतप्रदीपमास्तीर्णमेध्याजिनतल्पमन्तः ।**

**तस्यै सपर्यानुपदं दिनान्ते निवासहेतोरुटजं वितेरुः ॥ रघु॰** સર્ગ ૧૪—૮૧

રામનો સારથિ સીતાને વનમાં છોડીને ચાલ્યો જાય છે. સીતા વાલ્મીકિના આશ્રમમાં જાય છે. આશ્રમવાસીજનો બધા સીતાનો સત્કાર કરે છે અને પછી એમને એક ઇલાયદી ઝૂંપડી રાતભર રહેવા માટે આપે છે. આ ઝૂંપડીમાં ઇંગુદી તેલનો દીવો સળગતો હતો અને મેધ્ય મૃગચર્મની પથારી તેમાં તૈયાર હતી

---

* रघु॰ १४—८१. शाकु॰ २—७३

ઇંગુદીસ્નેહ બાળવાના કામમા આવતું હતું
માલિની-તીર-શોભી કણ્વ આશ્રમના વર્ણનમા કવિ કહે છે કે

प्रस्निग्धा क्वचिदिङ्गुदीफलभिद सूच्यन्त एवोपला ॥

શાકુન્તલ અંક ૧—૧૪

ઇંગુદી ફલ ભાગવાથી પ્રસ્નિગ્ધ બનેલા પથ્થરો જોઈ આશ્રમભૂમિ છે એવી ખાતરી થતી અર્થાત્ આશ્રમજનો ઇંગુદી ફલનો ખૂબ જ ઉપયોગ કરતા હશે એમ જણાય છે

ઇંગુદીનુ નામ तापसवृक्षः છે આ ઉપરથી સિદ્ધ થાય છે કે તપસ્વીઓ અથવા આશ્રમજનો ઇંગુદીતૈલનો ઘણો ઉપયોગ કરતા હશે

ઘા રૂઝવવા માટે ઇંગુદીતૈલનો ઉપયોગ કરવામા આવતો અને હજીયે આવે છે "ઘા રૂઝવા અમર ઇંગુદી કેરુ તેલ" એ સુપ્રસિદ્ધ પંક્તિ દરેકને યાદ છે જ ચામડીના રોગોમા, વ્રણ રૂઝવવામા તેમ જ દીવામા બાળવામા આ તેલનો પુષ્કળ ઉપયોગ થતો હતો

શાકુન્તલ ઉપર નોટ્સ લખનાર એક વિદ્વાને ઇંગુદી અને પુત્રજીવ બન્નેને એક જ ગણાવ્યુ છે પુત્રજીવ વૃક્ષની બીજની માળા ઘાલવાથી પુત્ર જીવે છે એવી માન્યતા હોવાથી તેનુ નામ પુત્રજીવ પડેલુ છે ગુજરાતીમા પુત્રજીવને "જિયાપૂતા" કહે છે આ જિયાપૂતા અને ઇંગુદી ભિન્ન ભિન્ન વૃક્ષો છે

ઇંગુદી એટલે ઇંગોરિયાનુ ઝાડ ગુજરાતમા સર્વત્ર ઊગે છે આના ફલ 'ઇંગોરિયા' તરીકે ઓળખાય છે અને ગિલ્લીદંડા રમતી વખતે ગિલ્લી માટે આનુ ફલ વપરાય પણ છે

तैलफला, दीर्घकण्टा, तापसवृक्ष આ એના સંસ્કૃત નામો જ ઇંગુદીનો પરિચય આપવા બસ છે એનું શાસ્ત્રીય નામ Balanites Roxyburghi (n-o simarubeae)

# પૂર્ણપુરુષ

હેમંતકુમાર ગુણાભાઈ નીલકંઠ

**પૂર્ણપુરુષને** પિછાનવો અને તેની બરાબર કદર કરવી એ કંઈ સહેલી વાત નથી. સાધારણ રીતે આપણામાં પૂર્ણપુરુષ વિષે ભિન્ન ભિન્ન વિચારો પ્રવર્તે છે. પુસ્તકોના વાચનથી, આપણી પોતાની કલ્પનાના તરંગોથી, આપણી પોતાની સમજના દૃષ્ટિબિંદુથી ને સમજના પ્રચલિત વિચારોથી, પૂર્ણપુરુષની રહેણીકરણી વિષે અમુક દૃઢ ખ્યાલો આપણામાં પહેલેથી જ ઘર કરી બેઠેલા હોય છે.

ઘણાની દૃષ્ટિએ પૂર્ણપુરુષ એટલે જેણે પોતાના જીવનની જરૂરિયાતો ઓછામાં ઓછી કરી નાંખી હોય તે. દલિતો અને ગરીબો માટે તેનામાં અત્યંત કરુણા હોય. તેને પોતાની વ્યક્તિગત — અંગત — મુક્તિની કંઈ જ પડી ન હોય. તે તો સમસ્ત માનવસમુદાય માટે દયાનો સાગર જ હોય અને માનવજાતના ઉદ્ધાર માટે જ તે મથે. બીજા કેટલાક એમ માને છે કે પૂર્ણપુરુષ એટલે જે મૌન પાળે અથવા ઓછામાં ઓછું બોલે તે. તેનો ચહેરો શાંત, ગંભીર હોય. તેની સમીપ પહોંચતાં જ તેની ભવ્યતાની અથવા સાધુતાની છાપ આપણા ઉપર પડે જ પડે વગેરે વગેરે. પણ જો તે ખડખડાટ હસતો માલૂમ પડ્યો કે કોઈ સાધારણ પ્રવૃત્તિમાં મશગૂલ થયલો દેખાયો, દુન્યવી વિષયોમાં રસ લેતો અને તેથી 'ક્ષુદ્ર' બાબતો વિષે છૂટથી વાત કરતો જણાયો—તો, બસ, ખલાસ—તે ગમે તેવો મહાન હોય તોપણ તેમની નજરે તો એ બહુબહુ તો પોતાની ભારે શક્તિ અને બુદ્ધિથી લોકો ઉપર પ્રભાવ ને સત્તા બેસાડનાર ને પોતા તરફ બધાને આકર્ષનાર એવો પુરુષ જ દેખાશે. આવા લોકો એને સાધારણ પુણ્યશાળી અથવા ચારિત્ર્યવાન અને સમર્થ ગણવાની ઉદારતા પણ બતાવે, પણ આખરે તો એ 'દુન્યવી' એટલે નીચલી—પાર્થિવ—ભૂમિકામાં જ રખડનારો એમને લાગશે.

પણ આંખે ઊડીને વળગે એવી, ઉપર લખ્યા મુજબની, ચિઠ્ઠીઓ કંઈ પૂર્ણપુરુષને કપાળે ચોટાડેલી હોતી નથી. શાક વેચનારે, કાપડિયાએ અને હોશિયાર ઝવેરીએ એક જ હીરાની જુદી જુદી કિંમત આંકી, એ વાત આ બાબતમાં પણ બરાબર લાગુ પડે છે. સાચા સંતની બાબતમાં તો શું, પણ દરેક અસાધારણ વિભૂતિવાળા સત્ત્વની પૂરી કદર તો તેનાથી જ થાય કે જે એ વિષયમાં મંથન કરીને નિષ્ણાત થયો હોય. એમ કહેવાય છે કે આઇન્સ્ટીનનો સાપેક્ષવાદ આજે પણ દુનિયામાં આંગળીને વેઢે ગણાય એટલા જ માણસો પૂરેપૂરી રીતે સમજે છે. એ જ રીતે 'પૂર્ણપુરુષ' પૂર્ણપુરુષ તરીકે તેને જ દેખાય કે જેનામાં એને માટેની દૃષ્ટિ હોય અને કદર કરવા યોગ્ય હૃદય હોય.

આ કારણસર, આ લેખમાં પ્રસ્તુત વિષય વિષે સત્યની સીમા બતાવાઈ છે એવો જરા પણ દાવો નથી. એમાં અનેક ત્રુટિઓ હોવાનો પૂરો સંભવ છે. આ તો એ વિષય પરત્વે અંગુલિદર્શનનો માત્ર નમ્ર પ્રયાસ છે. કંઈક અંશે સાચા સંતોના સહવાસથી, કંઈક અંશે હાર્દ શોધી કાઢવાનો એકમાત્ર ઉદ્દેશ રાખીને કરેલા પુસ્તકોના વાચનથી, કંઈક અંશે ગમે તેવી જાજ્વલ્યમાન વિભૂતિ હોય તોપણ તેનાથી અંજાઈ ન જવાનો નિશ્ચય કરીને તેના કથન અને વર્તનનાં, યથાશક્તિ શાંતચિત્તે કરેલાં, અવલોકન અને મનનથી, અને કંઈક

અને સામસામા કે જુદા જુદા વિચારોના પ્રચંડ ઝંઝાનાતથી ઘસડાઈ ન જવાના દૃઢ નિશ્ચયથી, જે કંઈ સમજાયુ છે તેનો નિચોડ આ લેખમા આપવાનો પ્રયત્ન છે સાચો સંત કેવો હોવો જોઈએ તે વિષે જ્યા સુધી આપણા મનમા અમુક મતવ્યો જડ ઘાલીને બેઠા હોય ત્યાસુધી હિરણ્મય પાત્રમા છુપાયેલુ સત્યનુ મુખ—આ ઠેકાણે સંતનુ સાચુ દર્શન—જોવુ અશક્ય છે એને માટે તો પૂરેપૂરા નિગ્રહી, એટલે કે પરિણામની ભીતિ રાખ્યા વગર સત્યદર્શનની ઉત્સુકતા જ્યા આપણને દોરી જાય ત્યા જવાની તૈયારીવાળા, સાહસવાળા, અને શ્રદ્ધાવાળા માનસની જરૂર છે તે વિના સત્યદર્શન અશક્ય છે

પૂર્ણપુરુષની પૂર્ણતા કંઈ સ્થૂળ આંખોથી દેખાય એવા સ્થૂળ ક્ષેત્રમા નહિ પણ મન કે હૃદય કે સ્વભાવના સૂક્ષ્મ પ્રદેશમા જ રહેલી છે, ને તેથી તે જોવા માટે સૂક્ષ્મ દૃષ્ટિ જ કામ લાગે, એ મહત્ત્વની હકીકત પણ આપણે આ બાબતમા ભૂલવી ન જોઈએ તેથી જ સંતને ઓળખવા માટે ઉપર લખેલુ વિવરણ કરવુ પડ્યુ છે.

વળી બીજુ કારણ એ છે કે ઉચ્ચ કોટિનો આત્મા લગભગ અપારદર્શક છે કોઈ ખટપટિયા, પ્રપચી માણસની ચાણાક્યનીતિ હજુ પારખી શકાય, તેને પકડી પાડી શકાય, પણ પૂર્ણપુરુષ કયા ઉદ્દેશથી અમુક કામ કરે છે તે શોધી કાઢવુ ઘણુ કઠણ છે તેના ઉદ્દેશોને આપણી કલ્પના સાધારણ રીતે પહોચી શકતી નથી આપણે તો આપણા ક્ષુદ્ર માનસના ગજથી તેના માનસનું માપ કાઢવા જઈએ છીએ, પણ જોકે પૂર્ણપુરુષ પણ આપણા જેવો જ હાડચામનો બનેલો માણસ છે, તેમ છતા એનો દેહ તો એ વિભૂતિનો બહુ જ અલ્પાશ છે પણ તેના અસામાન્ય, અદ્‌ભુત, કેટલીક વાર ચમત્કારી લાગે એવા અનુભવને લીધે, મનુષ્યરૂપ ધારણ કરનાર એ પુરુષ ખરી રીતે ગગનસ્પર્શી છે એનુ માનસ કે જીવ આકાશ જેટલા વિશાળ છે અને તેથી એમાથી ઉદ્‌ભવેલી કૃતિઓ બહારથી તદ્દન સાધારણ કે કેટલીક વખતે ઊલટી વિકૃત દેખાય છે, છતા સાચી રીતે લોકોત્તર જ હોય છે

દાખલા તરીકે, જે જે પ્રસગો સસારના રસિયાઓને ખૂબ ક્લેશ કરાવનારા અને દિલ હલમલાવનારા થઈ પડે છે તે તે પ્રસગોએ એ તો પૂર્વવત્ શાત જ રહેલો દેખાય છે દયાહીન કુદરતનુ ભયકર આક્રમણ, દુષ્કાળરૂપી રાક્ષસનુ સર્વભક્ષણ, કે બીજી કોઈ આસમાની સુલતાની, કે જીવલેણ વ્યાધિનો ઝપાટો, વગેરે ઉત્પાતો પણ એને સ્પર્શ પણ કરી શકતા દેખાતા નથી ઉપરછલ્લી દૃષ્ટિએ એ આમ છેક હૃદયહીન દેખાય છે

પણ સાચી રીતે એ નિષ્ઠુર નથી જે બીજાઓ જોઈ નથી શકતા, તે એને દીવા જેવુ દેખાય છે તેથી જ તે આવા પ્રસગોએ નિશ્ચલ રહે છે એ જાણે છે કે વસ્તુમાત્ર પોતપોતાની નિયતિને અનુસરે છે ને તેથી જ વસ્તુમાત્રની ઉત્ક્રાંતિ બહારની દખલગીરી વગર—પોતાની મેળે જ થવા દેવાનુ તે યોગ્ય ગણે છે, ને તેથી આવે પ્રસગે તે નિશ્ચેષ્ટ રહે છે કે દેખાય છે વળી તેની માત્ર સૂક્ષ્મ, મૂગી અનુકપા બીજાઓની દોડધામ અને ધાંધલિયા પ્રવૃત્તિઓથી ક્યાયે વધારે અસરકારક છે, તેનો એને એકલાને જ અનુભવ છે

સરળ રીતે પોતાને માર્ગે વહી જતી નદી જેવી એની વૃત્તિ હોય છે એ પોતાની જાતને નિર્બંધ રાખે છે અને એવી જ રીતે બીજાઓને પણ મુક્તપણે વિહાર કરવા દે છે, કે જેથી તેઓ પોતપોતાની પ્રકૃતિ અનુસાર વધાય આમ જોકે દેખીતી રીતે એ તદ્દન

નિવૃત્ત લાગે છે, પણ ખરી રીતે બીજાઓની એ સારામાં સારી સેવા કરે છે.

એની દૃષ્ટિએ કાંઈ પણ તત્ત્વતઃ બીજાથી ચડિયાતું નથી. એ પોતાનું સ્વત્વ ભૂલે છે અને તેથી એ બધા ભેદભાવોથી પર જઈ શકે છે. કશાની પણ એને લાલસા કે આકાંક્ષા ન હોવાથી એને કશા માટે જહેમત ઉઠાવવી પડતી નથી. એટલે એને માટે વિજય કે ફલ-પ્રાપ્તિ કે પૂર્ણાહુતિ જેવું કશું જ રહેતું નથી. એનો આત્મા સર્વનો સમાવેશ કરે છે. તેથી તે સંપૂર્ણ સમતાથી વસ્તુમાત્ર સાથે એકાકાર થાય છે અને આમ પોતાનું વ્યક્તિત્વ લુપ્ત કરે છે. સંતાત્માને તેથી કોઈ નામ નથી.

વસ્તુમાત્રથી, સંજોગમાત્રથી, અને સ્થાનમાત્રથી એને પૂર્ણ સંતોષ છે. તેથી તે સદાનો સુખી જીવડો છે. એને તો ફેરફારો શાશ્વત સમુદ્રના તરંગો જ લાગે છે. અને એવા તરંગો ઉપર તે સહેલાઇથી તરે છે. કશાની પણ ખોટ, ઇચ્છા કે જરૂર એને ન હોવાથી રાજ્યકાર્ય સંભાળવાને માટે એ જ સૌથી લાયક છે.

દરેક વસ્તુ આપોઆપ, પોતાની મેળે જ, એનામાં સરજાય છે એમ એ જાણે છે. મતમતાંતરો માટે કોઈ પણ જાતનો પક્ષપાત કે અણગમો, ભાગ કે ત્યાગ, એને હોતાં નથી. એટલું જ નહિ, પણ એને પોતાને મત જ હોતો નથી. જુદાં જુદાં મંતવ્યોમાંથી કોઈનો પણ તે વિરોધ કરતો નથી, માત્ર તે તેની પાર જાય છે ને પર હોય છે. સ્વાભાવિક રીતે અને સરળ ભાવે થઈ રહેલી બધાંની ઉત્ક્રાન્તિને તે સ્વસ્થતાથી જોયા કરે છે, તેથી તે કુદરતી રીતે પરિણામ પામતી વસ્તુસ્થિતિમાં આડખીલીરૂપ થતો નથી.

તે પરમતત્ત્વમાં સદાય ડૂબેલો હોય છે. અને તેથી તે પોતે જ અંતિમ જ્ઞાન છે. તે કોઈ પણ જાતની રચના કરતો નથી, તેથી તે કશાનો વિનાશ કરતો નથી. તે પ્રત્યક્ષ અનુ-ભવમાં જ રહ્યા કરે છે. એના પર સંસ્કારો પડે છે પણ તે તેને સંઘરી રાખતો નથી. અનુભવની પહેલાં કે પછી તે વિષે તે કશો વિચાર કરતો નથી. ભાવિ માટે તેને કશી પણ ઉત્સુકતા હોતી નથી અને તે બાબત તે તદ્દન નિઃસ્પૃહ રહે છે. જેવી અદૃશ્ય રીતે વખત પસાર થાય છે, તેવી જ રીતે ભૂતકાળ એનામાંથી પસાર થઈ જાય છે. તેને માટે વર્તમાન જેવું પણ કશું નથી. બહારની દુનિયાનું સભાન અવલોકન કે આંતરિક દુનિયાનું સભાન સંવેદન એને થતું નથી. પ્રત્યેક ચીજમાં એ તે તે રૂપે આનંદ માણે છે; અને પ્રત્યેક સ્થળ અને પ્રત્યેક ફેરફારને તે અનુકૂળ થાય છે. જીવન ને મરણ માટે તેને કશી પરવા નથી હોતી. એનું મન ખાલી છે. જે કંઈ છાપ એનામાં પડે છે તે છાપ એની ચેતનામાં પડે છે. એનો આત્મા તો અલિપ્ત રહે છે. પરંતુ સામાન્ય રીતે એને એવી કશી છાપ પડતી હોય એવું ભાન હોતું નથી. કોઈક વખતે જ્યારે એની ચેતનામાં છાપ ઊઠે છે ત્યારે તે ભગવત્કાર્યમાં પરિણામ પામીને આપોઆપ પાછી વિલીન થઈ જાય છે. પણ સંતલોકોની આવી વૃત્તિને કોઈ પણ બંધનકારક પાળ હોતી નથી. એટલે સંતલોકોની વૃત્તિને આપણે પામી શકતા નથી. ખરી રીતે જોતાં તો એમને વૃત્તિ હોતી જ નથી.

એ તો માત્ર સ્વયંચાલિત તત્ત્વ છે. કોઈ વાર એ શાંત ઉપાયોથી કામ લે છે, તો કોઈ વાર વળી બીજી રીતે—જેવી પ્રસંગની જરૂર અને પરિસ્થિતિ. પરંતુ એની ભૂમિકા તો ગુણોથી જ પર રહે છે; કોઈક વાર વળી ગુણોમાં પણ હોય છે; ને કેટલીક વાર તો ગુણોમાંયે નહિ ને ગુણોથી પર નહિ એવી કોઈ અગમ્ય મધ્યમ સ્થિતિમાં પણ એની ભૂમિકા રહે છે. જે

કઈ અનિવાર્ય છે તેને એ વિધિનુ નિર્માણ જાણે છે, અને તેથી તે હંમેશ સ્વસ્થ રહે છે દેખીતી રીતે એ બીજાઓને અનુપયોગી છે, પણ એના અસ્તિત્વમાત્રથી જ આપોઆપ સમસ્ત વિશ્વની ઉત્ક્રાંતિમાત્રમા તે ભાગ લે છે આમ પૂર્ણપુરુષ પ્રત્યેકને પોતપોતાની પરિપૂર્ણતાની પ્રાપ્તિ તેમની તેમની રીતે કરવા દે છે તત્ત્વથી વિરોધાત્મક એવુ એને કશુ દેખાતુ નથી

તે સ્તુતિનિંદાથી પર છે તેની પ્રકૃતિના સ્વરૂપ ને લક્ષણો જુદી જુદી જાતના હોય છે કાળના પ્રવાહ ઉપર તે તરતો વહે છે અને કશાનેયે આગ્રહ રાખી પકડી રાખતો નથી તે કદી ઊંચે ને કદી નીચે હોય છે બનાવો પ્રત્યે એ સદાય પ્રશાંત હોય છે એ પોતે પ્રસંગોને પ્રસંગો જ માત્ર ગણે છે ને તેમ વર્તે છે પ્રસંગો તેને પોતાના પ્રવાહમા તાણી શકતા નથી પ્રસંગોની ગતિ, એનુ જોમ અને તેનો વળાંક તે પોતાનામા વાળે છે

એ પોતે જ પરાકાષ્ઠા છે, કારણ કે તે કાળચક્રની ગતિને પારખે છે તેથી કાળથી થતા પરિવર્તનો તેને અસ્વસ્થ કરી શકતા નથી આમ જ્યારે તે કાળને પારખે છે ત્યારે તે તેના કારણો શોધવા બેસતો નથી વિસંવાદી ઘટનામા પણ એ સંવાદ જુએ છે એને 'હું' જેવુ કશુ નથી તેથી તેને કશામા રાગ નથી, અને પરિણામે કોઈ જાતનુ યુદ્ધ કે હાર તેને વેઠવા પડતા નથી વિધિની કૃતિઓ એને હલમલાવી શકતી નથી એનામા સદ્‌ગુણો છે, પણ જાણે નથી એવો જ એ દેખાય છે તે શરીરથી માનવ છે ખરો, પણ તે માણસ જેવો સ્પષ્ટ જણાતો નથી એ કોઈ જાતની યોજના ઘડતો નથી, તેથી તેને જ્ઞાનની જરૂર પડતી નથી એના વિચારવર્તનમા કોઈ જાતની ન્યૂનતા નથી, તેથી તેને નૈતિક સિદ્ધાન્તોની જરૂર રહેતી નથી એનામા કોઈ પરત્વે પાર્થિવ પ્રેમ નથી પરાક્રમથી મળે એવી કોઈ સિદ્ધિ તેને જોઈતી નથી તેથી નિષ્ફળતા માટે શોક કે વિજય માટે હર્ષનુ તેને કારણ રહેતુ નથી એને કશુ ભૂલી જવાપણુયે નથી ને યાદ રાખવાપણુયે નથી તે જાતે જ શુદ્ધ અનુભવ છે, તેથી તે શુદ્ધ વિજ્ઞાન છે પ્રકૃતિ અને પુરુષનુ તે એકીકરણ છે અને વસ્તુમાત્રને તત્ત્વમા સરખી રીતે જુએ છે એને માટે વસ્તુઓ વચ્ચે ક્યાય પરસ્પર વિરોધ નથી તે, તે તે વસ્તુઓને, તેમના તેમના અનુભવની દૃષ્ટિએ, જુએ છે બધાની ઉપર, બધાની અંદર અને બધાની વચ્ચે તે તત્ત્વરૂપે છે તેથી તે ખાલી છે અને ભરપૂર પણ છે તેને પોતાની અલગ અસ્મિતાનુ ભાન નથી હોતુ, કારણ તે સ્વભાવથી જ સરળપણે સર્વત્ર હોય છે આમ તે અદ્‌ભુત રીતે પોતાની જાતનુ એકીકરણ પોતાની બીજી જાત સાથે કરે છે તે ગુણોની સમગ્રતા છે અસ્તિત્વમાત્રની, સર્જનની, પ્રેરણાની, જડ અને ચેતનની, મન અને પદાર્થની, કાળ અને અવકાશની એ બધાની સમગ્રતા પણ તે જ છે ટૂંકમા, પ્રકૃતિના સ્વયંભૂપણાની સમગ્રતા પણ તે પોતે છે

એક રીતે એ કશુ જ કરતો નથી કારણ કે પ્રત્યેક જે તે કઈ સ્વયંભૂ છે, પરંતુ તે સ્વયંભૂત્વની સમગ્રતા હોવાથી, બીજી રીતે જોતા, તે બધુ જ કરે છે આમ સર્જન ન કરતો હોવા છતા તે સર્જન કરે છે એને તો બધુ જ સર્જન અને વિનાશની મર્યાદામા સપડાયેલુ લાગે છે વળી એને વિનાશની પ્રક્રિયામાયે સર્જનની જ પ્રક્રિયા દેખાય છે સર્વવ્યાપી, પૂર્ણ, શાંત, કલ્યાણકારી સત્‌થી જુદી એવી એને એકે ઇચ્છા નથી તે આમ નિવૃત્તિમા પ્રવૃત્ત રહે છે એ કશુ અયોગ્ય કરતો નથી તે રડે છે, હસે છે, વિનોદ કરે છે, બોલે છે, વાતો કરે છે, ગણગણે છે કે બબડે છે, અને એવી બધી ક્રિયાઓ કરે છે,

પણ તે આપોઆપ અનુકંપાથી—નિર્મળ સરળતામાં તે વિહરે છે ને સર્વ સાથે અભેદ અનુભવે છે; અને વ્યક્તિગત વલણ જેવું એને કશું હોતું નથી. આપોઆપ એની અસર સર્વવ્યાપી થાય છે; અને આમ જે તે કંઈ પોતાના સ્વરૂપને મેળવે છે. કોઈ વાર તે નિશ્ચેષ્ટ દેખાશે; તો કોઈ વાર ખૂબ સ્ફૂર્તિવાળો ને પ્રવૃત્તિમાન જણાશે; કદીક સ્થિર, સ્વસ્થ ને શાંત તો કદીક ઉદાસીન; આમ તે સર્વ આવેશ અને વૃત્તિઓની પણ સમગ્રતા છે, ને તેની પાર તે જાય છે. આવી રીતે પ્રવૃત્તિમાં પણ તે નિવૃત્ત રહે છે.

એને ને કીર્તિને કશું લાગતું વળગતું નથી. એ કશાનો માલિક નથી અને બધાનો માલિક છે. તે અનંતની સાથે તન્મય હોય છે. એનું મન આરસી જેવું છે, તેથી તે પરિસ્થિતિ પ્રત્યે કુશળ વર્તન રાખી શકે છે. પરંતુ પરિસ્થિતિ એને કદી પણ આવરી લઈ શકતી નથી. કાળના સમજુપણાની અને તેના હેતુની તથા સંજોગોની યથાર્થતાની તેને સૂઝ પડી જાય છે, અને તે રીતે દુનિયાને તે પોતાનું સંભાળી લેવા દે છે. એ કોઈનું પણ અનુકરણ કરતો નથી, કેમકે અનુકરણથી સમય-યોગ્ય વર્તન થાય નહિ. એને એકલા એની પોતાની જ સાથે સરખાવી શકાય, બીજા કોઈની સાથે નહિ, એવો એ અનેરો છે. તે બીજા કશા ઉપર આધાર રાખતો નથી અને તે પોતે સ્વતંત્રપણે સંપૂર્ણ હોય છે.

ઘણી ચીજો તરફ એ એકસામટું લક્ષ આપે છે, પણ તેમાં તે તણાઈ જતો નથી, અને ઘણો બોજો ઉઠાવે છે છતાં તેનું હૈયું હળવું જ રહે એવી એની કળા તેનામાં એની મેળે જ પ્રગટ થયેલી હોય છે. વસ્તુમાત્રની તાત્ત્વિક સમતાનું જ્ઞાન એને હોય છે. દેખીતા ભેદમાં એ તો સત્ય દૃષ્ટિએ એકતા જ જુએ છે. આમ તે અગમ્ય છે. તેને માટે 'નેતિ' જ શબ્દ વપરાય.

# શબ્દચર્ચા : કૌપીન

ગિરીશચન્દ્ર દીક્ષિત

कौपीन શબ્દનો મુખ્ય અર્થ "પાપ" થાય છે કારણ કે कूप એટલે નરક અને જે નરકમા જવા લાયક હોય તેને પાપ કહેવાય છે, માટે कौपीन શબ્દનો મુખ્ય અર્થ "પાપ" થાય છે અને उपस्थेन्द्रिय પાપ કરવાનુ સાધન હોવાથી व्याकरणसिद्धान्तकौमुदीनी तत्त्व बोधिनी નામક ટીકાકારના મત પ્રમાણે उपस्थने પણ कौपीन કહી શકાય છે અને એ જ कौपीन શબ્દનો અર્થ लक्षितलक्षणा નામની શબ્દશક્તિ દ્વારા "ઉપસ્થને ઢાંકનારુ વસ્ત્ર" પણ થઈ શકે છે

कौपीन શબ્દ પાણિનીય વ્યાકરણના મત પ્રમાણે कूपावतरण શબ્દને तद्धित नियमानु-સાર ઉત્તરપદ જે अवतरण તેનો લોપ થઈને યોગ્યતા સૂચક અર્થમા खञ् પ્રત્યય થએલ છે અને એ खञ् નો इन् થઈ कौपीन શબ્દ નિષ્પન્ન થાય છે

આ શબ્દના મૂળ સ્વરૂપમા રહેલા कूप શબ્દનો અર્થ નરક થાય છે અને कूपावतरण શબ્દથી યોગ્યતાસૂચક અર્થમા खञ् પ્રત્યય થયો હોવાથી જે ચીજ નરકગમનને યોગ્ય હોય તેને कौपीन કહેવાય છે આ રીતે "પાપ" નરકગમનને યોગ્ય હોવાથી कौपीन શબ્દનો અર્થ પાપ થાય છે અને ઉપસ્થેન્દ્રિય પાપ કરવાનુ સાધન હોવાથી "पाणिनीय व्याकरण भाष्य" દ્વારા कौपीन શબ્દનો ઉપસ્થેન્દ્રિયવાચક તરીકે निपात કરે છે આ રીતે ભાષ્યકારના મત પ્રમાણે कौपीन શબ્દ निपातित હોવાથી વ્યાકરણની મર્યાદા પ્રમાણ તેનો અવયવાર્થ ન થઈ શકે, પરંતુ ઉપરોક્ત રીતે વિચાર કરતા कौपीन શબ્દનો મુખ્ય અર્થ "પાપ" થશે, અને પાપ કરવાનુ સાધન ઉપસ્થેન્દ્રિય હોવાથી कौपीन શબ્દનો બીજો અર્થ "ઉપસ્થેન્દ્રિય" થશે, અને ઉપસ્થેન્દ્રિયને ઢાંકનાર વસ્ત્રનો ઉપસ્થેન્દ્રિય સાથે સમ્બન્ધ હોવાથી તે વસ્ત્રને પણ कौपीन કહેવામા આવે છે, કારણ કે कौपीन શબ્દનો અર્થ ઉપસ્થેન્દ્રિય, તેની સાથે તેને ઢાંક-નાર વસ્ત્રનો સમ્બન્ધ હોવાથી તેને પણ लक्षितलक्षणा નામની શબ્દની શક્તિ દ્વારા कौपीन કહેવામા આવે છે આ રીતે कौपीन શબ્દના ત્રણ અર્થ થાય છે તેમા એક મુખ્ય અને બે ગૌણ છે

कौपीन શબ્દનો મુખ્ય અર્થ પાપ છે, બીજો અર્થ પાપનુ સાધન હોવાથી ઉપસ્થેન્દ્રિય છે અને ત્રીજો અર્થ ઉપસ્થેન્દ્રિયની સાથે સંબન્ધ હોવાથી लक्षितलक्षणा નામની શબ્દની શક્તિ દ્વારા ઉપસ્થેન્દ્રિયને ઢાંકનારુ વસ્ત્ર એમ થાય છે, આ રીતે कौपीन શબ્દના ત્રણ અર્થ છે

# સમાલોચના

**સંસ્કૃત ' દ્વ્યાશ્રય ' કાવ્યમાં મધ્યકાલીન ગુજરાતની સામાજિક સ્થિતિ**
**લેખક—રામલાલ ચૂનીલાલ મોદી; પ્રકાશક—ગુજરાત વર્નાક્યુલર સોસાયટી, અમદાવાદ; પૃ. ૯૬, કાચું પૂઠું, મૂલ્ય સવા રૂપિયો.**

શ્રી. રામલાલ ચૂનીલાલ મોદી ગુજરાતના એક પીઢ સંશોધક છે. ઇતિહાસ તેમ જ સાહિત્યના સંશોધનના વિષયમાં તેઓ પાંત્રીસ વર્ષ થયાં ગુજરાતની સેવા બજાવતા આવ્યા છે. કવિ ભાલણનું ચરિત્ર તથા ' જાલંધર આખ્યાન ' અને ભાલણકૃત ' નળાખ્યાન 'નાં સંપાદનોએ ગુજરાતી સંશોધન સાહિત્યમાં તેમનો સંગીન ફાળો છે. સંશોધનને લગતા તેમના ફૂડીબંધ લેખો જુદાં જુદાં સામયિકોની ફાઈલોમાં દટાઈ ગયા હોવાને કારણે અભ્યાસીવર્ગની આંખ આગળ રહી શકયા નથી, પણ એ લેખોનો જો સંગ્રહ કરવામાં આવે તો હજારેક પૃષ્ઠનું અભ્યાસપૂર્ણ લખાણ આપણા સંશોધનસાહિત્યમાં સારો એવો ઉમેરો કરી શકે.

તાજેતરમાં જ ગુજરાત વર્નાક્યુલર સોસાયટીની સંશોધન ગ્રન્થમાળામાં પ્રસિદ્ધ થયેલું શ્રી. મોદીનું "સંસ્કૃત ' દ્વ્યાશ્રય 'કાવ્યમાં મધ્યકાલીન ગુજરાતની સામાજિક સ્થિતિ" એ પુસ્તક તેમના સંશોધનકાર્યનો એક લાક્ષણિક નમૂનો છે. છેલ્લાં થોડાંક વર્ષોમાં ગુજરાતના રાજકીય ઇતિહાસનું સંશોધન સારા પ્રમાણમાં થયું છે, પણ સામાજિક ઇતિહાસનું સંશોધનકાર્ય તો હજી બાલ્યાવસ્થામાં છે, એટલે આ પ્રકારનાં પુસ્તકોનું પ્રકાશન ખાસ કરીને આદરણીય છે.

લેખકે પ્રસ્તાવનામાં કહ્યું છે તે પ્રમાણે, હેમચન્દ્રાચાર્યનું ' દ્વ્યાશ્રય 'કાવ્ય સામાજિક તત્ત્વોનો રત્નાકર છે. મધ્યકાલીન ગુજરાતના સામાજિક ઇતિહાસ માટે તે ઘણી ઉપયોગી સામગ્રી પૂરી પાડી શકે એમ છે. એ સામગ્રીની વ્યવસ્થિત તારવણી કરીને આ પુસ્તકમાં રજૂ કરવામાં આવી છે, તથા કેટલેક સ્થળે તુલનાત્મક દૃષ્ટિએ બીજા ગ્રન્થોમાંથી મળતી એ જ પ્રકારની માહિતી આપવામાં આવી છે. (૧) નગર અને નગરજનો, (૨) અન્ન અને વસ્ત્રાદિ, (૩) સાંસારિક રીતરિવાજ, (૪) ઉત્સવો અને વિલાસો, (૫) ચમત્કારો અને વહેમો, (૬) વિદ્યા, કલા અને ધર્મ, (૭) ખેતી, ઉદ્યોગ અને વેપાર, (૮) સૈન્ય અને શસ્ત્રાસ્ત્ર, (૯) રાજકુલ અને ઐતિહાસિક તત્ત્વ, તથા (૧૦) ભૌગોલિક તત્ત્વ—એ પ્રમાણે નવ પ્રકરણોમાં આ માહિતી, દરેક સ્થળે મૂળ કાવ્યનો આધાર આપીને, ગોઠવવામાં આવી છે. આ ઉપરાંત, (क) દ્વ્યાશ્રયકાવ્યનાં વિશેષ નામોની સૂચિ, (ख) હેમચન્દ્રાચાર્ય અને દ્વ્યાશ્રયકાવ્ય, (ग) જંબુમાલી નદી કયાં આવી? (घ) સોલંકી સમયના રાજ્યાધિકારીઓ, (च) સુવર્ણસિદ્ધિ અને સંવત્સરપ્રવર્તન; (छ) કુમારપાળ કયારે જૈન થયો હતો?—એ ૭ પરિશિષ્ટો જોડયાં છે, જેમાંનું પહેલું, ત્રીજું તથા ચોથું પરિશિષ્ટ વિશેષે કરીને મહત્ત્વનાં છે.

સર્વે ઑફ ઇન્ડિયાના સંખ્યાબંધ નકશાઓનું ભૌગોલિક સ્થાનોની પ્રત્યભિજ્ઞા (Identification) અંગે સૂક્ષ્મ અવલોકન લેખકે કર્યું છે, અને તે કાર્યમાં તેમને સારી સફળતા પણ મળી છે. જંબુમાલી નદીને તેમણે કાઠિયાવાડની જંબુરી નદી તરીકે પહેલી જ વાર ઓળખાવી છે.

' દ્વ્યાશ્રય 'માંથી જે માહિતીનો સંગ્રહ લેખકે કર્યો છે તેમાંની ઘણી તો રસિક અને

મનોરંજક છે, પરન્તુ પુરાવિદની વૈજ્ઞાનિક દૃષ્ટિ લક્ષમા રાખીને, કલ્પનાના રંગો નહી પૂરતાં, નક્કર હકીકતો જ આપવામા આવી છે તે યોગ્ય થયુ છે વળી સૂચિત શ્લોકોના અક્ષરશ અવતરણો કે ભાષાન્તર નહી આપતા માત્ર સર્ગ તથા શ્લોકનો અંક નોધીને સુશ્લિષ્ટ સક્ષેપ સાધ્યો છે, તથા સાદી સરળ ભાષામા બનતા ટૂંકાણમા પોતાનુ વક્તવ્ય રજૂ કરીને नामूल लिख्यते किञ्चिन्नानपेक्षितमुच्यते। એ સૂત્રનુ પ્રશસ્ત અનુકરણ કર્યુ છે

પરન્તુ આ પ્રકારની માહિતીનુ સકલન માત્ર સસ્કૃત 'દ્વયાશ્રય'માથી જ કેમ કરવામા આવ્યુ તથા પ્રાકૃત 'દ્વયાશ્રય'ને કેમ બાકાત રાખવામા આવ્યુ તે સમજી શકાતુ નથી અલબત, પ્રાકૃત 'દ્વયાશ્રય'નો વિષય મુખ્યત્વે ધાર્મિક હોવાથી ઐતિહાસિક અને સામાજિક હકીકતો સસ્કૃત 'દ્વયાશ્રય' જેટલી તારવી શકાય નહી એ સાચુ છે, તોપણ પ્રાકૃત 'દ્વયાશ્રય' પાછળ કરવામા આવેલો શ્રમ સાવ એળે જાય એમ તો નથી વળી એમ કરવામા આવે તો જ હેમચન્દ્રના એ સુપ્રસિદ્ધ વ્યાકરણ કાવ્યને સામાજિક ઇતિહાસની દૃષ્ટિએ પૂરેપૂરો ન્યાય આપી શકાય લેખકે પોતે જ બે સ્થળે (પૃ ૩૭ તથા ૩૮) પાદટિપ્પણોમા પ્રાકૃત 'દ્વયાશ્રય'માથી પ્રસ્તુત ઉલ્લેખો આપ્યા છે

પુસ્તકનુ લગભગ દરેક પ્રકરણ તત્કાલીન સમાજને લગતા હાલ આપણને તદ્દન નવીન અને ચિત્તાકર્ષક લાગે એવા ઉલ્લેખોથી ભરપૂર છે, એટલે એ માટે તો જિજ્ઞાસુએ એ પુસ્તકનો જ આશ્રય લેવાનો રહ્યો, પરન્તુ શ્રી મોદીએ જે ઉલ્લેખો રજૂ કર્યાં છે કે તેને લગતી વિશેષ માહિતી આપી છે અથવા કઈ અર્થદર્શન કરાવ્યુ છે એ સબધમા અનુપૂર્તિ અથવા સુધારા રૂપે કેટલીક વિગતો હુ રજૂ કરીશ

'દ્વયાશ્રય'મા એક સ્થળે કોટની સાથે ખાઈનો તથા તેના ઉપરના પૂલનો ઉલ્લેખ પણ છે (પૃ ૧)* અત્યારે પાટણના કોટના જે અવશેષો રહ્યા છે, તેની આસપાસ હજી પણ ખાઈની નિશાનીઓ જોઈ શકાય એમ છે

એક સ્થળે લખ્યુ છે કે શ્રીમતોના ઘરોમા રત્નદીપો રહ્યા (પૃ ૪) 'સુકૃતસકીર્તન'મા પણ રત્નદીપોનુ વર્ણન આવે છે મધ્યકાલીન ગુજરાતના જ નહી, પણ બીજા કેટલાયે સસ્કૃત કાવ્યોના શૃગારરસિક વર્ણનોમા રત્નદીપોનુ વર્ણન આવે છે પરન્તુ એ બધુ વાસ્તવિક કરતા કેવળ આલકારિક તથા કવિકલ્પનાની જ પેદાશરૂપ હોય એમ લાગે છે

'દ્વયાશ્રય'મા હલકી જાતના ક્ષત્રિયો વિષે નોધ છે, તેમા 'હૂણ' પણ આવે છે (પૃ ૬) વળી હૂણ લોકોને બીજા ક્ષત્રિયો સાથે લગ્નસબધ હતો (પૃ ૭), એટલે હૂણ લોકો સાર પડેના જ હિન્દુ સમાજમા ભળી ગયા હતા, એવુ લેખકનુ કથન વાજબી છે આજે પણ રબારી લોકોમા 'હૂણ' અટક છે, તથા ભરૂચ બાજુના ઠાકરડાઓમા જમાઈને માનાર્થે 'હોણુ' (જેમકે 'આશા હોણુ') કહેવાનો રિવાજ છે

લશ્કરી છાવણીઓમા દુકાન માડનારા વાણિયાઓને કટકિયા (પૃ. ૬) કહ્યા છે લુણાવાડા તરફના વાણિયાઓમા હાલમા 'કડકિયા' અટક છે, તે આ ઉપરથી આવેલી છે

સિન્ધના મુસલમાન હાકેમના સબધમા લખ્યુ છે કે તે રાત્રિએ ભોજન કરે છે (પૃ ૭) આ ઉપરથી "મુસલમાનો રમઝાનમા જ રાત્રિએ ભોજન કરે છે, કઈ હમેશા

* અહી કૌસમા આપેલા પૃષ્ઠાકો મૂળ 'દ્વયાશ્રય'કાવ્યના નહી, પણ શ્રી મોદીના પુસ્તકના સમજવાના છે

રાત્રિએ ભોજન કરતા નથી." એમ જણાવીને શ્રી. મોદી એવા નિર્ણય ઉપર આવે છે કે "જો મુસલમાનો ગૂજરાતમાં આવ્યા હોત તો કાવ્યકાર આવું અજ્ઞાન બતાવે નહીં." આ નિર્ણય બરાબર નથી. ગુજરાત સંબંધમાં અરબ મુસાફરોની નોંધો એટલા જૂના સમયથી મળે છે કે 'દ્વ્યાશ્રય'ના કાળ સુધીમાં મુસ્લીમો ગૂજરાતમાં આવ્યા નહોતા એમ કહી જ ન શકાય. ખાસ કરીને બંદરી શહેરોમાં અરબ વેપારીઓની વસ્તી મોટા પ્રમાણમાં હતી. ઈસવી સનની દસમી સદીનો અરબ મુસાફર અલમસુદી લખે છે કે, ખંભાતનો બ્રાહ્મણ શાસક પરદેશી મુસલમાનો તથા બીજા ધર્મના માણસો પ્રત્યે સૌજન્યભર્યું વર્તન રાખતો હતો, તથા તેમની સાથે ચર્ચાઓ કરતો હતો.* એ જ સમયનો બીજો મુસાફર ઈબ્નહૌકલ લખે છે કે, ખંભાતમાં મસ્જિદો હતી અને ત્યાં ખુલ્લી રીતે ઇસ્લામના સિદ્ધાન્તોનો ઉપદેશ કરવામાં આવતો હતો.× સિદ્ધરાજના પિતા કર્ણ સોલંકીના રાજ્યકાળ દરમિયાન મુસ્લિમ ધર્મપ્રચારક નુરુદ્દીન ઇસ્માઈલી ગુજરાતમાં આવ્યા હતા. સિદ્ધરાજના સમયમાં ખંભાતમાં અગ્નિપૂજકો અને સુન્ની મુસ્લિમો વચ્ચે દંગો થતાં એક મસ્જિદ બાળી મૂકવામાં આવી હતી તથા એંશી મુસ્લિમો માર્યા ગયા હતા; એ કિસ્સામાં સિદ્ધરાજે યોગ્ય ન્યાય આપ્યો હતો એમ ઈ. સ. ૧૨૧૧ માં 'જામે ઉલ હિકાયત'નો કર્તા મુહમ્મદ શફી લખે છે. અર્થાત્ આચાર્ય હેમચન્દ્રના સમય પહેલાં પણ ગુજરાતમાં મુસ્લિમોએ વસવાટ કર્યો હતો, એ સ્પષ્ટ છે; અને સિંધના મુસ્લિમ હાકેમના રાત્રિભોજન વિષેનો ઉલ્લેખ પણ એ જ સૂચવે છે, એમ હું માનું છું.

ખાદ્ય પદાર્થો વિષેના પ્રકરણમાં શ્રી. મોદી 'શુષ્કુલી'નો અર્થ બરાબર નક્કી કરી શક્યા નથી, (પૃ. ૯) જોકે જુદા જુદા ગ્રન્થોના આધાર આપી તેમણે કેટલાક તર્કો કર્યા છે. 'શુષ્કુલી'નો અર્થ 'સાંકળી' (તલસાંકળી) હોવો જોઈએ.

તે સમયમાં અશ્વશાળાઓમાં વાંદરો બાંધવામાં આવતો (પૃ. ૨૪). ખાસ કરીને તેજી ઘોડાઓને દૃષ્ટિદોષ ન લાગે એવી માન્યતા આની પાછળ હોય એમ લાગે છે. આ સંબંધમાં પાદટિપ્પણમાં શ્રી. ડોલરરાય માંકડે कपीनां मेदसा दोषो. એ 'પંચતંત્ર'માંનો શાલિહોત્રનો મંત્ર ટાંકયો છે. આ વિલક્ષણ રિવાજના ઉલ્લેખ અન્ય સંસ્કૃત સાહિત્યમાંથી પણ મળે છે.

ચક્રવર્તી કવિ હર્ષકૃત 'રત્નાવલી' નાટિકાના બીજા અંકમાં અશ્વશાળામાંથી નાસી આવેલા વાનરનું વર્ણન નીચે પ્રમાણે છે:

कण्ठे कृत्तावशेषं कनकमयमधः शृङ्खलादाम कर्ष—
न्क्रान्त्वा द्वाराणि हेलाचलचरणरणत्किङ्किणीचक्रवालः ।
दत्तातङ्कोऽङ्गनानामनुसृतसरणिः संभ्रमादश्वपालैः
प्रभ्रष्टोऽयं प्लवङ्गः प्रविशति नृपतेर्मन्दिरं मन्दुरायाः ॥

બાણભટ્ટની 'કાદંબરી'માં પણ તારાપીડના રાજકુલના વર્ણનપ્રસંગમાં—

अश्वमन्दुरापरिभ्रष्टागतैरवलुप्तभवनदाडिमीफलैराखण्डिताङ्गणसहकारपल्लवैरभिभूतकुब्जवामनकिरातकरतलाच्छिन्नानि भूषणानि किरद्भिः कपिभिराकुलीकृतेन शुकसारिकाप्रकाशितसुरतविश्रम्भालापलज्जितावरोधजनेन...समुपेताभ्यन्तरम्...

* Bombay Gazetteer, vol 1, pt 1, P. 514. × Ibid.

એ પ્રમાણે અન્તઃપુરનું વર્ણન છે ત્યાં પણ અશ્વશાળામાંના વાદરાનો ઉલ્લેખ છે આ ઉલ્લેખો બતાવે છે કે અશ્વશાળામાં વાદરા રાખવાનો રિવાજ માત્ર મધ્યકાલીન ગુજરાતમાં જ નહી, પરન્તુ હિન્દુસ્તાનના બીજા ભાગોમાં જૂના સમયમાં પણ હતો

પુરાવિદ વિલ્સને એક સ્થળે આ વિષયમાં "બલા-ઈ-તવેલા બ સર-ઈ-મૅમૂન" એ ઈરાની કહેવત (જેના ઉપરથી ઉર્દૂમાં "તબેલેકી બલા બંદરકે સર" એ કહેવત ઊતરી આવી છે) ટાકી છે, તે ઉપરથી પ્રાચીન ઈરાનમાં પણ આ વિલક્ષણ પ્રથા હશે એમ અનુમાન થઈ શકે છે

'દ્વયાશ્રય'માં એક સ્થળે વીજળીના રંગથી હવામાન સૂચવવામાં આવ્યું છે 'કપિલ રંગની વીજળી વાયુની સૂચક છે, લાલ વીજળી તાપસૂચક છે, પીળી વર્ષાની સૂચક છે અને ધોળી દુકાળસૂચક છે' (પૃ ૨૫) એમાં 'મહાભારત'ના નીચેના શ્લોકની નજીવા પાઠાન્તર સાથે છાયા છે —

वाताय कपिला विद्युदातपायातिलोहिनी ।
पीता भवति सस्याय दुर्भिक्षाय सिता भवेत् ॥

'એક નિમ્બજા દેવીનો ઉલ્લેખ આવે છે તે દેવી રક્ષણ કરનારી મનાતી હતી' (પૃ ૨૭) ચાણસ્મા પાસેના દેલમાલ ગામમાં જેઠી મલ્લોની કુળદેવી લિબજા માતાનું પ્રાચીન મન્દિર હાલમાં છે લિબજા એ સ્પષ્ટ રીતે નિમ્બજાનો અપભ્રંશ છે એક જ્ઞાતિ તરીકે જેઠીમલ્લો પરાપૂર્વથી બળની ઉપાસના કરનારા છે, એટલે તેમની કુળદેવી રક્ષણ કરનારી મનાતી હોય એ સમજી શકાય એવું છે પરન્તુ પાટણમાં ધાયજાઓની કુળદેવી લિબાજી માતાનું મંદિર છે તેને આ નિમ્બજા સાથે કોઈ પ્રકારનો સબધ ખરો કે કેમ એ કહેવું મુશ્કેલ છે

'ખેતી, ઉદ્યોગ અને વેપાર' વાળા પ્રકરણમાં લેખક જણાવે છે—"એક સ્થળે દ્વયાશ્રય કાવ્યમાં ત્રણ સુન્દર સ્ત્રીઓ (રભોરુ) અથવા છ સાત યુવાનોના બદલામાં ખરીદાતા ઘોડાઓનો ઉલ્લેખ છે (૪-૯૨), તેથી તે સમયે ગુલામીની કંઈક પ્રથા હોવાનો ભાસ થાય છે" આ અનુમાન વાસ્તવિક છે મનુષ્યોને ખરીદી શકાય અને તેમનો બીજી ચીજો સાથે વિનિમય થઈ શકે એ અર્થમાં ગુજરાતમાં તેમજ સમસ્ત ભારતવર્ષમાં ગુલામીની પ્રથા હતી 'ત્રિષષ્ટિ'માં આ પ્રકારનો ઉલ્લેખ વાચ્યાનું મને યાદ આવે છે ભોજરાજાએ કુલચન્દ્રને વારાંગના દાનમાં આપી હતી. ઈ સ ૧૩૧૭માં અરબપ્રવાસી ઇબ્ન બતુતાએ બગાળના વર્ણનમાં લા એક દાસી એક સુવર્ણ દીનારમાં તથા દાસ બે દીનારમાં ખરીદાતા હોવાનું લખ્યું છે કૌટિલીય અર્થશાસ્ત્રમાં 'દાસકલ્પ' નામના અધ્યાય પ્રમાણે દાસ-દાસી ખરીદી શકાતા, ગીરો મુકાતા અને ધન મળતા મુક્ત પણ કરાતા 'ઋગ્વેદ' (૮-૧૯-૧૬)માં દાસદાસી દાનમાં અપાયાનો ઉલ્લેખ છે 'મનુસ્મૃતિ' (૪૮-૧૫)માં સાત પ્રકારના દાસ વર્ણવ્યા છે જૈન ગ્રન્થોમાં બાહ્ય પરિગ્રહના દસ ભેદ વર્ણવ્યા છે, તેમાં બીજી ચીજોની સાથે 'દ્વિપદ' (દાસ-દાસી) પણ આવી જાય છે (ભગવતી, આરાધના, ૧૧૧૯) સંસ્કૃત નાટકોમાં રાજાની સમીપ રહેનારી યવનીઓનાં વર્ણન આવે છે તેમને પરદેશોથી અહીં લાવીને વેચવામાં આવતી એમ વિદ્વાનો માને છે ૧૮૬૦માં ઇન્ડિયન પીનલ કોડમાં ગુલામ ખરીદના વેચવાને ગુનો ઠરાવેલો છે નેપાળમાં એ સામે કેટ

૧૯૩૨ માં પ્રતિબંધ મુકાયો. આજે પણ સુરત જિલ્લાના 'હાળીઓ' માં તથા રજવાડાંના ખવાસોમાં આ પ્રથાના અવશેષો જોવા મળે છે.

શસ્ત્રાસ્ત્રો વિષેના પ્રકરણમાં गुलिकानो અર્થ 'ગોફણની ગોળી' હશે એવો તર્ક કરવામાં આવ્યો છે (પૃ. ૩૫), પણ તેનો ખરો અર્થ 'ગલોલ' થાય છે. એ જ પ્રકરણમાં પૃ. ૨૬ ઉપર दतिના અર્થ વિષે 'દોણી' અથવા 'સુરાહી' એવો તર્ક કર્યો છે, પણ તેનો અર્થ 'ચામડાની મશક' થાય છે. જુઓ આચાર્ય હેમચન્દ્રના 'અભિધાન ચિન્તામણિ' માં—

दतिः खल्लः चर्ममयी त्वाल्लः करकपात्रिका (૪–૬૧)

'સુરાહી' તો આપણે ત્યાં ઘણી મોડી દાખલ થઈ હશે એમ માનવાને કારણ છે.

કુમારપાલની રાજસભાનું અને તેની દિનચર્યાનું વર્ણન પ્રાકૃત 'દ્વયાશ્રય' માં આપ્યું છે, તેનો સાર શ્રી. મોદીએ આપ્યો છે (પૃ, ૩૮ પાદટિપ્પણ). સિદ્ધરાજની રાજસભાનું સ્પષ્ટરેખ વર્ણન યશશ્ચાન્દ્રકૃત 'મુદ્રિતકુમુદચન્દ્ર પ્રકરણ' માં આવે છે; કેમકે આ રાજસભામાં દિગંબર કુમુદચન્દ્ર અને શ્વેતાંબર વાદી દેવસૂરિ વચ્ચે થયેલા વાદવિવાદ એ જ આ નાટકનો વિષય છે.

'કોલાપુરનો રાજા ગુજરાતના રાજાને પદ્મરાગમણિ ભેટ મોકલે છે.' (૪૧) 'દ્વયાશ્રય' માં તેમ જ બીજા અનેક પ્રબન્ધોમાં જેનો ઉલ્લેખ આવે છે તે कोल्लापुर મહારાષ્ટ્રમાંનું કોલાપુર નહીં. પણ પાટણની પશ્ચિમે કચ્છના રણના કિનારે કુંવરગામ પાસે આવેલું પરન્તુ અત્યારે નષ્ટ થઈ ગયેલું कोल्लापुर હતું, એમ હવે પુરાતત્ત્વજ્ઞો માને છે. આ कोल्लापुर ઘણા પ્રાચીન કાળમાં એક બંદર હતું. બૌદ્ધ જાતકોમાં પણ તેના ઉલ્લેખ આવે છે. સિદ્ધરાજના રાજ્યકાળ દરમિયાન લખાયેલા મનાતા 'સરસ્વતી પુરાણ' માં સરસ્વતીના તીરપ્રદેશ ઉપર આવેલાં તીર્થોનું વર્ણન છે ત્યાં कोल्लापुर તથા તેમાં આવેલ कोल्लापुरपीठ અર્થાત્ કોલ્લાદેવીનું સ્થાનક વગેરેના ઉલ્લેખો આવે છે. જુઓ—

पीठं कोल्लापुरं नाम देवीनां प्रीतिवर्धनम् ।

× × ×

यस्य पूर्वे महालक्ष्मीः स्थिता कोल्ला च दक्षिणे ।

× × ×

कपालीश्वरदेवस्य दक्षिणे तत् प्रतिष्ठितम् ।
कोल्लापुरं महापीठं साधकानां तु सिद्धिदम् ॥ (શ્લોક ૨૪૦–૪૬)

આ બતાવે છે કે કોલ્લાપુર તેમ જ કોલ્લાદેવીનું સ્થાનક ગુજરાતમાં આવેલાં હતાં.

'દ્વયાશ્રય'માં જેનો ઉલ્લેખ છે તે 'વસાતી' ગામ વિજાપુર પાસેનું વસઈ હશે, એમ અસંદિગ્ધપણે ન કહી શકાય, કારણ કે એ નામનાં એક કરતાં વધુ ગામો ગૂજરાતમાં છે. આ સિવાય પૃ. ૩૬ તથા ૩૭ ઉપર શ્રી. મોદીએ જે ભૌગોલિક નામોના સ્થળનિર્ણય માટે પ્રયાસ કર્યો છે તે મને નિરપવાદ રીતે વાજબી જણાય છે.

नापितवास्तु (પૃ. ૫૪) ની સમજૂતી એક 'ગામ' એ રીતે અપાઈ છે, તે મને હાલનું 'નાપાડ' ગામ હશે એમ લાગે છે.

वाह्लिकને 'દેશ' (પૃ. ૫૮) કહ્યો છે, તે પંજાબના જે પ્રદેશને પુરાણોમાં 'બાહ્લિક'

નામે ઓળખાવ્યો છે—તથા જે પ્રદેશના રહેવાસીઓને ધર્મબાહ્ય ગણાવ્યા છે—તે હોવો જોઈએ જુઓ—

वहिष्कृता हिमवता गङ्गया च तिरस्कृता ।
सरस्वत्या यमुनया कुरुक्षेत्रेण च प्रिय ॥
पञ्चाना सिन्धुषष्ठाना नदीना येऽन्तराश्रिता ।
तान्धर्मबाह्यानशुचीन् वाहीकान्परिवर्जयेत् ॥

× × ×

आरट्टा नाम वाह्लीका एतेष्वार्यो हि नो वसेत् ॥

—મહાભારત, કર્ણપર્વ, અધ્યાય ૩૭

शैखावत्यने ' રાજા ' ( પૃ ૫૯ ) કહ્યો છે, તે રાજપૂતાનામા આવેલ શેખાવટીનો રાજા હોવો જોઈએ

પરન્તુ આ બધુ તો મુખ્યત્વે અનુપૂર્તિરૂપે છે એથી શ્રી મોદીએ 'દ્વ્યાશ્રય'કાવ્ય ઉપરથી કરેલી મૂળ સકલનાનુ મૂલ્ય કોઈ રીતે ઘટતું નથી એનો વિષય જ એવો છે કે જેટલી અભ્યાસીઓ માટે તેટલી જ સામાન્ય વાચનાર માટે પણ તે આકર્ષક થઈ પડગે

શ્રી મોદીએ પ્રસ્તાવનામા જ કહ્યુ છે તે પ્રમાણે, " આ પુસ્તક સામાજિક ઇતિહાસ નથી બીજા ઘણા પુસ્તકોમાથી આવી તારવણી કર્યા પછી જ સામાજિક ઇતિહાસ તૈયાર થઈ શકે " તો અત્યાર સુધીમા મધ્યકાલીન ગુજરાતમા લખાયેલ જે સખ્યાબધ કાવ્ય—નાટકો, ઐતિહાસિક પ્રબન્ધો, ઉત્કીર્ણ લેખો, ગ્રન્થપ્રશસ્તિઓ વગેરે મળ્યા છે તે ઉપરથી ગુજરાતનો એક સામાજિક ઇતિહાસ શ્રી રામલાલ મોદી સાહિત્યપ્રિય જનતાને આપે એવી આશા રાખવી વધારે પડતી નથી

અતમા તો હેમચન્દ્રના આ દુર્ગમ વ્યાકરણકાવ્યનો તલસ્પર્શી અભ્યાસ કરીને આવુ સુન્દર પુસ્તક ગુજરાતને ચરણે ધરવા બદલ આપણે શ્રી મોદીને અભિનદન આપવાના જ રહે છે

ભોગીલાલ જ. સાંડેસરા

# અવસાન નોંધ

## કે.વા. મહામહોપાધ્યાય વાસુદેવશાસ્ત્રી અભ્યંકર

મ. મ. વાસુદેવશાસ્ત્રી તા. ૧૪-૧૦-'૪૨ ના રોજ એંશીમા વર્ષે પૂણા મુકામે કૈલાસવાસી થયા. તેમના અવસાનથી હિન્દુસ્તાનના ઉત્કૃષ્ટ કોટિના સંસ્કૃત પંડિતોની પંક્તિમાં ન પુરાય એવી ખોટ પડી છે. શાસ્ત્રીજીનો પોતાનો વિષય વ્યાકરણ હતો, અને આ યુગના મહાન વૈયાકરણોમાં તેમનું અગ્રસ્થાન હતું. સાથે સાથે સંસ્કૃત વિદ્યાના અનેકાનેક પ્રવાહોમાં — ખાસ કરીને વેદાન્તમાં — તેઓ પારંગત હતા.



ઉત્કૃષ્ટ વિદ્વાન હોવા ઉપરાંત તેઓ સમર્થ અધ્યાપક પણ હતા; કાલિદાસ જે ઉભય પ્રકારના ગુણોને 'શિક્ષકોની ધુરામાં' પ્રતિષ્ઠિત થવા આવશ્યક ગણે છે તે બન્ને તેમનામાં હતા: તેમણે વિદ્યાને પોતા વિષે 'શ્લિષ્ટ'—'સુસંગત' 'ચોક્કસ' કરી હતી; અને અન્યને વિષે તેમની 'સંક્રાન્તિ' 'વિશેષ-યુક્ત' હતી.

શાસ્ત્રીજીની બીજી વિશેષતા એ હતી કે, તેઓ સંસ્કૃતના આવા મહાન વિદ્વાન હતા પણ એ ભાષાના અનેક વિદ્વાનોમાં અને શાસ્ત્રીઓમાં સ્વભાષા ઉપર સંસ્કૃતને અસ્થાને આક્રમણ કરવા દેવાનો જે દોષ હોય છે તે તેમનામાં મુદ્દલ ન હતો. એક મરાઠી વિદ્વાન જણાવે છે તે પ્રમાણે તેમનું 'મરાઠી અસ્ખલિત અને ઘરગથુ સાદું હોઈને સુબોધ' છે (મહારાષ્ટ્ર સાહિત્ય પત્રિકા: ૧૯૪૩. વ. ૧૬. અં. ૧. પૃ. ૧૯). તેમનાં મરાઠી લખાણોમાં કોઈપણ જાતની ક્લિષ્ટતા કે આડંબર નથી, એ ખાસ નોંધવા જેવું છે.

તેમની અધ્યાપનશૈલી પણ આ જાતની જ હતી. આ નોંધ લખનારને તેમના વિદ્યાર્થી હોવાનું સદ્ભાગ્ય પ્રાપ્ત થયું હતું. તેમને વેદાન્ત શીખવતા કે પ્રામાણ્યવાદનું પૃથક્કરણ કરતા કે 'મમ્મટ બહુ થોડું બોલનારો છે' એમ પ્રસ્તાવના કરી કાવ્યપ્રકાશની ગ્રન્થિઓ સરળ કરતા જેમણે સાંભળ્યા છે તેઓ કદી તેમને વીસરી શકે તેમ નથી. તેમના પૃથક્કરણને અમે ઘણી વાર પીંજારાની કળા સાથે સરખાવતા. પીંજારો જેમ ગમે તેવા ઘટ્ટ રૂને પણ ગ્રન્થિઓ વિનાનું સાફ અને મૃદુ કરી નાંખે છે તેવું ભાન કોઈ પણ કઠિન ને જટિલ વિષય તેમની પાસે શીખતાં થતું. તેમની પાસે ભણવાનો આનન્દ ઓર જ હતો.

શાસ્ત્રીજીનો જન્મ તા. ૬-૮-૧૮૬૩ ના રોજ થયો હતો. તેઓ મૂળ સતારાના હતા. તેમની ગુરુપરંપરા વિશિષ્ટ પ્રકારની હતી. પ્રસિદ્ધ ઉદ્યોતકાર નાગોજીભટ્ટ (જેમ અટક કાળે હતી અને જે મૂળ તાજગાંવ (સતારા જિલ્લો)ના હતા તે) બનારસમાં પ્રતિષ્ઠિત થયા હતા. તેમના શિષ્ય વૈદ્યનાથ પાયગુંડે (બનારસ) ના શિષ્ય નીલકંઠ શાસ્ત્રીજી—એ પરંપરા મહારાષ્ટ્રમાં લાવ્યા. વાસુદેવશાસ્ત્રીના પિતામહ ભાસ્કરશાસ્ત્રી અભ્યંકર નીલકંઠશાસ્ત્રીના શિષ્ય

હતા પિતામહના અવસાન સમયે વાસુદેવની ઉમ્મર સાત વર્ષની હતી. પણ ભાસ્કરશાસ્ત્રીના શિષ્ય રામશાસ્ત્રી ગોડબોલેએ પોતાનુ ઋણ, અભ્યંકર કુટુમ્બમા રહી વાસુદેવમા તેના પિતામહની વિદ્યા સક્રાન્ત કરી, અદા કર્યું એ નોધવા જેવું છે કે વાસુદેવશાસ્ત્રીના સબ્રહ્મચારી રાજારામશાસ્ત્રી કાર્લેકરના શિષ્યો—બાળશાસ્ત્રી ગનાડે (બાલસરસ્વતી) અને ગગાધરશાસ્ત્રી તેલગ સી આઈ ઈ પણ—આ પરપરામા હતા

આઠ વર્ષથી વીસ વર્ષની ઉમર સુધીમા વાસુદેવે વ્યાકરણનુ સાગોપાગ અધ્યયન પૂરુ કર્યુ, અને તરત જ અધ્યાપન તથા ગ્રથલેખનનુ કામ પણ શરૂ કર્યુ ઇ સ ૧૮૯૦મા તેઓ પૂણા આવ્યા, અને સસ્કૃત પાઠશાળા તથા ફર્ગ્યુસન કોલેજમા પડિત તરીકે નિમાયા આ અધ્યાપનકાળ દરમિયાન તેમણે પોતાનુ અધ્યયન સતત ચાલુ રાખ્યુ, જેને પરિણામે તેમને વેદાન્ત, ન્યાય, ધર્મશાસ્ત્ર, મીમાંસા વગેરે શાસ્ત્રોમા પારગતતા પ્રાપ્ત થઈ ઈ સ ૧૯૨૧મા તેમને સરકાર તરફથી મહામહોપાધ્યાયની પદવી પ્રાપ્ત થઈ ૧૯૨૯મા સેવામાથી નિવૃત્ત થયા છતા તેમનુ અધ્યાપનનું કાર્ય અને લેખનપ્રવૃત્તિ ઠેઠ અતકાળ સુધી ચાલુ રહ્યા તેમના છેવટના ગ્રથોમા પતજલિના મહાભાષ્યનો મરાઠી અનુવાદ તથા કાયામોદ, સાધનામોદ અને મોક્ષામોદ ગણાવી શકાય તેમના પુત્ર પ્રો કે. વિ અભ્યકર જણાવે છે કે વાસુદેવ શાસ્ત્રીએ પોતાના છેલ્લા દિવસોમા પોતાના બધા સ્વતત્ર ગ્રથોને 'આમોદ' સજ્ઞાથી અકિત કરવાનો વિચાર કર્યો હતો, અને એ રીતે તેર આમોદ* તેમણે રચ્યા હતા, તેમણે લગભગ પચીસ જેટલા ગ્રથો રચ્યા છે

તેમના મરાઠી ગ્રથોમા—શાકરભાષ્યનો (ટિપ્પણીઓ સાથે) અનુવાદ અને પતજલિના વ્યાકરણ મહાભાષ્યનો અનુવાદ અસાધારણ વિદ્વત્તા અને નિરૂપણના નમૂના છે આ બન્ને અનુવાદોને હિન્દી અને ગુજરાતી રૂપાન્તર અપાય તો વિદ્યાર્થીઓ ઉપર ઘણો ઉપકાર થાય

આપણી સોસાયટીને તેમણે તા. ૭–૧૧–૪૦ ના રોજ મુલાકાત આપી હતી અને 'ગીતાનો ઉપદેશ' એ વિષય ઉપર સરલ અને મધુર સસ્કૃતમા ટુકુ પણ મર્મગ્રાહી પ્રવચન કર્યું હતું

તેમના વિદ્યોપાસના અને તપ તેમની પરપરાને જીવન્ત રાખો !

ર. છો પ

## સદ્ગત ડો. વિષ્ણુ સીતારામ સુકથન્કર
[ ૧૮૮૭ મે ૪—૧૯૪૩ જાન્યુઆરી ૨૧ ]

ડો સુકથન્કરના અચાનક અવસાનની ખબરથી ભારતીય સસ્કૃતિમા રસ લેનાર દરેકને ભારે આઘાત થયો છે ડો સુકથન્કરનું સ્મરણ એટલે મહાભારતનું સ્મરણ—અને મહાભારતનુ ભારતીય સસ્કૃતિમા જે અનન્ય સાધારણ મહત્ત્વ છે તેની છાયા ડો સુકથન્કર

* (૧) પરિભાષામોદ, ૧૮૮૯, (અપ્રકટ), (૨) શેખરામોદ ૧૮૯૮ (અપ્રકટ), (૩) પ્રકાશામોદ ૧૯૦૬, (૪) અદ્વૈતામોદ (૧૯૧૮), (૫) દર્શનામોદ (સર્વદર્શન ઉપર ટીકા) ૧૯૨૪, (૬) ધર્મામોદ ૧૯૨૬, (૭) કુણ્ડામોદ ૧૯૩૧, (૮) ન્યાયામોદ—૧૯૩૭, (૯) ગીતામોદ—૧૯૩૮, (૧૦) સિદ્ધાન્તામોદ ૧૯૩૮, (૧૧) કાયામોદ ૧૯૩૯, (૧૨) સાધનામોદ (અપ્રકટ), (૧૩) મોક્ષામોદ (અધૂરું લખાણ)



ઉપર પણ પડેલી હતી. ભાણ્ડારકર ઓરિયેન્ટલ રિસર્ચ ઇન્સ્ટિટ્યુટે મહાભારતના શાસ્ત્રીય સંપાદનના મહાભારતકામનો ૧૯૧૯ ના અરસામાં પ્રારંભ કર્યો. પ્રો. ઉદ્દગીકર તેના પ્રથમ સંપાદકોમાં એક હતા. તેમના અકાલ અવસાનથી એ કામ લથડી પડ્યું હતું; અને તેમાં કાંઈ પ્રગતિ થતી ન હતી. ડૉ. સુકથન્કર ૧૯૨૫માં ભાણ્ડારકર ઇન્સ્ટિટ્યુટમાં જોડાયા; અને મહાભારતના શાસ્ત્રીય સંપાદનની યોજના કરી ૧૯૨૭માં આદિ પર્વનો થોડોક ભાગ પ્રકટ કર્યો અને ૧૯૩૩ માં આખું આદિપર્વ 'Prolegomena' 'કાર્ય-પદ્ધતિની યોજના નિરૂપણ કરતી પ્રસ્તાવના' સાથે બહાર પાડ્યું. મહાભારતના જુદા જુદા પર્વોનું સંપાદન જુદા જુદા વિદ્વાનો તેમણે નક્કી કરેલી યોજના પ્રમાણે તૈયાર કરી રહ્યા છે; અને આપણે આશા રાખીએ કે આખું કામ એ પદ્ધતિને અનુસરીને થશે. પણ ડૉ. સુકથન્કરની વિશેષતા અન્યત્ર મળશે કે કેમ તે શંકા છે. ડૉ. વિન્ટરનિત્સે તેમને વિષે જે શબ્દો કહ્યા છે તે સર્વથા ઉચિત છેઃ "હિન્દુસ્તાનમાં કે યુરપમાં એવો કોઈ વિદ્વાન નહિ મળે કે જે ડૉ. સુકથન્કર કરતાં વધારે સારું કામ કરી શકત." (ભારતીય વિદ્યા. પૃ. ૧૧૬). ડૉ. સુકથન્કરની છેવટની સચેતન ક્ષણો પણ મહાભારતની ઉપાસનામાં જ રોકાયેલી હતી. બૉમ્બે યુનિવર્સિટી સમક્ષ તેઓ Three dimensional view of the Mahabharat" ઉપર જે વ્યાખ્યાનો આપતા હતા તેનું લખાણ ટાઇપ કરતા હતા. તે સમયે જ તેમના ઉપર રોગે આક્રમણ કર્યું; અને થોડા કલાકમાં તેમનું અવસાન થયું.

ડૉ. સુકથન્કર સંશોધનનાં બીજાં ક્ષેત્રોમાં પણ જાણીતા હતા. ખાસ કરીને ભાસનાં નાટકોની તેમની વિગતવાર આલોચનાઓ એ વિષયના અભ્યાસીઓને બહુ ઉપયોગી છે. છતાં તેમનું સંસ્મરણ તો મહાભારત સાથે જ રહેશે. અને તેમનું સાચું સ્મારક ઉત્તમ પ્રકારે થયેલા મહાભારતના શાસ્ત્રીય સંપાદનની પૂર્ણાહુતિ વેળાએ જ ખડું થશે.

ગુ. વ. સોસાયટીને ઉચ્ચ અભ્યાસ અને સંશોધનને માટે યોગ્ય સંસ્થા તરીકે ગણવા બાબત મુંબઈ યુનિવરસિટીએ જે સમિતિ નીમી હતી તેમાં ડૉ. સુકથન્કર પણ એક સભ્ય હતા. તેમણે તા. ૨૧–૭–'૪૧ ના રોજ તે સમિતિના સભ્ય તરીકે આ સંસ્થાની મુલાકાત લીધી હતી.

ર. છો. પ.



મૃગ-નીહારિકા મધ્યભાગ [ માઉન્ટ વિલ્સન વેધશાળા



સંક્રામક તારકો



## વિનંતી

આચાર્યશ્રી આનન્દશંકર બાપુભાઈ ધ્રુવના સ્મારક ગ્રંથમાં લેખો લેવાની મુદત તા ૩૦મી જુન ૧૯૪૩ સુધી લંબાવી છે તેમાં આચાર્યશ્રીના અંગત સંસ્મરણોના તથા શાસ્ત્રીય વિચારણા અને સંશોધનના લેખો ગુજરાતી, હિન્દી, સંસ્કૃત કે અંગ્રેજીમાં લખાયેલા પ્રકટ કરવાનું ધાર્યું છે તો આપને વિનંતી કરવાની કે આપ એક અથવા બીજા અગર બંને પ્રકારના લેખો તે તારીખ સુધીમાં મોકલી આપી આભારી કરશો


ગૂ. વ. સોસાયટી ભદ્ર,
પો. બો. નં. ૨૩
અમદાવાદ,
તા. ૨૮–૩–૪૩

લિ૦ સેવકો,
રસિકલાલ છો. પરીખ
ઉમાશંકર જોષી
રતિલાલ મો. ત્રિવેદી
તંત્રીઓ, આચાર્ય ધ્રુવ સ્મારક ગ્રંથ

# સ્વીકાર

૦-૪-૦

૧૦૯ વિશિષ્ટાદ્વૈતમત : અનુઃ માધવલાલ દ. કોઠારી ૦-૮-૦

૧૧૦ લોકગંગા ૦-૮-૦

૧૧૧ ભારતનો મહાવીર પડોશી ૦-૮-૦

૧૧૨ ધ્વજ-મિલાપ ૦-૮-૦

૧૧૩ બાપુના પારણાં

(૧૧૦–૧૧૩: ઝવેરચંદ મેઘાણી અને મગનલાલ સતીકુમાર — ફુલછાબ પ્રકાશન શ્રેણી-રાણપુર)

૧૧૪ શ્રી રામકૃષ્ણ (કિશોરો માટે) પ્રફુલ્લ પ્રાણલાલ ઠાકોર

૧૧૫ શ્રી. ગૌરાંગ મહાપ્રભુ : રત્નેશ્વર ભવાનીશંકર વકીલ

(૧૧૪–૧૧૫: રામકૃષ્ણ સેવા સમિતિ—અમદાવાદ)

૧૧૬ Vasant Vilasa an old Gujarati Phagu Ed. by. K. B. Vyas: N. M. Tripathi & Co. 2-8-0

૦-૬-૦

૧૧૭ સંસ્કાર મૂલ્યો: રજનીકાન્ત અં. શાહ ૨-૦-૦

૧૧૮ પદ્યસંઘ ભા-૧-૨: નગીનદાસ પુ. સંઘવી ૧-૪-૦

૧૧૯ योगानुभव सुखसागर योगविंशिका : શ્રી બુદ્ધિસાગરસૂરિ ૨-૮-૦

૧૨૦ વિસનગર : મહાસુખભાઇ ચુનીલાલ શેઠ ૧-૦-૦

૧૨૧ દિવાસ્વપ્ન : સ્વ. ગિજુભાઈ : સન્માન શ્રેણી પ્રકાશનમાળા-૧ 1-8-0

૧૨૨ Education in England : K. S. Vakil

૧૨૩ A Discriptive Catalogue of Sanskrit Mss. Of the Vinayak Mahadev Gorhe Collection :R. G. Harshe

૧૨૪ આપણો ધર્મ : ડૉ. આનંદશંકર ધ્રુવ : શ્રી. લીલાવતી લાલભાઈ. ૪-૦-૦
પાનકોરનાકા, અમદાવાદ

૧-૮-૦

૧૨૫ રશ્મિ ૧૯૪૨-૪૩ : ગુજરાતી સાહિત્ય મંડળ-મુંબઇ ૦-૧૦-૦

૧૨૬ અર્જુન-ઉર્વશી : ગોવિન્દ હ. પટેલ, ધર્મજ

૧૨૭ हिन्दु राज्यतंत्र खंड, २ : અનુ : રામચન્દ્ર વર્મા १-०-०

૧૨૮ रत्नाकर : જગન્નાથ રત્નાકર २-०-०

૧૨૯ राजरुपक : સં. પંડિત રામકર્ણ ५-०-०

(૧૨૭–૧૨૯: काशी नागरी प्रचारिणी सभा-काशी)

१३० बृहस्पतिस्मृति : R V. Rangaswami Aiyanger 15-0-0

१३१ सेकोद्देशटीका (नडपाद) Mario E. Carelli

१३२ कृत्यकल्पतरो भा. ५ (दानकाण्डम्) R V. Rangaswami Aiyangar. 2-8-0

१३३ माधवानलकामकन्दलाप्रबन्धः भा. १: M. R. Majmudar 9-0-0

१३४ तर्कभाषा (मोक्षाकर गुप्त) Embaer Krishnamacharya 10-0-0

૧૩૫ A Descriptive Catalogue of Manuscripts at the Oriental Institute, Baroda Vol II Srauta Sutras & Prayogas. by K. S. Ramswami Shastri Siromani 2-0-0 / 6-4-0

૧૩૬ An Alphabetical list of Manuscripts in the Oriental Institute, Baroda Vol. I by Raghavan Nambiyar Shiromani. 9-0-0

(१३०–૧૩૬: G. O. S. Vols. 85, 90, 92, 93, 94, 96 & 97 Oriental Institute, Baroda.)

૧૩૭ પશુરોગ ચિકિત્સક : ડો. મોતીચંદ ફુરજી ઝવેરી. ૦-૪-૦

૧૩૮ અંજલિ : સુભદ્રાબ્હેન ધ્રુ. ૧-૪-૦

૧૩૯ Twenty Five Years of Epic & Puranic Studies : by A. D. Pusaldes.

૧૪૦ ચંદ્રશંકરનાં કાવ્યો : સં. કાન્તિલાલ છ. પંડ્યા : એન એમ ત્રિપાઠી એન્ડ કુ. ૨-૮-૦

૧૪૧ કલાન્ત કવિ : સં. ઉમાશંકર જોષી : ગુજરાત સાહિત્ય સભા અમદાવાદ. ૨-૪-૦

૧૪૨ Oriental Treasures : Jamshed C. Katrak Bombay.

# સન ૧૯૪૨–૪૩નાં ભેટનાં પુસ્તકો

ગુજરાત વર્નાક્યુલર સોસાયટીના આજીવન સભાસદોને ભેટ આપવાનાં નીચે જણાવેલા પાંચ પુસ્તકો તૈયાર થયા છે, અને તે **અમદાવાદમાં તા. ૧લી એપ્રિલથી અને બહારગામના સભાસદોને તા ૧૫મી** એપ્રિલથી ક્રમસર આપવામા આવશે. આ પુસ્તકોનો લાભ સને ૧૯૪૩ના માર્ચની આખર સુધીમા દાખલ થયેલા સભ્યોને મળશે.

ભેટનાં પુસ્તકોનુ રવાનગી ખર્ચ, રજિસ્ટ્રેશન ખર્ચ, સાથે આશરે એક રૂપિયો થવા સભવ છે, તેથી મોટા શહેરના સભાસદોને તે પુસ્તકો કોઈ સભાસદ યા મિત્રદ્વારા મોકલવા ગોઠવણ કરવામા આવશે

| નં | પુસ્તકનું નામ | કીમત |
|---|---|---|
| ૧ | આયુર્વેદનો ઇતિહાસ | ૧—૦—૦ |
| ૨ | દિગ્દર્શન | ૧—૦—૦ |
| ૩ | શ્રીશારદાદેવી | ૧—૦—૦ |
| ૪ | ખેતીની જમીન | ૦—૧૨—૦ |
| ૫ | વિજ્ઞાનની વાટે, | ૦—૧૨—૦ |
| | અને | કુલ રૂ ——— |
| | | ૪—૮—૦ |

ગુ વ સોસાયટીનો અહેવાલ—સન ૧૯૪૧–૪૨

---

**સૂચના**—જે આજીવન સભાસદો તરફથી રજિસ્ટ્રેશન ખર્ચના ત્રણ આના વેળાસર મળશે તેમને આ ભેટના પુસ્તકો બીજી કોઈ વ્યવસ્થા નહિ થઈ હોય તો રજિસ્ટર્ડ **બુક–પોસ્ટથી ક્રમસર** મોકલવામાં આવશે

## "નોંધાયેલાં" પુસ્તકાલયોને સૂચના

સોસાયટીમા સન ૧૯૪૩ના માર્ચની આખર સુધીમા "નોધાયેલા" તમામ પુસ્તકાલયોના વ્યવસ્થાપકોને ખબર આપવામા આવે છે કે સન ૧૯૪૨–૪૩ના ભેટ આપવાના ઉપરના પાચ પુસ્તકો તૈયાર થયા છે તે પુસ્તકો **જે પુસ્તકાલયોનાં માહિતીપત્રકો આવી ગયાં છે તેમને** આપવામા આવસે તો જે પુસ્તકાલયોએ હજી સુધી માહિતીપત્રકો ભરી મોકલ્યા ન હોય તેમણે તા ૧૦–૪–'૪૩ સુધીમા તે મોકલાવી આપવા, જેથી પુસ્તકો મોકલવામા વિલબ ન થાય

જે "નોધાયેલા" પુસ્તકાલયોને કોઈ સંસ્થા અથવા સભાસદ મારફત પુસ્તકો પહોચાડવાની વ્યવસ્થા નથી તેવા પુસ્તકાલયોના વ્યવસ્થાપકોને પુસ્તકોના રવાનગી ખર્ચનો **એક રૂપિયો તા ૧૦ મી એપ્રિલ ૧૯૪૩** સુધીમાં મોકલી આપવા વિનતી છે જેમના તરફથી ઉપરની તારીખ સુધીમાં રવાનગી ખર્ચની રકમ નહિ મળે, તેમને ભેટના પુસ્તકો ટપાલ ખર્ચ જેટલી રકમના વી પી થી રવાના થશે

જે "નોધાયેલા" પુસ્તકાલયોને સસ્થા અગર સભાસદદ્વારા પુસ્તકો મોકલાય છે તેમને, તેમના માહિતીપત્રકો તા ૧૦–૪–'૪૩ સુધીમા આવી ગયા હશે તો જ, તે વ્યવસ્થાથી મોકલાશે ઉપરની તારીખ પછી માહિતીપત્રક મોકલનારે રવાનગી ખર્ચની રકમ મોકલવી પડશે, નહિ તો તેમને ટપાલખર્ચ જેટલી રકમના વી પીથી મોકલવામાં આવશે

પો બો નં ૨૩, ભદ્ર,
અમદાવાદ
તા ૨૮–૩–૧૯૪૨

વિદ્યાબહેન ર નીલકઠ,
ઓન સેક્રેટરી, ગુ વ સોસાયટી

# બુદ્ધિપ્રકાશ

## ત્રૈમાસિક

ગુજરાત વર્નાક્યુલર સોસાયટી (અમદાવાદ) તરફથી તંત્રી અને પ્રકાશક
રસિકલાલ છો. પરીખ

વર્ષ ૯૦મું: અંક બીજો] એપ્રિલ-જૂન ૧૯૪૩ [વાર્ષિક ૧-૮ : છૂટક ૦-૮-૦

## અનુક્રમ



### સમાલોચના

# આચાર્ય ધ્રુવ સ્મારક ગ્રંથ

આ ગ્રંથમાં આચાર્યશ્રીની સ્મૃતિના સમ્માનાર્થે હિન્દુસ્તાનના જુદા જુદા પ્રાંતોમાંથી વિદ્વાનોએ અંગત સંસ્મરણો તથા વિવિધ વિષયો ઉપર વિદ્વત્તાભર્યા ૧૦૦/જેટલા લેખો આપ્યા છે મોટા ભાગના લેખો ગુજરાતી તથા અંગ્રેજી બે ભાષામા છે જેમના લખાણો આ ગ્રંથમા આવવાના છે તેમા મહાત્મા ગાંધીજી, પંડિત મદનમોહન માલવીયા, ડૉ. સર રાધાકૃષ્ણન્, દી બા કૃષ્ણલાલ મો. ઝવેરી પ્રો. અતિસુખશંકર ત્રિવેદી કવિ લલિતજી, પ્રો. વિષ્ણુપ્રસાદ ત્રિવેદી, પ્રો. રેવાશંકર માંકડ, શેઠ શ્રી કસ્તુરભાઈ લાલભાઈ માન ગણેશ વા માવળંકર, ડૉ. હરિપ્રસાદ દેસાઈ, શ્રી એન સી મહેતા આઈ સી-એસ, શ્રી રવિશંકર રાવળ, સાગભાઈ નનામ, પંડિત સુખલાલજી, બાબુ ક્ષિતિમોહનસેન (શાન્તિનિકેતન), પ્રો. એસ ડી પુણતાંબેકર (બનારસ), ડૉ. એ એસ અલ્તેકર (બનારસ), ડૉ. એસ કે મૈત્ર (બનારસ), પ્રો. વિધુશેખર શાસ્ત્રી (કલકત્તા), ડૉ. ભટ્ટાચાર્ય (વડોદરા), પ્રો. વાડિયા (માઇસોર), ડૉ. સુનીતિકુમાર ચાતુર્જ્યા (કલકત્તા), ડૉ. વી રાઘવન (મદ્રાસ), ડૉ. બુલચંદ (બનારસ), પ્રો. સી કુન્હાન રાજા (મદ્રાસ), પ્રિ ગુરુમુખ નિહાલસિંગ (અમદાવાદ), પ્રો. જૈન (બનારસ), પ્રો. દાવર, સર મહેબુબ કાદરી વગેરે વગેરે

પ્રસ્તુત ગ્રંથ ક્રાઉન આઠ પેજી સાઈઝના આશરે ૯૦૦ પાનાનો થશે તે ઉપરાત તેમા રંગીન તેમ જ સાદા ચિત્રો સુમારે અત્યારે કાગળની અસાધારણ અછત તથા મોંઘવારી હોવાને કારણે ગ્રંથની નકલો મોટી સંખ્યામા કાઢવાનું શક્ય નથી તેથી જેમને તે ખરીદવાની ઇચ્છા હોય તે સોસાયટી ઉપર અગાઉથી રૂ૧૦)-મોકલી પોતાનુ નામ નોંધાવે તે અગત્યભર્યું થશે **સોસાયટીના આજીવન સભ્યોને તથા નોંધાયેલા પુસ્તકાલયોને આ ગ્રંથ છાપેલી કીમત કરતા રૂ ૨)-કાપીને આપવામાં આવશે.** તેમને પણ વિનતી છે કે તેઓ રૂ ૮)-મોકલી પોતાનુ નામ અગાઉથી નોંધાવે, જેથી તે ક્રમમા તેમને આપી શકાય ગ્રંથની કીમત હાલની મોંઘવારીના કારણે રૂ૧૦)-જેટલી થવાનો સંભવ છે આના કરતા વધારે કીમત રાખવાની સ્થિતિ ઊભી થશે તોપણ તા ૩૧-૮-૧૯૪૩ સુધીમા રકમ મોકલી પોતાનુ નામ નોંધાવનારને ઉપરની કીમતમા જ પુસ્તક આપવામા આવશે

ભદ્ર, અમદાવાદ
તા ૫-૭-૪૩

વિદ્યાબહેન ર નીલકંઠ
ઑન સેક્રેટરી, ગુજરાત વર્નાક્યુલર સોસાયટી

મુદ્રક મણિલાલ કલ્યાણદાસ પટેલ, ધી સૂર્યપ્રકાશ પ્રિન્ટિંગ પ્રેસ,
ઠે પાનકૂવા દરવાજા મહાલક્ષ્મી ...ગ સામે-અમદાવાદ

बुद्धिप्रकाश

Buddhiprakash

पुस्तक ९० मुं ] एप्रिल–जून : १९४३ [ अंक २

# ‘ મદાલસા આખ્યાન ’ અને ‘ માર્કંડેયપુરાણ ’

પ્રો. પ્રસન્ન ન. વકીલ

**મ**ધ્યકાલીન ગુજરાતી સાહિત્યમાં આદિથી અંત સુધી ‘ માર્કંડેયપુરાણ ’નું પદ્યબંધ ભાષાંતર કરનાર તરીકે પ્રેમાનંદ સિવાય અન્ય કોઈ કવિનું નામ મળતું નથી. ‘ હરિશ્ચન્દ્રાખ્યાન ’ વગેરે એનાં પૃથક્ અંગો પરથી આખ્યાનો રચનાર કવિઓ થઈ ગયા છે. પરંતુ આખા પુરાણને ગુજરાતી અવતાર આપનાર અન્ય કોઈ કવિ થયો જણાતો નથી.

આ ‘ માર્કંડેયપુરાણ ’ના કર્તૃત્વ વિશે પ્રથમવાર શંકા સ્વ. ઇચ્છારામ સૂર્યરામ દેસાઈએ ઉઠાવી. ના, શંકા જ નહિ, એમણે તો ભારપૂર્વક જાહેર કર્યું કે “ આખા આખ્યાનનું મેં ત્રણવાર અવલોકન કર્યું છે, અને તે ઉપરથી હું નિશ્ચયપૂર્વક કહી શકું છું કે ‘ માર્કંડેય-પુરાણ ’, કવિચક્રચૂડામણિ પ્રેમાનંદનું રચેલું નથી જ. એ કોઈ પ્રેમાનંદ નામધારી અન્ય કવિનું રચેલું હશે; અથવા કોઈ શિષ્યે પ્રેમાનંદનાં નામ પર ઠોકી માર્યું છે ! ”[1] ( બૃહદ્-કાવ્ય દોહન ભાગ ૭. પ્રસ્તાવના પૃ. ૬. )

---

૧, માર્કંડેયપુરાણ વિશેનો આ અભિપ્રાય સ્વ. ઈ. સૂ. દેસાઈએ ઉચ્ચાર્યો તે સાચેસાચ પ્રતીતિથી નહિ, પરંતુ સ્વ. કે. હ. ધ્રુવે બૃહત્કાવ્યદોહનમાં છપાયેલા “ દ્રૌપદી સ્વયંવર ” “ સ્વર્ગની નીસરણી ” અને “ દશમલીલા ” આદિ કાવ્યો વિશે શંકા ઉઠાવી તેના એક પરોક્ષ રદિયારૂપે, એમ શ્રી. નટવરલાલ દેસાઈનું મંતવ્ય છે. જુઓ: માર્કંડેયપુરાણનું પ્રાસ્તાવિક નિવેદન તથા “ માર્કંડેયપુરાણના કર્તૃત્વ વિશે પુનઃ વિચાર ” ના બંને લેખો: “ બુદ્ધિપ્રકાશ ” એપ્રિલ–જૂન–સપ્ટેંબર ૧૯૪૦ ) કે. હ. ધ્રુવે એમના સુપ્રસિદ્ધ લેખ, “ પ્રેમાનંદના જીવનના પાંચ પ્રસ્તાવ ” માં નાટકો, ‘ દ્રૌપદી સ્વયંવર ’ જેવી બૃ. કા. દો. માં જ છપાયેલી કૃતિઓને પ્રેમાનંદીય માનનારાને ‘ શ્રદ્ધાશીલ ’ અને ‘ આંખ મીંચીને ’ ગમે તે કાવ્ય પ્રેમાનંદને નામે સ્વીકારી લેનારા મનુષ્યો તરીકે ઓળખાવ્યા છે. આના એક આડા જવાબ રૂપે જ સ્વ. ઈ સૂ. દેસાઈએ માર્કંડેયપુરાણ વિશે શંકા ઉઠાવી એમ શ્રી. નટવરલાલ દેસાઈનું કહેવું છે. આ મંતવ્યના સમર્થનમાં એમણે ‘ ગુજરાતી ’ માં ઈ. સ. ૧૯૧૨ માં પ્રસિદ્ધ થયેલાં ચર્ચાપત્રોમાંથી વિસ્તાર-પૂર્વક અવતરણો પણ આપ્યાં છે. આમાંનું એકપણ અવતરણ એમ તો પુરવાર નથી જ કરતું કે સ્વ દેસાઈને માર્કંડેયપુરાણના કર્તૃત્વ માટે પ્રથમથી શંકા નહોતી. માર્કંડેયપુરાણમાંથી છૂટક ‘ દેવીચરિત્ર ’ અને ‘ હરિશ્ચન્દ્રાખ્યાન ’ એમણે બૃ. કા. દો. માં પ્રેમાનંદને નામે છપાવેલાં એ વાત સાચી છે. બ. કા. દો. ની આખી પ્રવૃત્તિનું લક્ષ્ય માત્ર તો એ જણાય છે કે જૂનું વા જૂનું કહેવાતું, જે કાંઈ મળે તે એકવાર તો છપાવી નાંખવું. એમાંથી ચાળણટાળણ કરવું હોય તો તે જૂની ગુજરાતીના ભાવી અભ્યાસીઓ ભલે કરે. એ રીતે સંશોધકોનો માર્ગ એમણે ઘણો સરળ

પ્રેમાનંદની રચેલી કહેવાતી અમુક અમુક કૃતિઓ વિશે નકી થયા કરનાના સામાન્ય કારણો અત્યંત જાણીતા હોવાથી એમાં લંબાણપૂર્વક ઊતરવાની આવશ્યકતા નથી દલપતરામીનું જેમાં ભાગેભાગ અનુકરણ જોઈ શકાય એવી સર્વથા ભિન્ન પ્રકારની લખાવટ, પ્રેમાનંદ–શામળના કલ્પિત ઝઘડાના પ્રત્યક્ષ ઉલ્લેખો, કહેવતોનું બાહુલ્ય, અનુચિત પ્રસંગવર્ણનો, ગુજરાતીતાનો સદંતર અભાવ, વગેરે લક્ષણો વત્તાઓછા પ્રમાણમાં જે જે કૃતિઓમાં જણાય છે તે જ કૃતિઓની હાથપ્રતો આજ ઉપલબ્ધ નથી એ હકીકત ખાસ ધ્યાન ખેંચનારી છે વળી આ જ કૃતિઓમાં કવિના સ્વભાવાભિમાનના ઉલ્લેખો, કવિના શિષ્યમંડળની હકીકતો, અમુક અમુક રસના કાવ્યો, રચવા–રચાવાની લીધેલી પ્રતિજ્ઞાઓ, પુરાણીઓ સાથેના ઝઘડાઓ, પ્રેમાનંદ–શામળ સ્પર્ધાના પ્રસંગો યોજાયા જોવામાં આવે છે નાટકો, દ્રૌપદીહરણ, ઋષ્યશૃંગાખ્યાન, અષ્ટવક્રાખ્યાન, મહાભારતના પર્વો આદિ કાવ્યો માંથી કોઈ એકની પણ આજે હાથપ્રત ઉપલબ્ધ નથી એ કૃતિઓમાં, નળાખ્યાન, ચન્દ્રહાસાખ્યાન, અભિમન્યુઆખ્યાન, દશમસ્કંધ વગેરે કૃતિઓના કવિ કરતાં કોઈ સર્વથા ભિન્ન પ્રકૃતિનો મનુષ્ય લખી રહ્યો છે એમ પ્રતીતિ થયા વગર રહેતી નથી તેથી એ બંને પ્રકારની કૃતિઓ રચનાર એક જ વ્યક્તિ છે એ વિધાન આપણે ગળે ઊતરતું નથી એ વિધાનની પ્રતીતિ ખાતર તો આપણે દ્રૌપદીહરણાદિ કૃતિઓમાંથી એકની પણ હાથપ્રત જોવા આતુર છીએ સામે પક્ષે એમ દલીલ કરવામાં આવે છે કે પ્રાચીન કાવ્યમાળા અને બૃહત્કાવ્યદોહનના સંપાદકોએ ખાનગી ગૃહસ્થો પાસેથી મેળવેલી પ્રતો પરત કરી દીધી હોવાથી અને એ હાથપ્રતોના માલિકોને કંઈ એનું ભારે મૂલ્ય નહિ હોવાથી એ કંઈ જાળવી રાખી ન હોય અને એ પ્રતો આજે આટલે વર્ષે આપણે માગિયે તે ન મળે તો એટલા ઉપરથી જ એ કાવ્યો કોઈ અન્ય કવિના રચેલા છે એમ આપણે નિર્ણય કરિયે તો ગેરવાજબી છે આ દલીલ સાંભળીને આપણને સ્વાભાવિક પ્રશ્ન થાય કે નળાખ્યાનાદિના પ્રેમાનંદમાં અપરિચિત એવી લાક્ષણિકતાઓવાળી આ સર્વ કૃતિઓની હાથપ્રતો, એ કૃતિઓના સંપાદકોને મળી, બસ એટલી જ સંખ્યામાં ઉપલબ્ધ હતી? તે વખતે કે ત્યાર પછીથી પણ એકકે વધુ પ્રત પ્રકાશમાં નહિ આવી? અને એ બધી ય કૃતિઓના સંબંધમાં એમ બન્યું? માર્કંડેયપુરાણ માટે એમ માનો કે પુરાણીઓએ બધી પ્રતોનો નાશ કરાવ્યો હતો, તેથી એની પ્રતો સંપાદકોને મળી એટલી જ બચવા પામી હતી[2] (જોકે એમાં પણ

કરી આપ્યો સ્વ કે હ ધ્રુવના પ્રેમાનંદ વિશેના લેખથી ઉત્તેજાઈને એમણે માર્કંડેયપુરાણ વિશે ળ કા દોના સાતમા ભાગમાં અભિપ્રાય જાહેર કર્યો હોય એ સંભવિત છે પરંતુ એ અભિપ્રાય મૂળમાં જ નહોતો અને સ્વ દેસાઈ, છેલ્લી ઘડીએ, માત્ર સ્વ કે હ ધ્રુવને બોલતા બંધ કરવા પાટલો ફેરવી બેઠા એવી કલ્પના મને તો એ આપણા જૂના સાહિત્યના સંપાદક માટે અન્યાયી અને નિરાધાર જણાય છે

[2] જુઓ વનમાર્જારીને ખીજવી મધ્ય મૂકયો, પુરોડાશ પાવન,
પઠે ચક્ષુ મીંચી રહેવું બેસી, કયમ પ્રસિદ્ધિ પ્રાપ્તિ થાય પૂજન
રે મૂર્ખજન કરતા શોચ એવો, નવ રહે હૃદય અસ્ત સદાય,
કોઈ મહાવ્યાઘ્ર આવી માર્જારી હણશે, વા પુરોડાશને દ્વેષી ખાય
(ગુજરાતી પ્રેસ સંપાદિત માર્કંડેયપુરાણ ઈ સ ૧૯૩૯ પૃ. ૯૯૫)

આ પંક્તિઓમાં દ્વેષી પુરાણીઓને જ ગણી ખિજાયેલા બિલાડાઓ સાથે અને માર્કંડેયપુરાણને પુરોડાશ સાથે સરખાવી, એની પ્રતિઓના નાશનું કારણ દર્શાવ્યું છે આ પંક્તિઓ મળે છે અને

સંપાદકોને મળી એટલી જ સંખ્યાથી એકકે વત્તી કે ઓછી ઉપલબ્ધ નહિ થઈ એ ઘણો વિસ્મયજનક અકસ્માત ગણાય.) અન્ય એક બે કૃતિઓમાં પણ કાંઈ અકસ્માતથી વધુ હસ્તપ્રતો ઉપલબ્ધ થતી નથી એમ માનિયે પણ એ સૌમાંથી એક પણ કૃતિની એકકે પ્રત મળતી નથી એ શું એક આશ્ચર્યજનક ઘટના નથી? તો અનેકવિધ નવીનતાઓથી ભરચક્ક આ કાવ્યો વિશે આપણી શંકા રૂઢીભૂત થાય એમાં શી નવાઈ?

પ્રાચીન કાવ્યમાળાના સંપાદકો તથા સ્વ. કે. હ. ધ્રુવ એમ માનતા કે માર્કંડેયપુરાણ આખું સં. ૧૭૬૫માં પ્રેમાનંદે લખી નાંખ્યું હતું. બૃહત્કાવ્યદોહનના સંપાદક સ્વ. ઇ. સૂ. દેસાઇનું, અને હાલ એમના પુત્ર શ્રી. નટવરલાલ દેસાઈનું એવું માનવું છે કે માર્કંડેયપુરાણના મદાલસાઆખ્યાન, દેવીચરિત્ર, હરિશ્ચન્દ્રાખ્યાન વગેરે ભાગો જુદે જુદે વખતે કવિએ રચેલા અને સં. ૧૭૬૫માં માર્કંડેયપુરાણ આખું લખતી વેળા તેમાં એકત્ર કરી લીધા. હવે જો માર્કંડેયપુરાણ પ્રેમાનંદે બરોબર જ રચેલું હોય તો બૃ. કા. દો. ના સંપાદકોએ દર્શાવેલી પદ્ધતિએ રચ્યું હશે એમ લાગે છે.[3] પુરાણીઓએ એ છૂટા રચાયેલાં દેવીચરિત્ર કે હરિશ્ચન્દ્રાખ્યાનની પ્રતોનો પણ નાશ કર્યો? એ સ્વતંત્ર કૃતિઓની પણ પ્રતો આજે ઉપલબ્ધ નથી કે તે જોઇ માર્કંડેયપુરાણ વિશે ખુલાસો મેળવી મારા જેવા સંશયાત્માઓ વિનાશમાંથી ઊગરે!

હા, મદાલસાઆખ્યાનની પ્રતો મળે છે ખરી. દલપતરામ દુર્લભરામને પોતાના સંપાદન માટે ઈ. સ. ૧૮૬૯માં મળી હતી. સ્વ. ઈ. સૂ. દેસાઇને બૃ. કા. દો. ભાગ ૨માં છાપવા માટે ઈ. સ. ૧૮૮૭માં એની પ્રત મળી હતી અને આજે પણ કોઈ સ્વતંત્ર રીતે સંપાદન કરવા ઇચ્છે તો ગુજરાત વર્નાક્યુલર સોસાયટીમાં ત્રણ પ્રતો મોજુદ છે, ફાર્બસ સભામાં એક છે, અને એક સ્વ. પુરુષોત્તમ માવજીના સંગ્રહમાં છે. અને ન મળતી હોય તો પણ શંકાનો એ કૃતિમાં સંભવ જ નથી, કારણ કે સ્વ. દલપત દુર્લભે છપાવેલું કે સ્વ. ઇ. સૂ. દેસાઈએ સંપાદિત કરેલું મદાલસાઆખ્યાન પ્રેમાનંદનાં ચિરપરિચિત માનસસંતાનોમાંનું જ એક છે. એમાં પદે પદે આંગળી ચીંધીને પ્રેમાનંદીયતા દર્શાવી શકાય એવો પૂર્ણ સંભવ છે.

સ્વતંત્ર મદાલસાઆખ્યાનની ઠીક ઠીક સંખ્યામાં પ્રતો મળે છે અને આપણે સદ્ભાગ્યે તે જળવાઈ રહે એવે સ્થળે છે. પરંતુ માર્કંડેયપુરાણમાં સમાવિષ્ટ થયેલા મદાલસાની એક પણ પ્રત હાથ લાગતી નથી! એમ કેમ હશે? માર્કંડેયપુરાણમાં સમાવિષ્ટ

---

હાથપ્રતો મળતી નથી એટલે પ્રેમાનંદનો ભય ખરો પડયો એમ માનવું? આમ ખરેખર જ બન્યું હોય તો મોટે ભાગે એના પોતાના જીવનકાળમાં જ બન્યું હોય, કારણ કે વેર લેવા તલપી રહેલા પુરાણીઓ પહેલી તકે જ તૃપ્તિ કરી લે. માર્કંડેયપુરાણ પછીની કૃતિઓમાં એવી રીતે થયેલા નાશનો પ્રેમાનંદે ઉલ્લેખ કેમ નહિ કર્યો હોય?

આ તો કલ્પનાઓ છે. પ્રેમાનંદની ભાવી ભયની દૃષ્ટિ કરતાં મને તો એમાં સંપાદકોની દીર્ઘદૃષ્ટિ દેખાય છે.

૩. પ્રેમાનંદ વિશે દંતકથાઓ રચનારાઓ આ વાત સ્વીકારવાના નહિ. 'લક્ષ્મણાહરણ' ૧ દિવસમાં અને દ્રૌપદીહરણ આઠ દિવસમાં રચાયું એમ માનીને ત્રિરાશિ માંડિયે તો માર્કંડેયપુરાણ એક વર્ષથી ઓછા સમયમાં રચી શકાય એવી દલીલ થઇ શકે ખરી.

આ છાપેલો પુરાવો છે. હસ્તપ્રતનો નથી. એટલું ખાસ યાદ રાખવાની વિનંતી છે.

કરતી વખતે મદાલસાંમા ફેરફાર કર્યા છે માર્કંડેયપુરાણની સાથે જ મદાલસાંની એ સુધારેલી વધારેલી આવૃત્તિનો નાશ થયો, પણ સ્વતંત્ર મદાલસાંને આંચ ન આવી, એ આશ્ચર્યજનક નથી લાગતુ? સ્વતંત્ર દેવીચરિત્ર કે હરિશ્ચન્દ્રાખ્યાનની પ્રતોનો પુરાણીઓએ વીણીવીણીને વિનાશ કર્યો અને મદાલસાં જ કેમ રહેવા દીધુ હશે?

માર્કંડેયપુરાણમા દાખલ કરેલુ મદાલસાં એ મૂળ મદાલસાંની ખરેખર સુધારેલી વધારેલી આવૃત્તિ છે એમા શંકા નથી, કારણ કે બંનેની સરખામણી કરતા એ વસ્તુ સહેલાઈથી જોઈ શકાય છે પ્રશ્ન એ જ છે કે એ સુધારાવધારા કોણે કર્યા? કવિએ પોતે જ કે કોઈ બીજાએ? એ ફેરફારો એવા પ્રકારના છે કે આવી શંકા સ્વાભાવિક ઉત્પન્ન થાય એ ફેરફારોની ચર્ચા કરતા આવા સંશયની સ્વાભાવિકતાની પ્રતીતિ થવાનો, અને એના કંઈક કારણો મળી રહેવાનો સંભવ છે

અસલ મદાલસાંને મુકાબલે મુખ્ય ફેરફાર માર્કંડેયપુરાણવાળા મદાલસાંમા નજરે પડે છે તે મૂળનો કરેલો વિસ્તાર છે સં ૧૭૨૮ મા પ્રેમાનંદે ૩૫ કડવાનુ મદાલસાં લખ્યુ સં ૧૭૬૫મા જ્યારે માર્કંડેયપુરાણનુ એણે ભાષાંતર કર્યું ત્યારે મદાલસાં એમા યથાસ્થાને ઉમેરી દઈ એને વિસ્તારી ૪૮ કડવાનું રચ્યુ એમ કહેવાય છે માર્કંડેયપુરાણના ૪૪મા કડવાથી મદાલસાંનો આરંભ થાય છે તે ૭૮મા કડવાની સાતમી કડી સુધી સં ૧૭૨૮વાળા મદાલસાં જોડે લગભગ મળતુ આવે છે ત્યાંથી તે ૯૧મા કડવાના અંત પર્યંતનો ભાગ નવીન અને પાછળથી વિસ્તારેલો છે પ્રાચીન કાવ્યમાળાના સંપાદકો પણ એમ જ કહે છે "પ્રથમ, સં ૧૭૨૮મા તેણે એક સ્વતંત્ર મદાલસાઆખ્યાન ૩૫ કડવાનુ એટલે ચાલુ ગ્રંથના ૭૮મા કડવા સુધીનુ રચ્યુ હતુ, પણ માર્કંડેયપુરાણ આખાનુ ભાષાંતર લખતી વખતે તે નવુ ન કરતા જેમનું તેમ મૂકી દેઈ પુરાણ સાથે મેળવી દેવાને બીજા ૧૩ કડવા વધારીને કુલ ૪૮ કડવાનુ આ આખ્યાન તેણે લખ્યુ છે" (પ્રાચીન કાવ્યમાળા સંપાદિત માર્કંડેયપુરાણ ભાગ ૨ ગ્રંથવિવેચન)

મદાલસાંના આ નવા અવતારમા પહેલા ૩૫ કડવા તો સં ૧૭૨૮વાળા મદાલસાં પ્રમાણે જ છે એમ પ્રાચીન કાવ્યમાળાના સંપાદકોના ઉપરના વાક્યને આધારે તથા માર્કંડેયપુરાણમાથી પાદનોંધ ૪ મા ટાંકેલી પંક્તિઓને આધારે આપણે વિધાન કરિયે, પરંતુ બંને કાવ્યો સૂક્ષ્મ દૃષ્ટિએ તપાસતા એ ૩૫ કડવા દરમિયાન પણ અમુક ફેરફારો કરેલા જણાય છે, જે અહી ટૂંકમા દર્શાવુ છુ લંબાણભયે બધા ફેરફારો દર્શાવતો નથી[5] —

---

૪ આને માટે જે આંતરપ્રમાણ રજૂ કરાય છે તે આ રહ્યુ —

સુત કાણો કૂબડો હો, ન નાખી દે કોઈ,
ગ્રંથ રૂડો ભૂંડો હો, નાખ્યો એવી સોઈ જોઇ
કઠમેઠ કરી ઠેલે હો, કુરૂપો વિવાહ કાજે,
વિપ્ર ગ્રન્થ મેળે હો, ન્યાય એ છે તો આજે

(માર્કંડેયપુરાણ ૪૩મુ કડવુ પૃ ૧૬૮)

૫ અહીં સરખામણી, બૃ કા દો ભાગ ૨ મા છપાયેલા તથા દલપત દુર્લભવાળા મદાલસાં સાથે કરી છે મદાલસાંની સોસાયટીવાળી ત્રણે હાથપ્રતોમા (નં ૩૭૬, ૩૭૭, અને ૭૮૯) પણ ક્યાય એ ફેરફારોનો પત્તો નથી પ્રસ્તુત લેખમા માર્કંડેયપુરાણમાથી લેવાયેલા અવતરણો ગુજરાતી પ્રેસની ઇ સ ૧૯૩૯ ની આવૃત્તિમાંથી છે, કારણ કે અભ્યાસીને આજે એ જ આવૃત્તિ સરળતાથી ઉપલબ્ધ છે

૧. પ્રથમ કડવામાં જ ( માર્કંડેયપુરાણ ૪૪ મું કડવું ) ૧૧ કડીઓ અસલ કરતાં વધુ છે. સં. ૧૭૨૮ વાળા મદાલસા૦માં, માર્કંડેયપુરાણવાળા મદાલસા૦માંની ૫ થી ૧૪ પંક્તિઓ નથી. એમાં યુધિષ્ઠિર અને નારદનો સંવાદ નિરર્થક બીજી વખત આપ્યો છે. પુનરુક્તિના દોષથી પ્રેમાનંદની કવિતા સાધારણ રીતે મુક્ત હોય છે. વળી સં. ૧૭૨૮ માં રચેલું કાવ્ય, સં. ૧૭૬૫ માં કલાદૃષ્ટિએ કંઈક વધુ સુધરે. એને બદલે અહીં આમ કેમ બન્યું હશે ?[૬]

૨. કડવું ૭ મું. ( માર્કંડેયપુરાણ ૫૧ મું કડવું ) 'ત્યારે કૃષ્ણ પધારિયા......શાપું કોટિ તેત્રીશ.' એ ૫ થી ૮ કડીઓ પણ ઉમેરો જ છે. અહીં ગાલવમુનિ એના યજ્ઞમાં ભંગ કરતા દાનવોને જીતવા માટે ઈન્દ્રની સલાહથી અયોધ્યાના રાજપુત્ર અને આ કાવ્યના નાયક ઋતુધ્વજની મદદ લેવા જાય છે તે સમયે અયોધ્યાના રાજાને પોતાને શું શું વીત્યું તે કહી સંભળાવે છે. જ્યાં આવી પૂર્વકથા કહેવાની હોય ત્યાં પ્રેમાનંદ અત્યંત સંક્ષેપમાં પતાવે છે. આ પંક્તિઓની કંઈ આવશ્યકતા નથી. સં. ૧૭૨૮ ના મદાલસા૦માં એ પંક્તિઓ નથી.

૩. શૈલીની દૃષ્ટિએ ધ્યાન ખેંચનારા ફેરફારોઃ—

| **બૃ. કા. દો. ભાગ. ૨. પૃ. ૨૨૮ઃ** | **માર્કંડેયપુરાણ પૃ. ૧૮૨ઃ** |
|---|---|
| થૈકાર થનથન અપ્સરા, પગ ઉંચલી ઘૂઘરા વજાડતી; | થાય થૈકારને ઘુમકાર અપ્સરા ઘુઘરા વજાડતી; |
| ગાય હરિગીત હરી લઈ ચિત્ત, અંગ અનંગ જગાવતી. | **ગાયે ગીત ગરડી અંગ મરડી,** અનંગ અંગે જગાડતી. |
| મધુરી વાણી સૂર તાણી, તાનમાન જણાવતી; | છે મધુર વાણી વીણા પાણી, **તાન માન ધ્યાન** જણાવતી; |
| કો એક રસના સ્વાદ લેતી, હાવભાવ વખાણતી. | **કો કાયા કારમી કામધારમી,** હાવભાવ ગણાવતી. |

પ્રમાણમાં ઝીણવટનો લાગે તેવો આ ફેરફાર છે. બંને કાવ્યો સાથે રાખીને વાંચ્યા વગર ખ્યાલમાં નહિ આવે એવો સૂક્ષ્મ છતાં ઘણો જ સૂચક છે. અંતર્યમકની ઝમક તો બંનેમાં છે પણ બીજામાં પ્રયત્ન કરીને, બીનજરૂરી શબ્દો મૂકીને પણ યમક આણવાની લાલસા સ્પષ્ટ દેખાઈ આવે છે. 'ગાય હરિગીત હરી લઈ ચિત્ત'માં જે પ્રાસાનુપ્રાસની સ્વાભાવિકતા છે તે 'ગાયે ગીત ગરડી અંગ મરડી'માં જણાતી નથી. પ્રથમમાં જે અર્થ અને યમકનો સુમેળ જણાય છે તે બીજામાં નથી. 'ગીત ગરડવું' એટલે શું ? બીજું, બૃ. કા. દોમાં એકલું 'તાન માન' છે જ્યારે અહીં 'તાનમાન ધ્યાન' ત્રણ શબ્દો પણ યમકમોહથી યોજાયા જણાય છે. આવા એક જ રણકારવાળા ત્રણ કે વધુ શબ્દો યોજવાની વૃત્તિ સંદિગ્ધ કૃતિઓની જ જણાય છે.[૭] ચોથી પંક્તિમાં 'કાયા કારમી કામધારમી' શબ્દો

---

૬. માર્કંડેયપુરાણમાં પુનરુક્તિઓ, નિરર્થક લંબાણ, ટાયલાં વગેરેનો પાર નથી. એવું પ્રેમાનંદ લખે નહિ એમ કહેનારને, સંપાદકોએ માર્કંડેયપુરાણમાં જ જવાબ અપાવ્યો છે. ( જુઓ કડવું. ૧૭૬. પૃ. ૫૬૮)

૭ સરખાવો 'અષ્ટાવક્રાખ્યાન'ની નીચેની પંક્તિઓઃ-

(૧) **જ્ઞાની ધ્યાની માની** રાજા રાણી અપાર એવાં. ( પૃ. ૮૯. )

(૨) **અધિક ધિકક ધિકક,** પુત્ર શાપ દેઉં આ શમે. ( પૃ. ૧૦૯ )

(૩) શાપ તણો ભય **જાગે, પાગે લાગે** ક્ષમા ધરો નામી. ( પૃ. ૧૦૯ )

તો સ્પષ્ટ રીતે અન્ય સંદિગ્ધ કૃતિઓમાં મળે છે.૮ આ જાતની રચના, પ્રેમાનંદની નળાખ્યાનાદિ સંદેહમુક્ત કૃતિઓમાં ક્યાંય મળતી નથી.

આ પ્રકારનો બીજો પણ એક ફેરફાર નોંધપાત્ર છે. ૨૭મા કડવામાં (માર્કંડેય-પુરાણ, ૭૦મું કડવું) વળણ પૂર્વે ચાર નવી પંક્તિઓ ઉમેરેલી છે જે સં. ૧૭૭૮ ના આખ્યાનમાં નથી. એ પંક્તિઓ —

હાવાં તો મદાલસા રાણી મોઈ, તે તો વાત ચોદિશ હોઈ,
આણી આપનારો નહિ કોઈ, આગધી બેઠો ગંગા તટ મોઈ,
નાખ્યું રૂપ રંગીલું ધોઈ, જન છેવાઇની ખોઈ,
રહ્યો નારી નયને જોઈ, રહ્યો મદાલસા ચરણે મોહી (પૃ. ૨૦૭)

કડવાનો પ્રક્રમ જોતાં આ પંક્તિઓની બિલકુલ જરૂર નથી. બહુ બહુ તો પ્રથમ પંક્તિ કથાદૃષ્ટિએ જરૂરી કહેવાય. જો કે એમાં આપેલી હકીકત આ પૂર્વે કડવામાં કહેવાઈ ગઈ છે અને વળણમાં ફરીથી સમેટી લેવાય છે. પરંતુ સોસાયટીની હસ્તપ્રતો, નં. ૩૭૬ અને ૭૮૯ માં એ પંક્તિ આપેલી છે. ત્યારપછીની ત્રણ પંક્તિઓ માટે તો કશો જ આધાર નથી. એ પંક્તિઓ કથાનાયક ઋતુધ્વજની, વિયોગમાંથી ઉત્પન્ન થતા દુઃખ વૈરાગ્ય અને નૈરાશ્યની લાગણી નિરૂપે છે જે વસ્તુતઃ એ કડવામાં નિરૂપાઈ જ ગઈ છે. અને વિશેષ તો ઝડઝમક રચનાની વૃત્તિને જ અવકાશ આપે છે.

૪. માર્કંડેયપુરાણ ૭૩મું કડવું. આ કડવું આખું નવું જ ઉમેરેલું છે. અશ્વતરનાગે પોતાના પુત્રો સહિત મદાલસાને જીવિતદાન અપાવનાર મહાદેવની સ્તુતિ કરી. આ સ્તુતિના કડવામાં યથેચ્છ લંબાણથી બ્રહ્મજ્ઞાન ઠાલવ્યું છે, અને ૪૮ કડીનું લાંબુ, આખ્યાનદૃષ્ટિએ નિરર્થક કડવું રચાય છે. વસ્તુતઃ સં. ૧૭૨૮ના આખ્યાનના ૩૦મા કડવા સાથે માર્કંડેય-પુરાણનું આ ૭૩મું કડવું અનુક્રમમાં મળતું આવવું જોઈએ. એને બદલે ૭૪મું કડવું મળતું આવે છે. આ ફેરફાર પણ પ્રેમાનંદની કલાને કોઈ રીતે છાજતો નથી.

આ ઉપરાંત, બીજા સંખ્યાબંધ ફેરફારો ગણાવી શકાય. એમાંથી કેટલાક અહીં ચર્ચાતા મુદ્દાના સમર્થનમાં જરૂરી જણાયા તે જુદા પરિશિષ્ટમાં મૂક્યા છે જેથી વધુ ઊંડાણ-માં નહિ ઊતરવા ઇચ્છનાર વાચક એમાંથી ઊગરી શકે. કેટલાક તદ્દન છોડી પણ દીધા છે.

આ સર્વ સરખામણીની અને ફેરફારોના આધાર શોધવાની મારી મહેનત કદાચ વ્યર્થ લાગે, કારણ કે પ્રાચીન કાવ્યમાળા તથા બૃ. કા. દો. ના સંપાદકોને મળી તે સિવાય-ની માર્કંડેયપુરાણની સર્વ હસ્તપ્રતોનો પુરાણીઓએ નાશ કર્યો હતો! પણ, ના, મારી આ મહેનત વ્યર્થ નથી. માર્કંડેયપુરાણમાં મદાલસા૦ તો અસલનું જ એમનું એમ પ્રેમાનંદે ગોઠવી દીધું, એમ માત્ર સંપાદકોએ જ નહિ પરંતુ પ્રેમાનંદે પોતે પણ કહ્યું હોય એવું જણાય છે (જુઓ પાદનોંધ ૪માં ટાંકેલી પંક્તિઓ). કવિએ મદાલસા૦ એમનું એમ અહીં મૂક્યું હોય તો સં. ૧૭૨૮ માં રચાયેલા મદાલસા૦ તથા તેની હસ્તપ્રતો સાથે સરખાવવાનો આપણો અધિકાર ખરોને? એ સરખામણીમાં આપણને આટલા બધા નિરાધાર ફેરફારો જણાય છે તેનો શો ખુલાસો કરવો? કવિએ આ ફેરફારો કર્યા હશે? અથવા

૮ સરખાવો 'દ્રૌપદી હરણ' પૃ. ૨૩૯
ધરમ કરમ ધારી, ગાડી દીવા જ દાડી

શું સંપાદકો અને ખુદ કવિ કહે છે તે વચનો ખોટાં માનવાં?

ઘડીભર માની લો કે કવિએ જ આ ફેરફારો કર્યા છે અને તે માર્કંડેયપુરાણમાં એણે સં. ૧૭૬૫માં અખત્યાર કરેલી શૈલી સાથે એકરૂપ કરવા કર્યા છે એમ પણ કલ્પના કરો. આવી કોઇ કલ્પના સિવાય તો કવિએ આ ફેરફારો અકારણ જ કર્યા છે એમ કહેવું પડે. પરંતુ આ કલ્પનાનો આશ્રય લેતાં એક ભારે મુશ્કેલી આવે છે. માર્કંડેયપુરાણ પુરાણીઓ પર પ્રહાર કરવા માટે, દ્વેપી પુરાણીઓને જડબાતોડ જવાબો આપી એમની ખો ભુલાવવા રચ્યું છે. પુરાણીઓ પર પ્રહાર એ તો એનું મુખ્ય પ્રેરકબળ છે. માર્કંડેયપુરાણમાં કડવે કડવે, નિરપવાદ રીતે પ્રત્યેક વલણમાં કંઇક, નિંદાભર્યો, તિરસ્કારભર્યો ઉલ્લેખ પુરાણીઓનો આવવાનો ને આવવાનો જ. મદાલસા૦નાં પાંત્રીસે કડવાંમાં પુરાણી વિશે મૌન છે. સં. ૧૭૨૮માં રચેલું મદાલસા૦ માર્કંડેયપુરાણમાં કવિએ ગોઠવી દીધું, એમાં એને યોગ્ય ફેરફારો કર્યા. પરંતુ પાંત્રીસમાંથી એકપણ કડવામાં ક્યાંય પુરાણી વિશે જરાય હૈયાવરાળ પ્રેમાનંદે કાઢી નથી એ અત્યંત આશ્ચર્યમાં ગરકાવ કરી દે એવી બીના નથી? એકકે કડવા કે વળણમાં માર્કંડેયપુરાણ સમસ્તમાં વ્યાપ્ત ધૂંધવાટ જોડે મળી જાય એવું કંઈ ફેરવી નાંખવાનું કવિને કેમ નહિ સૂઝ્યું હોય?

ખરેખર આ એક ન ઉકેલી શકાય એવો કોયડો છે. પ્રાચીન કાવ્યમાળા અને બૃ. કા. દો. ના સંપાદકો કહે છે તેમ જ માર્કંડેયપુરાણમાંથી જ વચનો મળે છે તે મુજબ મદાલસા૦ ૩૫ કડવાં સુધી તો અસલ પ્રમાણે જ છે, છતાં પાછળ દર્શાવ્યા તેવા ફેરફારો તો એમાં છે જ. એ ફેરફારો મૂળ મદાલસા૦ ને સુધારનારા નહિ પરંતુ બગાડનારા છે. એમાં પુનરુક્તિઓ, નિરર્થક લંબાણો, અર્થને ભોગે પણ અંત્યયમક આણવાની વૃત્તિ વગેરે હીન તત્ત્વોનું દર્શન થાય છે. વળી જો આવા ફેરફારો કવિએ જ કર્યા તો પુરાણીઓ ઉપરના પ્રહારોથી મદાલસા૦નાં એ ૩૫ કડવાં શા કારણે મુક્ત રાખ્યાં? કોઇપણ રીતે આ પ્રશ્નોનું નિરાકરણ થઈ શકે એમ છે?

આ પ્રશ્નોનો ખુલાસો એક જ રીતે થઈ શકે. મદાલસા૦માં, ઉપર દર્શાવેલા, પ્રેમાનંદની પકવ કાવ્યકલાની સાથે અસંગત એવા ફેરફારો કવિના કરેલા નથી, અન્ય કોઈના કરેલા છે. એવા ફેરફારો કરવાનું કારણ શું? એ જ કે મદાલસા૦ને પણ માર્કંડેયપુરાણના અન્ય ભાગોની સમાન કક્ષામાં લાવી મૂકવું. આ સાથે બીજો પણ એક સ્વાભાવિક તર્ક કરવાની ધૃષ્ટતા કરું છું: માર્કંડેયપુરાણના અજ્ઞાત ભાષાંતરકારે પ્રેમાનંદને નામે ભાષાંતર કર્યું. એમાં એમને મુખ્ય મુશ્કેલી મદાલસા૦ની આવી, કારણ કે એ તો પ્રેમાનંદનું રચેલું હતું જ. એ તદ્દન નવું રચી નાંખે તો મૂળ સાથેની સરખામણીમાં પકડાઈ જવાય. તેથી મૂળનું જ રાખવું એવો નિર્ણય કર્યો. પણ તેમાંય એક ગંભીર મુશ્કેલી હતી. માર્કંડેયપુરાણના આસપાસના ભાગો જોડે મૂળ મદાલસા૦નો તો મેળ નહિ ખાય. છેવટે ભાષાંતરકારે વચલો માર્ગ શોધ્યો; નવું નહિ લખતાં એનું એ જ રાખવું, પરંતુ તેમાં થોડા થોડા ફેરફારો કરવા, જેથી ઉપલક વાંચનારને મદાલસા૦ ને માર્કંડેયપુરાણના આસપાસના ભાગો વચ્ચેનો ભેદ નહિ કળાય. વળી મદાલસા૦ વિસ્તાર્યું, જેથી છેવટનાં કડવાંમાં ભેદની કાંઈ ભ્રાંતિ યે કોઈ ને થઈ હોય તો પછી ઝાઝી ટકે નહિ. પરંતુ એવા ઉપરચોટિયા ફેરફારોમાં પુરાણીવિગ્રહ ક્યાંય મદાલસા૦ના મૂળ કાવ્યમાં ગોઠવી શકાયો નહિ. પરિણામે, આજે આપણે માર્કંડેયપુરાણના કર્તૃત્વની શંકાની યોગ્યતા જોઈ સમજી શકિયે છિયે.

માર્કંડેયપુરાણના મદાલસા૦ સિવાયના સર્વભાગોમા ઓછેવત્તે અંશે અનેક રીતે વિલક્ષણ શૈલી જણાય છે વિચિત્ર અર્થહીન અને અપરિચિત શબ્દપ્રયોગો, દુર્બોધ અને ક્લિષ્ટ વાક્યરચનાઓ, તદ્દન વિલક્ષણ પ્રકારની પ્રાસરચનાઓ, શ્લેષની અને યમકની વારંવાર કરેલી રમતો, અસબંધ અને અનુચિત પ્રસંગોની યોજનાઓ, અર્વાચીન કહી શકાય તેવા વાક્યો અને વિચારો, કાવ્યમા ન્યાત બહાર લાગે એવી ગદ્યમય પંક્તિઓ, કહેવતો વગેરેથી આખુ પુરાણ ઉભરાઈ ગયુ છે। આ સર્વ જોઈને આપણને પણ સ્વ ઈ સૂ દેસાઈ સાથે પૂછવાની ઇચ્છા થાય છે કે "માર્કંડેયપુરાણને પ્રેમાનંદકૃત ગણાવવાનો પ્રયત્ન કરવો, એ તો કવિરત્ન પ્રેમાનંદને મોટામા મોટુ અપમાન કર્યા બરોબર નથી શુ ?" [૯]મદાલસા૦મા પાછળ દર્શાવેલી ગરબડને જ આધારે માર્કંડેયપુરાણ પ્રેમાનંદકૃત નથી એવો અભિપ્રાય હુ ઉચ્ચારતો નથી એ ગ્રંથમાથી અનેક આંતર પ્રમાણો એ અભિપ્રાયના સમર્થનમા આપી શકાય એમ છે બહુ દૂર જવાની જરૂર નથી મદાલસા૦ના પાછળથી વધારેલા તેર કડવામા જ અપ્રેમાનંદીયતા છતી થઈ જાય છે મદાલસાને ચાર પુત્રો થાય છે, તેમાના પ્રથમ ત્રણના નામો ઋતુધ્વજ પાડે છે તેનો મદાલસા ઉપહાસ કરે છે રાજા ત્યારે ચોથા પુત્રનું નામ મદાલસાને પાડવા કહે છે મદાલસા એનુ નામ અલર્ક રાખે છે રાજા અને રાણી વચ્ચે, પછી નામો વિશે ચર્ચા ચાલે છે તેમા રાણીના ઉદ્ગારો જુઓ

નથી મારા પાડેલા નામમા અર્થ, એમ આપ કહો સમર્થ
તો તમારા પાડેલા અભિધાન, નથી અર્થવાળા મહાન (૮૦મુ કડવુ)

બંને પંક્તિઓના પૂર્વાર્ધમા ક્યાંય કવિતા છે ખરી ? એ પંક્તિઓ વધુ પડતી તર્કબદ્ધ અને ગદ્યાત્મક નથી ? અને આવુ તો આ ગ્રંથમા ઠેરઠેર જણાય છે

મદાલસા પોતાના પુત્રને ઉપદેશ આપે છે

સ્વસ્ત્રી શુ કરી કામઠેલી, લેજે મન તેનુ તુ મેળી,
× × × ×
યુવાવસ્થા પામી તુ પૂરી, માણે જે મહિલા મધુરી (એજન)

મદાલસા જેવી સંસ્કારી માતા પુત્રને આમ ઉપદેશ આપે ?

વળી મદાલસા પોતાના પુત્ર ઉપર વારવાર ઉપકાર કરે છે।

હવા પિપીલિકા કેરા ગુણ બહુ, ગ્રહેવા જેવા રાજ
તારા પર ઉપકાર કરી તે સંભળાવુ સહુ આજ (કડવુ ૮૧)
તારા પર કરવા ઉપકાર જી, તેહ કહુ છુ આ વાર જી (કડવુ ૮૪)

પ્રાસાનુપ્રાસના મોહથી પણ કેટલીકવાર વિચિત્ર રચના કરેલી જોવામા આવે છે.

ટીટોડી નિર્બળ જન જાણે, પણ મૂકે જ્યા ઈંડા,
તે સ્થળે બીજા પ્રાણીએ, જવા મૂકના મીંડા (કડવુ ૮૧)

ઈંડાની સાથે મીંડાનો પ્રાસ મેળવવા આવી અવળી રચના કરવી પડી છે જે ક્યાંય પ્રેમાનંદમા જણાતી નથી અને,

વળી તેવે અંગે કહીજી, સવિતાચંદ્ર ન જોવી નહીજી,
નિહાળવા ન નક્ષત્ર ક્રિરદીજી, કોઈએ મહામદ માહે મહીજી (કડવુ ૮૯)

(અપૂર્ણ)

---

૯ બૃહત્ કાવ્યદોહન ભાગ ૭ પ્રસ્તાવના પૃ ૮

રતનકૃત

# નરસિંહ મહેતાની હૂંડી

શ્રી. ભોગીલાલ જ. સાંડેસરા, બી. એ. (ઑનર્સ)

'નરસિંહ મહેતાની હૂંડી' એ ગૂજરાતના જૂના કવિઓનો એક પ્રિય કાવ્યવિષય છે. મહાકવિ પ્રેમાનંદે એ વિષય ઉપર પોતાની કલમ ચલાવી અને તેની એ કૃતિએ અદ્‌ભુત લોકપ્રિયતા મેળવી ત્યાર પહેલાં અને ત્યાર પછી પણ જુદા જુદા કવિઓએ એ વિશે લખ્યું છે. પ્રેમાનંદને પડછે બીજા કવિઓની કૃતિઓ પશ્ચાદ્‌ભૂમાં મુકાઈ ગઈ હોવા છતાં સમસ્ત પ્રાચીન ગૂજરાતી સાહિત્યના તુલનાત્મક અભ્યાસની દૃષ્ટિએ આ બધી કૃતિઓની તપસીલવાર નોંધ, અભ્યાસ અને પ્રકાશન આવશ્યક છે.

પ્રેમાનંદના પુરોગામીઓ પૈકી નરસિંહ મહેતાએ પોતે, વિક્રમના સત્તરમા સૈકાના ઉત્તરાર્ધમાં થઈ ગયેલા વિષ્ણુદાસ તથા કૃષ્ણદાસે તથા પ્રેમાનંદની પછી થયેલા કવિઓમાં દયારામે[૧] 'હૂંડી' લખી છે. રઘુરામ નામનો કવિ જેનો સમય હજી નક્કી થઈ શક્યો તેણે પણ 'હૂંડી' લખી છે. આ સિવાય બીજી ચારેક કૃતિઓ કવિના નામ વગરની પણ મળી આવે છે.[૨] આમાંથી નરસિંહ, વિષ્ણુદાસ, કૃષ્ણદાસ, પ્રેમાનંદ, દયારામ તથા રઘુરામનાં કાવ્યો છપાઇ ગયેલાં છે, જ્યારે બીજાં અપ્રસિદ્ધ છે.

આ બધી કૃતિઓ ઉપરાંત, અત્યારસુધી તદ્દન અજાણી રહેલી એવી એક 'હૂંડી' પ્રસિદ્ધિમાં મૂકવાની હું તક લઉં છું. રતન (જે પોતાને 'રતનિયો' તરીકે ઓળખાવે છે)ના આ માત્ર ૨૬ કડીના ટૂંકા કાવ્યની હસ્તલિખિત પ્રત મને અમદાવાદમાં આવેલા શ્રી. વિજયદાનસૂરીશ્વરજી જ્ઞાનમંદિરના ક્યુરેટર પં. અંબાલાલ પ્રેમચંદ શાહના સૌજન્યથી મળી હતી. માત્ર પાંચ પત્રની આ પોથીનાં પહેલાં ચાર પત્રોમાં લઘુચાણક્ય નીતિશાસ્ત્રના સંસ્કૃત શ્લોકો લખેલા છે. ચોથા તથા પાંચમા પત્ર ઉપર આ 'હૂંડી' લખેલી છે, તથા પાંચમા એટલે કે છેલ્લા પત્રના બાકી રહેલા ભાગ ઉપર કેટલાંક ગૂજરાતી સુભાષિતો લખેલાં છે.[૩] હાથપ્રતમાં લખ્યા સાલ નથી તેમજ અંતમાં પુષ્પિકાલેખ પણ નથી, એટલે પ્રત કઈ

---

૧. દયારામની આ કૃતિ મરાઠી ભાષામાં લખાયેલી છે, એ જાણવા જેવું છે.

૨. જુઓ શ્રી. કેશવરામ શાસ્ત્રીકૃત "ગૂજરાતી હાથપ્રતોની સંકલિત યાદી," પરિશિષ્ટ ૨

૩. આ સુભાષિતોમાં સૌથી પહેલું નીચે પ્રમાણે નરપતિના નામવાળું મળે છે—

માનવ મનહરણ, કંઠ કોકિલા ટહક્કે,
મોર કલા મંડતો, હંસગતિ ચાલતો લહકકે',
મૃગલોચની, સિંહલંક, અંબફળ અમૃતસરીઉ,
કલ્પદ્રુમ જગિ અવતરિ, તેણિં પર ઉપગાર જ કરીઉ,
નીર ચાસ દરસણ ભલો, મૈગલ કુંભ મુગતા વસ્યો,
નરપતિ કહે નર ગુણીઅણો,' નિગુણ પુરૂષ જીવ્યો કસ્યો ?

નરપતિ નામે એક જ કવિ અત્યાર સુધી જાણવામાં આવ્યો છે, જેણે વિક્રમના ૧૬મા સૈકામાં 'નંદબત્રીસી' તથા 'પંચદંડ' લખ્યાં છે. સંભવ છે કે ઉપર ઉતારેલું સુભાષિત આ જ નરપતિનું હોય. બીજાં સુભાષિતોમાં જૈન કવિ ઋષભદાસના નામવાળાં પણ બે છે.

સમયમા લખાઈ હશે તે ચોક્કસપણે જાણી શકાતુ નથી પરન્તુ પ્રતની લિપિ ઉપરથી તથા કાવ્યની ભાષા જે મધ્યકાલીન ગૂજરાતીની ચોથી ભૂમિકાની છે તે ઉપરથી પ્રત વિક્રમના સત્તરમા સૈકાના અંતમા અથવા અઢારમા સૈકાના પ્રારભમા લખાઈ હશે, એમ હુ અનુમાન કરુ છુ

કવિ પોતાનુ કઈ જ ઓળખાણ આપતો નથી 'દ્રૌપદીચીરહરણ' તથા 'વિભ્રમી રાજાનુ આખ્યાન'નો કર્તા રતનજી, 'ચેલૈયા આખ્યાન'નો કર્તા રતનદાસ તથા સુપ્રસિદ્ધ 'મહિનાઓ' લખનાર ખેડાનો ભાવસાર રતનો—એ પ્રમાણે રતન નામના ત્રણ કવિઓ આપણે ત્યા થઇ ગયા છે એમાથી 'મહિનાઓ' લખનાર રતનાની સુન્દર કવિત્વશક્તિ જોતા આ 'હૂંડી' લખનાર રતનથી તો તે ભિન્ન જ છે, એમ નિ સદેહ કહી શકાય એ સિવાયના બીજા બે આખ્યાનકારો પૈકી 'ચેલૈયા આખ્યાન'નો કર્તા રતનદાસ અઢારમા સૈકાથી જૂનો હોય શકે નહિ, એટલે આપણા કવિથી તો તે ભિન્ન જ છે બીજા રતનજીએ સ ૧૭૧૨મા 'વિભ્રમીરાજાનુ આખ્યાન' લખ્યુ છે તેના કરતા પણ આપણો કવિ જૂનો લાગે છે

૨૬ કડીના આ કાવ્યમા કવિ ઉતાવળે ઉતાવળે માત્ર કથાવસ્તુના મુદ્દાઓ જ આપી જાય છે એથી વધુ કહેવાની જાણે એને ફુરસદ નથી અથવા પ્રતિભાશક્તિ પણ નથી આથી આ કાવ્યની બીજા કોઇ કવિના આ જ વિષય પરના કાવ્ય સાથે તુલના—એકનુ બીજા ઉપર કેટલુ ઋણ છે, એ દૃષ્ટિએ થઈ શકે તેમ નથી છતા વિષ્ણુદાસની 'હૂંડી' સાથે આ 'હૂંડી'નુ ભલે થોડુ છતા ધ્યાન ખેચે એવુ સામ્ય જણાઈ આવે છે જુઓ—

**રતન** એહવૂ કહીને ઊઠી ગયા, તીરથવાસૂ તિહા બેગી રહ્યા,
કણેક ભાઈઈ ઠગનિદ્યા કરી, 'જાઓ મહિતા નરસિહને ઘરે ૪
અમારા નગરમા છે નરસિહ, હૂંડી તુમ્હારી કરચ્યે સહી,
જે હૂંડી મહિતો નરસિહ કરઈ, તે હૂંડી નવિ પાછી ફરે ૫
એહનઇ વરિ ધન ને અન અપાર, વેગિ જાઓ, મ લાઓ વાર

× × ×

**વિષ્ણુદાસ** ભાઈ એક મોટો ધનપાલ, તે હુંડી કરશે તતકાળ,
જ્યાહા સવળે હુંડી ફરે, કળેથી પાછી નવ ફરે ૬
ઠગવદાએ બોલ્યા લોક, જઈ લેશો રૂપીઆ રોક,
નરસહી નાગર વસે યાહા, ઓ પેલુ ઘર જાઓ ત્યાહા ૭

**રતન** 'છાના નગરમા વસીઈ વાસ, કોએક જાણે હરિનો દાસ,
વલતો અમારો કાગળ લીઓ, જઈ મહિતા નરસિહને દીઓ ૨૦

**વિષ્ણુદાસ** ખોટા તે ચૌટાના લોક, નરસીના રૂપીઆ રોક,
સામળશા તે મારૂ નામ, છાના વસીએ આણે ગ્રામ ૪૧

રતનનુ ઋણ વિષ્ણુદાસ ઉપર હશે કે વિષ્ણુદાસનુ રતન ઉપર એ ચોક્કસપણે નક્કી કરવાનુ કોઈ પ્રમાણ આપણી પાસે નથી છતા મને આ બેમાથી પહેલો વિકલ્પ વધુ યોગ્ય લાગે છે અર્થાત્ રતન એ વિષ્ણુદાસનો નજદીકનો પુરોગામી હોય એવુ મારુ અનુમાન છે

## મૂળ કાવ્ય

॥ ર્દ૦॥ ऐं नमः ॥

નરસિંહ મહિંતો વસેં જૂનેંગઢિ વાસિ, રામભજન કરેં દઢ વિસવાસ;
રાતદિવસ જંપે હરિનામ, 'રામ રામ' રટત મુષિ અવર નહીં કાંમ. ૧

તીરથવાસૂ કોએ આવીયા, આવી નગરમાંહિ વાસૂ રહ્યા;
વહિંણું વાયું ને પૂછ્યાં લોક, 'હૂંડી કરો, રૂપઇઆ રોક. ૨

દ્વારામતીની કોએ હૂંડી કરે, વેગિં અમ્હારાં કારજ સરે,'
'દ્વારામતીના ઉદાસી લોક, કૂંણુ દીઇ રૂપઈઆ રોક?' ૩

એહવૂં કહીનેં ઊઠી ગયા, તીરથવાસૂ તિહાં બેસી રહ્યા,
કુણેંક ભાઈઇ ઠગવિદ્યા કરી, 'જાઓ મહિંતા નરસિંહને ઘરે. ૪

અમારા નગરમાં છે નરસિંહ, હૂંડી તુમ્હારી કરસ્યેં સહી;
જે હૂંડી મહિંતો નરસિંહ કરઇ, તે હૂંડી નવિ પાછી ફરેં. ૫

એહનઇ ઘરિ ધન નેં અન તે અપાર, વેગિ જાઓ, મ લાઓ વાર.'
વચન સાંભળી ચાલી ગયા, 'રામ રામ' કરી ઊભા રહ્યા. ૬

'ધન દ્યાઢો, ધન ધન આ વાર, તીરથવાસી આવ્યા બાર;'
દીન થઈનિઇ એ વાયક કહ્યા, 'ભાગિ અમ્હારે તુમ્હે આવયા.' ૭

ચરણ પષાલી જોડ્યા કર જોડિ, કરો આજ્ઞા રસોઈ હોડિ;'
'રસોઈ અમ્હે કરસૂ સહી, મનમાં મોટી આરતિ થઇ. ૮

ન ચાલિ મારગ, ન મિલેં સાથ, ગાંઠં સઈ રૂપઈઆ સાત;
તુમે અમ્હારી હૂંડી કરો, લ્યો રૂપઈઆ ઘરમાં ધરો. ૯

કુણેંક ભાઈઇ કીધો ઉપગાર, દેષાડ્યાં તુમ્હારા દ્વાર.'
'કુણેંક ભાઈઇ ઠગવિદ્યા કરી, લજ્યા અમ્હારી તુમ્હે રાખયો હરિ. ૧૦

આગેં દ્રૂપદીની તુમ્હે કીધી ભીર, આગેં આગેં પૂર્યાં ચીર;
તુમ્હે વિપ્ર સદામાની કીધી સાર, નવ નિદ્ધિ દેઈ તૂઠા મુરારિ. ૧૧

તુમ્હે નામાને હાથે દૂધ જ પીઉં, તેહનેં દેઉલ ફેરી દરિસણ દીઉ;
હવઇ અમ નાગરસ્યુ ધરજો નેહ, રૂપઈઆ આપયો તતષેવ. ૧૨

થોડીક વાત સૂ લષીઇ ઘણી, હૂંડી તે આવઇ તુમ્હ જ ભણી;'
હૂંડીમાં લષતાં લષી એક વાત, 'હૂંડી દેખો સામલસા હાથ.' ૧૩

તીરથવાસૂ ચાલ્યા જાય, દેષી દેઉલ મનિ આણંદ થાય;
ગોમતી સનાન કરી જોડ્યા કર જોડ, જઈનિઇ પૂજ્યા શ્રીરણછોડ. ૧૪

પૂછ્યા લોક નગરના જાય, 'કૂંણુ તુમ્હારે સામલસાય?'
'કુંણેં ધૂતારે કથણી કથી? સામલશેઠ નગરમાં નથી. ૧૫

તુમ્હે વિમાસીને કરયો વિચાર, પાછા વળી જાઓ ગાઉ ચ્યાર,'
હરિદરિસણુ કરીનેં મારગિ થયા, રૂપ ધરી હરિ આડા આવીયા. ૧૬

'કા રે તીરથનાથ પાછા વળ્યા ? એક ઘાઢો નગરમાં ન રહ્યા ?'
'નગરમા રહીને સૂ કરૂ ? ગરથવિહુણો કેહવો કારિજ કર ? ૧૭

સાતસિ રૂપઈઆ ગાઠિ હતા જેહ, મહિતા નરસિહને આપ્યા તેહ'
'સામલશેઠ અમારુ નામ, લ્યો રૂપઈઆ મારો કામ' ૧૮

રૂપઈઆ આપ્યા ગણિ સાર, 'પરચો, ખાઉ, મ લાઉ વાર,'
'પૂછયા નગરના સહરે સહેર, કોએ ન કહ્યઈ તુમારા ઘઈર' ૧૯

'છાના નગરમા વસીઇ વાસ, કોએક જાણે હરિનો દાસ,
વળતો અમારો કાગળ લીઓ, જઈ મહિતા નરસિહને દીઓ' ૨૦

મિહતે નરસિહે પૂછી વાત, કાગળ દીધો હાથોહાથ,
નરસિહ કાગળ વાચી જોય, હરિમુખ-નાયક સાચા હોય ૨૧

કાગલમા લખ્યો, 'રામ રામ, વેગો દેયો અમને કામ,
મઇ ત્રિલોચન વરિ કીધી વેઠ, પૂરણ આહાર આપતો પેટ ૨૨

નામાદેવની છાયર છાઈ, શ્વાનરૂપ ધરી પોલી પાઇ,
અમે વેચાણ તુમારે હાથિ, જિમ મર્કટ વાદીગર સાથિ ૨૩

મેનક જાણીને કરયો માર, હૂડી લખયો વારેવાર,'
નરસિહ મુનિ પામ્યા આણુદ, ધન ધન પૂરણ પરિમાણુદ ૨૪

ભગત અવિચલ પ્રભુ સદાઇ દયાલ, અમ્હારી કીધી પ્રતિપાલ
ગાઇ સુણો તેહને વૈકુઠવાસ, પ્રેમ ધરે તેહની પુહચઈ આસ ૨૫

એ હૂડી રામો **રતનીઓ** ગાય, સુણે સાભલિ તેહના પાતિક જાય,
એ પદ મહિમા **રતનીઇ** કહ્યો, લખ ચોરાસી કેરા ફરતો રહ્યો ૨૬

इति श्रीनरसींह महिंतानी हुडी समाप्त ॥ मिति भद्रम् ' ॥ श्रीरस्तु ॥ छ ॥

## 'ગૂજરાતી બાળકોનું બુદ્ધિમાપન'

ગૂજરાતી ભાષા બોલનારા બાળકો માટે બુદ્ધિમાપન કસોટીઓ (Mental test) નક્કી કરવા તથા પ્રમાણભૂત બનાવી તે વડે બુદ્ધિપરીક્ષા કરવાનુ કાર્ય ગૂજરાત સશોધન મડળ તરફથી શ્રી જ હ ત્રિવેદી અને શ્રી એમ પી વૈદ્યને સોપાયુ છે આ જાતનું કાર્ય ગૂજરાતમા પહેલવહેલુ છે તો ગૂજરાતના શિક્ષણશાસ્ત્રીઓ કે જેણે આ દિશામા કઈ કાર્ય કર્યું હોય અથવા કઈ ઉપયોગી માહિતી ધરતા હોય તેણે આ મડળને C/o School of Sociology & Economics, University of Bombay, એ સરનામે લખવા કૃપા કરવી

# કાલિદાસની વનસ્પતિ

[ ગતાંક પૃ. ૭૪ થી ચાલુ ]

શ્રી. બાપાલાલ ગ. વૈદ્ય

ભૂર્જ:[૧]

**भूर्जेषु मर्मरीभूताः कीचकध्वनिहेतवः ।**
**गङ्गाशीकरिणो मार्गे मरुतस्तं सिषेविरे ॥**

रघु०सर्ग. ૯ શ્લો, ૬૩

ભૂર્જવૃક્ષનાં સુક્કાં પત્રોમાં મર્મરધ્વનિ ઉપજાવનાર અને કીચક ( વાંસ ) ના ધ્વનિના હેતુરૂપ ગંગાનાં જલબિંદુઓને પોતાની સાથે વહન કરતો વાયુ રાજાને માર્ગમાં સાંત્વન આપવા લાગ્યો.

રઘુ દિગ્વિજય કરતો કરતો "ગૌરીગુરુ શૈલ" અર્થાત્ હિમાલય ઉપર ચઢવા લાગ્યો તે વખતનું આ વર્ણન છે. હિમાલયનાં જંગલોમાં જ ભૂર્જવૃક્ષો થાય છે.

**न्यस्ताक्षरा धातुरसेन यत्र भूर्जत्वचः कुञ्जरबिन्दुशोणाः ।**
**व्रजन्ति विद्याधरसुन्दरीणामनङ्गलेखक्रिययोपयोगम् ॥**

कुमार સર્ગ ૧—૭

સિન્દૂરાદિ દ્રવથી ભૂર્જવૃક્ષની છાલ ઉપર, હાથીના શરીર ઉપર વયોવિશેષભાવિ જે બિંદુઓ હોય છે તેવા લાલચોળ અક્ષરો લખેલા હતા. વિદ્યાધર સુન્દરીઓને વિહાર યોગ્ય એ સ્થાન હતું એવો ભાવાર્થ છે.

**गणा नमेरुप्रसवावतंसा भूर्जत्वचः स्पर्शवतीर्दधानाः ।**
**मनःशिलाविच्छुरिता निषेदुः शैलेयनद्धेषु शिलातलेषु ॥**

कुमार. સર્ગ ૧—૫૫

મનઃશિલા નામની ધાતુથી અનુલિપ્ત, સ્પર્શમાં સારી એવી ભૂર્જવૃક્ષની છાલ જેણે પહેરી હતી અને સુરપુન્નાગ કુસુમશેખરો જેણે પરિધાન કર્યાં હતાં એવા પ્રમથગણો શિલાજિત અથવા શૈલેય ( સુગંધી પદાર્થ ) થી વ્યાપ્ત એવાં શિલાતલો ઉપર બેઠા. ભૂર્જવૃક્ષની છાલ ઉપર કાગળની જેમ લખી શકાય છે તેમ ભૂર્જનાં વલ્કલો પણ પહેરવામાં આવતાં એ ઉપરના બે શ્લોકમાં દર્શાવે છે.

વિક્રમોર્વશીયમાં ભૂર્જની છાલ ઉપર લખીને પ્રત્યુત્તર મોકલવાનું વિધાન છે:—

**प्रभावनिर्मितेन भूर्जपत्रेण संपादितोत्तरा भावितुमिच्छामि ॥**

અંક ૨ પૃ. ૪૭

**भूर्जपत्रगतोऽयमक्षरविन्यासः ॥**

**उर्वशीदर्शनविस्मितेन मया तद् भूर्जपत्रं प्रभ्रष्टमपि हस्तात्प्रमादेन न विज्ञातम् ॥** પૃ. ૫૪

**उपनयतु भवान् भूर्जपत्रम्** ( પૃ. ૫૫ )

આ અને બીજા એક બે ઉલ્લેખો ભૂર્જપત્રના મળે છે. કાગળની જગ્યાએ પહેલાં ભૂર્જત્વક્નો ઉપયોગ થતો હતો એ સુવિદિત છે.

---

૧. રઘુ૦ ૪—૭૩ કુમાર૦ ૧—૭,૫૫ વિક્રમો૦ ૨—૪૭,૪૮,૫૫,૫૬,૫૭,૬૦

ઇક્ષુ [1]

इक्षुच्छायनिषादिन्यस्तस्य गोप्तुर्गुणोदयम् ।
आकुमारकथोद्घात शालिगोप्यो जगुर्यश ॥
रघु० सर्ग–૪—૨૦

શાલિ (ડાંગર) સાચવવા રાખેલી સ્ત્રીઓ, શેરડીની છાયામા બેસીને, સહુનુ રક્ષણ કરનાર રઘુ રાજાના બાળપણના વીરોચિત પ્રસગોથી તે આજ સુધીની યશગાથા ગાતી હતી

શેરડીની છાયામા બેસીને ડાંગરના ક્યારડાઓ સાચવતી સ્ત્રીઓ રઘુની યશ–ગાથા ગાતી હતી।

प्रचुरगुडविकार स्वादुशालीक्षुरम्य
प्रवलसुरतकेलिर्जातकदर्पदर्प ।
प्रियजन रहिताना चित्तसतापहेतु
शिशिरसमय एप श्रेयसे वोऽस्तु नित्यम् ॥
ऋतु० सर्ग० ૫/૧૬.

શિશિરઋતુ તમારા સૌના કલ્યાણ માટે હમેશ હો। જે ઋતુમા ગોળ ખાંડ સાકર મોટા પ્રમાણમા પાકે છે, સ્વાદિષ્ઠ ડાંગેર અને શેરડીથી જે રમ્ય લાગે છે પ્રબલ સુરત કેલિથી જેમા કામનો દર્પ વધેલો જણાય છે અને પ્રિયજનના વિરહવાળા મનુષ્યોને માટે જે ઋતુ ચિત્તસંતાપ જન્માવનાર છે આવી શિશિરઋતુ સૌનુ કલ્યાણ કરો

શેરડી શિશિરમા પાકે છે એ સુવિદિત છે

**कथं न भेष्यामि । एप मा कोऽपि प्रत्यवनतशिरोधरमिक्षुमिव त्रिभङ्ग करोति । शाकुंतल०** અં—૬

હું કેમ ન બીઉ। મને અહી જાણે કોઈ ત્રણ ભાગમા કાપતુ હોય એમ લાગે છે—શેરડીને મથાળેથી નમાવી ત્રણ કકડા કોઈ કરે તેની માફક। શેરડીને ટોચેથી નમાવી ત્રણ કકડા કોઈ કરતુ હોય। કવિ સાદી ઉપમાઓથી કેટલું જોશ લાવે છે તેનો આ સુદર નમૂનો છે

શેરડીના ખેતરની શોભા કવિને આકર્ષે છે શિશિરની રમણીયતામા ઇક્ષુનો પણ ફાળો છે

( અપૂર્ણ )

# નવીન કવિતા

પ્રો. બળવંતરાય ક. ઠાકોર

## દર્શન ૩ જું

### ચર્ચેલા વિષયોનો વિગતવાર સાર

વિરહકાવ્યો અને વિષાદકાવ્યો ( '**એલેજી**' ) ને '**લિરિક**' નિબંધમાં એક પછી એક પગથિયે પ્રદર્શેલાં તે બંને જાતિને અહીં સાથે લઈ લીધાં છે. આમ ત્યાંનું ત્રીજું તે અહીંના પ્રદર્શનમાં બીજું બને છે, પરંતુ તેના પાંચ ભિન્ન ભિન્ન સ્તબકમાં ગોઠવ્યા છે. જે વિષય અને જે પ્રકારની કવિતા આખી દુનિયાના અનુભવે વધારે આકર્ષક તેના વધારે દાખલા આપવા, અને વિષય તથા કવિતા બંને ઉચ્ચ કોટિનાં પરંતુ અમુક ઉચ્ચાધિકારી સહૃદયો જ તેના ખાસ ભોગી, એ જાતિઓના દાખલા તે જાતિઓનાં સ્વરૂપ સમઝમાં ઉતરે એટલા આપીને જ સંતોષ માનવો, એ નવી વ્યવહારુ દૃષ્ટિ પણ આ નવાં વધારે ટુંકાં પ્રદર્શન વખતે ગ્રહણ કરી છે. શ્રી **રામનારાયણ પાઠક**ના સમય પ્હેલાંના દાખલા માત્ર સ્મર્યા છે. અહીં સારમાં એ દાખલા નોંધવા જરૂર નથી. વ્યાખ્યાનો માટે લીધેલા દાયકાઓમાંના દાખલાઓ ( આ. ક. સમૃદ્ધિ'ની બે આવૃત્તિઓમાં ચર્ચાઇ ગયા નથી તે ) ચર્ચ્યા છે અને તેમને અનુક્રમના આંક આપેલા છે.

**વિરહકાવ્યો ટુંકાં**

(૧) શ્રી **ઇંદુલાલ ગાંધી**–'**ભાઇનો બ્હેન પાછળ વિલાપ**' (૨) શ્રી **રા. વિ. પા.** – '**અર્પણ**'. (૩) શ્રી **જયમનગૌરી પાઠકજી** – '**સંભારૂં**' વિરહકાવ્યોમાં દૂરાકૃષ્ટ ખયાલો અલંકારો આદિ કુદરતી.

**વિરહકાવ્યો લાંબાં**

આ માત્ર લંબાઈથી વધારે ચડિયાતાં બનતાં નથી; સાધારણીકૃત (જનરલાઈઝ્ડ) લાગણીપ્રવાહ અને મનનબળે ચડિયાતાં બને છે. તેમની લંબાઈ અકસ્માત કે કવિની વાચાળતા નથી, અનિવાર્ય પ્રતીત થાય છે. (૪) શ્રી **સું. ગો. બે.**–'**ઇંદ્રધનુ**' માંથી. (૫) શ્રી **ક માણેક**–'**અરે ન કાં પ્રીતમ**' માંથી. (૬) શ્રી **ઉ. જે. જો.**–'**સદ્‌ગત મોટાભાઈ**'માંથી. (૭) શ્રી **પૂજાલાલ**–'**સદ્‌ગત પિતાજી**' માંથી. (૮) શ્રી **સુંદર**–'**ભક્તિધન નારદ**'માંથી. (૯) શ્રી **મુકુંદ પદ્દણી**–' **પુનઃ પરિચિત સ્થળે**' આ વિષયમાંથી જ આરંભે એવા ઘણા કિશોર કવિઓ જોવામાં આવે છે; કેટલાક વિરહ ગાઇને અટકી પણ જાય છે. કવિના વિરહાંતર્ગત પ્રશસ્તિ આદિ વાસ્તવિક છે કે, એ તપાસતાં વિવેચકે બનતાં લગી કવિની દૃષ્ટિને અપનાવવાની જરૂર છે. (૯) મો દાખલો ચર્ચતાં – **કાંત**ની શૈલીના ગુણ અને નિર્બલતા; નિર્બલતાઓ અનુકારકોમાં વિશેષ હોવાની જ.

**વિષાદકાવ્યો**

( આ નામ નવું યોજ્યું છે ). (૧૦) શ્રી **રમણિક અરાલવાળા** – '**વિખૂટા મિત્રને**'. (૧૧) શ્રી **પતીલ** – '**ન રહી**' (૧૨) શ્રી **સ્નેહરશ્મિ**–'**ભગ્નરત્નમની નાવ**' ખટકશૂન્ય તથાપિ અનશાંત ઉદ્‌ગારો પણ વિષાદના વર્ગના ગણાય.

સ્થળ પ્રેમ, કુદરત પ્રેમ, પરિસ્થિતિ ચિત્ર, કર્તવ્યસાથી અને વ્યક્તિ પ્રેમ; પ્રેમ

બીજા પગથિયાના દાખલા પાચ સ્તબકે (૧૩) શ્રી ગજેન્દ્ર બૂચ–'ગિરનાર યાત્રા' (૧૪) શ્રી ત્રિભુવન વ્યાસ– 'ગીરના જગલ' (૧૫) શ્રી પૂજાલાલ– 'આબુરાજ' (૧૬) શ્રી પતિલ–'નર્મદાને'

(૧૭) શ્રી મનસુખ ઝવેરી–'આજનુ કૂજન'' (૧૮) શ્રી સુદરમ્–'પતગિયુ અને ગરુડ' (૧૯) શ્રી નાથાલાલ જોષી–'દીપ ધીનો' (૨૦) શ્રી ઉ જે જો– 'મોચી' (૨૧) શ્રી સુદરમ્–'તેર સાતની લોકલ' અને (૨૨) એ જ કર્તા–'બાનો ફોટોગ્રાફ' એ દાખલા આ બને સ્તબકોમા કેટકેટલુ વૈવિધ્ય આવી શકે તેની માત્ર વાનગી જેવા છે કવિતામા સરલતા, પ્રસાદ, મીઠાનમધુરપ, લાગણી કોમલતા સુકુમારતા, શિષ્ટતા, આદિની માગણીઓ ખોટી નથી, પરતુ સર્જકતા, આકર્ષકતા, ચિરમરણપાત્રતા, મનો ભરમનોહારિતા, વૈવિધ્ય, વૈયક્તિકતા, આદિ વિચારબળે અને કલાએ જ આવે છે, એ પણ આ નમૂના સમગ્રે લેતા બતાવી શકે એવા છે

### ત્રીજો સ્તબક

આમા માતૃપ્રેમ જેના વિષય ઉપર ગુજરાતી કવિતામા દળદાર ચોપડી ભરાય એટલા દાખલા છે પણ લાગણી હોય, વાસ્તવિકતા હોય, છદભાષાદિ બરાબર હોય એટલુ બસ નથી એટલાથી કવિતાના મનોયત્નો–શાળામા વિદ્યાર્થીને વિષયવ્યુત્પત્તિ માટે ફરી ફરીને કરાવવામા આવતી વેઠ–વાય આસુ ખરે છે તેના ઓગળા ગાલે પડે છે તેય વાસ્તવિક તો છે, ઓગળા નહી, આસૂય નહી, કવિતામા તો આસૂ–મોતી જોઈએ સ્ત્રીપુરુષ પ્રેમ, અથવા પ્રેમના જ દાખલા મુખ્યત્વે આ સ્તબકમા આપિયે (૨૩) શ્રી ચતુરભાઈ પટેલ–'અજબ તારી ખેચ્યા' (૨૪) શ્રી પતીલ–'પ્રેમનો જાદૂ' (૨૫) શ્રી ઉ જે જો–'સખી મે કલ્પીતી' (૨૬) શ્રી કૃષ્ણલાલ શ્રીધરાણી–'ભતવારીનુ ગીત (૨૭) શ્રી સુદરમ્–'તે રમ્ય રાત્રે'

આવી કોઈ કોઈ કૃતિ વિષે સુરુચિભગ કે અશ્લીલતાની ટીકા ક્યારેક થાય છે, પરતુ (૨૭) મા કે કાતની જાણીતી–'આપણી રાત' મા તો એવો કોઇ પણ દોષ છે નહી તે વિગતવાર ચર્ચા વડે દર્શાવ્યુ છે અને કાવ્યો ધ્વનિ વિચારસમૃદ્ધિ વિષયગૌરવ અપરિચિત કે અસાધારણ સજોગો ઘટનાઓ આદિ હોય ત્યા વિવરણ માગી જ લે છે, એવા કાવ્યો વિવરણભાર ઝીલી શકે છે તેમ વિવરણથી એવા કાવ્યોને લાભ પણ છે

(૨૮) શ્રી પતીલ – 'મહેબૂબના અસરમા' (૨૯) શ્રી પ્રહ્લાદ પારેખ— 'વાતો' (૩૦) શ્રી ગજેન્દ્ર બૂચ–'બાબુની બાને' (૩૧) શ્રી ઉ જે જો–'એ પૂર્ણિમાઓ' (૩૨) શ્રી મનસુખલાલ ઝવેરી–'શુભયોગ' (૩૩) શ્રી પ્રહ્લાદ પારેખ –'મ્હારારે હૈયાને' (૩૪) શ્રી ક માણેક–'તૂટતી કડી'

### ચોથો સ્તબક

એ વિષે 'લિરિક' માથી અવતરણ, સસ્કૃત સાહિત્યમા ગિરાવર્ણન ક્યારથી અટક્યા મજૂર—કારીગર વર્ગ તે એક પ્રજા—કાળી પરજ, બુદ્ધિકેળવણીના સસ્કાર વિનાની, બ્રાહ્મણદ્વિજ તે બીજી પ્રજા—ઉજળી પરજ—મહેનત મજૂરી કુદરત સાથે નિકટ સહજીવન પશુ પખી તરુવેલા વનઆદિ સાથે મોહબ્બત વિનાની, એમ આર્ય પ્રજા આર્ય ધર્મોએ આર્ય સમાજવ્યવસ્થાએ અને જ્ઞાતિસસ્થાએ અને જ્ઞાતિઓમા ઉચ્ચનીચ શુદ્ધ પાતકી

કર્મો વ્યવસાયોની વહેંચણીએ બે ભિન્ન ટોળામાં વ્હેંચી નાખી ત્યારથી તેની સાહિત્ય ઉપર પણ વધતી જતી અસર. મુસ્લિમ થાય—વટલે—તે પાછો ગમે તે મહેનત મજૂરી વ્યવસાય વિદ્યાશાસ્ત્રાદિ સાથે સંબંધ બાંધવાનો હક્ક મેળવે, જ્ઞાતિતંત્રની અનુદારતામાંથી મુક્તિ મેળવે, પરંતુ આર્યસંસ્કૃતિનો બૌદ્ધિક વારસો તે ખુવે તે ખુવે, તે પ્રવાહમાંથી નીકળી જ જાય. ધર્મપલટ વગર પણ ગમે તે વ્યક્તિ ગમે તે મજૂરી વ્યવસાય વિદ્યાશાસ્ત્રનું પરિશીલન કરી શકે એ છૂટ પશ્ચિમની સંસ્કૃતિએ અહીં આવી રાજસત્તાનું સ્થાન જીતી લઈ પાછી આખી પ્રજાને મેળવી આપી. તો આ નવી ક્રાંતિ સાથે જે વિચારમિનાર અહીં માર્ક્સ પછી આવ્યો તે સોશિયલિસ્ટ—કમ્યૂનિસ્ટ મૂડી અને મજૂરીનાં બે પડો વચ્ચે વૈમનસ્ય વિરોધ વિગ્રહતાં વિષબીજ અને બીજાં અસત્યબીજ લેતો આવ્યો, અને તે હિંદનાં અર્વાચીન વાઙ્મયોમાં વધવા લાગ્યાં. આવાં અસત્ય અર્ધસત્ય વિષદિગ્ધ સાહિત્યને, મોટે ભાગે તો એકદેશી પ્રચારકામી વક્તૃત્વને, શૂં કરે—પોંખે ! એટલે મજૂરી—વ્યવસાય—સહકાર—ઉલ્લાસના સાહિત્યનો સ્તબક, અર્વાચીન ગુજરાતી કવિતામાંથી હજુ બહુ ન્હાનો જ રચી શકાય છે. અહીં આપણે ઉપર અપાઈ ગયેલામાંથી બે દાખલા (૨૦–૨૧) અને આગળ અપાશે તે એક દાખલા (૪૧) વડે જ નિભાવી લઈશું.

**પાંચમો સ્તબક**

ભાવનાઓ કુવારાઓ. (૩૫–૩૬) શ્રી **સુંદર**–'**કર્ણ**,' '**દ્રૌપદી**' એ લેખકની સાહિત્યનાં બીજાં અંગોમાં ય પ્રગતિ. (૩૭) શ્રી **રા. વિ. પા.**–'**રાણકદેવી.**' દંતકથા તે ઇતિહાસ નથી અને ઐતિહાસિક શોધખોળ એવી વિગતો સિદ્ધ કરી આપે કે તેથી દંતકથા અને લોકસાહિત્યમાંની વિગતો ખોટી ઠરે છે, ત્યારે એ ખોટી વિગતો ઉપર વસ્તુનું ચણતર હોય એવાં કાવ્ય, કાવ્ય લેખે અનેક ગુણ સંપત્તિવાળાં હોય તથાપિ, અધિકારી એટલે કે શ્રેષ્ઠ વાચકવર્ગનો અનુરાગ ગુમાવે છે. નવલરામ કૃત–**વીરમતી નાટક, રાણા પ્રતાપ** વિષેનું લોકકથા ઉપર જ ચણાયલું સાહિત્ય, **શિવાજી** વિષેનું આવું સાહિત્ય, વગેરે દાખલાઓમાં આ સારી રીતે જોઇ શકાય છે. સત્યં શિવં સુંદરં ત્રણ જુદીજુદી કે અન્યોન્ય વિરોધી ભાવના નથી. (૩૮) શ્રી **કૃષ્ણલાલ શ્રીધરાણી**–'**સ્વરાજય રક્ષક**' (આ છે ટૂંકું આખ્યાન એટલે કે '**ખંડકાવ્ય.**') અર્વાચીન ઐતિહાસિક પૌરાણિક નવલો અને નાટકોને મૂલવતાં પણ આ ચર્ચામાંનાં દૃષ્ટિબિંદુ ધ્યાનમાં રાખવાનાં છે. વિદ્વાનો શાસ્ત્રીઓ આદિએ લોકરુચિ અને લોકમંતવ્યોથી બહુ છેટા નીકળી ન જવું ઘટે, એ માગણી ટુંકી મર્યાદાઓમાં જ સ્વીકારી શકાય. વિદ્યા અને શાસ્ત્રની સંશોધિત સંગીન પ્રગતિ જ સમાજસંસ્કૃતિનું સાચું દૈવત છે.

ભાવનાકુવારા લેખે કેટલીક ઉત્તમોત્તમ ઇંગ્રેજી "**ઓડ**" કૃતિઓનું સ્મરણ. (૩૯) **ઉ. જે. જો.**–'**નિશીથ.**' અતિકાય કુદરતી સત્ત્વોને દેવદેવી જેવાં નિરૂપવાની કલ્પકતા ગમે તેટલી મૌલિક, અને વેદ તથા પ્રાચીન ગ્રીક અને નોર્સ સાહિત્યથી ઉતરી આવતી પરંપરામાં સુસ્થાપિત, તથાપિ અર્વાચીન માનસમાં શાસ્ત્રીયતા વધતી હોવાથી હવે આપણને એટલી મનોભર નથી લાગતી. કવિ પૂરતી સાવધાની રાખે તથાપિ એવી કૃતિમાં કોઇકોઈ વ્યર્થ અંશ આવી જાય. પરંતુ આ વ્યર્થ જણાતા ઉદ્‌ગારોને પણ બીજી બાજુ છે. આપણી પામરતા એવી છે કે આપણે અમુક વિરાટ આશાઓને વ્યર્થ જાણ્યા છતાં બી તેમનાથી

મુક્ત થઈ જ શક્તા નથી. (૪૦) એ જ કવિ—'**સીમાડાનો પત્થર**' નકારાત્મક (નેગેટિવ) અને કેવળ વિષાદપ્લુત ધ્વનિ ફુરતી એના વિષયમાં ય સર્જક કવિની કલા જુદી જાતનો ધ્વનિ ઉપજાવવાની શક્તિ ધરાવે છે (૪૧) શ્રી સુંદરમ્—'**ઇંટાળા ઉપર**' ઇંટાળા ઉપરથી કવિ ઇંટાળા અને રોડા ને કુટકળ જેવા—કોઈપણ ન્હાનીમોટી ઇમારતમાં ગોઠવાઈ શક્યા નહીં એવા પરાજિત અવમાનિત ભંગાર જેવા અને વ્યર્થ નીવડેલા અસંખ્ય જીવનો ઉપર પોતાની અનુકંપા વર્ષાવે છે આ માનવીઓ પૌરુષના ભંગાર અપૂર્ણાંકો અને અવશેષો જ બની ગયેલા છે તેમને ખુરદામાંથી પાછા પૂર્ણાંક બનાવવાની કલા—ક્યાં? એ એક મહા-કળા વિનાની આપણી આટલી બધી કુમાર્ગવાળી આ પ્રગતિ પોતે જ કેવળ રોડું નથી શું? આવા '**ઓડ**' કાવ્યોને ગુજરાતીમાં '**ભાવનિકો**' કહેવાય ખરા? (૪૨) શ્રી સ્નેહરશ્મિ—'**એયરોપ્લેન**' આ કવિની કલ્પના અને ગાંધીવિચારવ્યૂહથી એકએ બાબતમાં સ્વતંત્રતા (૪૩) શ્રી પૂજાલાલ—'**પ્રિયા કવિતાને**' (૪૪) શ્રી **મનસુખ ઝવેરી**—'**બદલો**' (૪૫) શ્રી **પ્રહ્લાદ—પારેખ** '**પ્રેમ**' આ વ્યાખ્યાનોના ન્હાનામોટા ઉદ્દેશોની સફુલતા, અથડાઅથડી, મુશ્કેલી ઓડકાવ્યોમાંની એકએ પેટાજાતિ વિદ્વદ્ભોગ્ય જ હોઈ શકે (૪૬) શ્રી ઉ જે જો—'**વણઝાર**,' (૪૭) શ્રી '**ઉપવાસી**'—'**રશિયા**' (૪૮) શ્રી **સ્નેહરશ્મિ**—'**એકોહં બહુ સ્યામ્**' (૪૯) શ્રી **સુંદરમ્**—'**સળંગ સળિયા પરે**,' સાર આપ્યો છે

**ઉત્સાહ ભક્તિ—સર્વસ્વ સમર્પણ પ્રજ્ઞા· અગમનિગમ**

(૫૦) શ્રી **રા વિ પા**—'**સિંધુનું આમંત્રણ**' અને **ટેમ્સન** કૃત '**સ્વર્ણના શિકારી શ્વાન**'ની તુલના કરી જોવા ભલામણ બે જુદીજુદી સંસ્કૃતિના પ્રતીક જેવા એ બે કાવ્ય (૫૧) શ્રી મલયાનિલ—'**હરિનો સંગ**' (૫૨) શ્રી **પ્રહ્લાદ પારેખ**—'**ત્હારો ઈતબાર**' (૫૩) શ્રી **સુંદરમ્**—'**વિરાટની પગલી**' અને (૫૪) '**નમું**' ટેનિસનની પ્રામાણિક અશ્રદ્ધાની પ્રશંસા (૫૫) શ્રી **પ્રબોધ ભટ્ટ**—'**મ્હારા દેવ**',અને (૫૬) શ્રી ઉ જે જો—'**તમિસ્રગાથા**' વચ્ચે મળતાપણું અને ફેર બીજામાં માનવી અનેય વિરાટ સામે ટટાર ઉભા રહેવાની માનવતા પ્રદર્શે છે

**પ્રજ્ઞાના** દાખલા, (૫૭) શ્રી **હરિહર ભટ્ટ**—'**નિરભિમાન**' (૫૮) શ્રી **પતિલ**—'**સદ્ભાવના**' (૫૯) શ્રી **રામપ્રસાદ શુક્લ**—'**ઝાંખી**' (૬૦) શ્રી '**ઉપવાસી**'—'**આત્મદીપો ભવ**' જૂનું "વૈષ્ણવ જન તો તેને કહિયે"—આ વર્ગનું ગણાય શ્રી પૂજાલાલના સૉનેટ (૬૧, ૬૨, ૬૩) '**ઊડ**', '**આત્મવિહંગમ**', '**મરજીવિયા**', અને (૬૪) '**કલ્યાણવિભૂતિસાગર**', એ અન્યોક્તિ (૬૫) શ્રી '**સુધાંશુ**'—'**કંસારાનો કોયડો**' (૬૬) શ્રી **રા વિ પા**—'**એક કારમી કહાણી**' ભાષા, આકણી, લયમાં પુરાણી ઢબની આ કૃતિનો સાર

**અગમનિગમ**—દાખલો એક જ, અપ્રકટ અહીં કર્તા કૃપા કરીને પ્હેલીવાર પ્રકટ કરવા રજા આપે છે (૬૭) શ્રી **સુંદરમ્**—'**અજબ સુરભિ**' આ જાતિની કવિતાના અધિકારી વિરલ, અને વળી તેઓ સામાન્ય પ્રતિના રસિકો જેને શ્રેષ્ઠ સારી મનોહર કવિતા, કલા આદિ માને છે તેના ઉપરથી એમનો ભાવ પણ ઓસરી ગયેલો હોય છે

**ન્યારા પેંડા**—આપણી કાલમર્યાદામાં રચાયલા સાહિત્યમાં તો શ્રી **ક મા મુનશી**

ની કૃતિઓમાંથી કવિત્વમય આવેશમય ઉચ્ચ ભાવનાએ તેજસ્વી હોઈ કવિત્વમય ગદ્યના નમૂના મળે છે. આ બેત્રણના માત્ર નિર્દેશ સાથે કલાપીના કાશ્મીરના પ્રવાસમાંથી એક મહાવાક્યની શૈલીમાં લખાયલો દાખલો પણ ઉતાર્યો છે.

## દર્શન ૪ થું

## ચર્ચેલા વિષયોનો વિગતવાર સાર

**લિરિકેતર—**

(૧) બોધકાવ્ય ( ડાઇડેક્ટિક પોયેટ્રી didactic poetry ) આ વ્યાખ્યાનોમાં ચર્ચ્યાં જ નથી; (૨) વર્ણનકાવ્ય ( નૅરેટિવ પોયેટ્રી narrative poetry ) અને તેને મળતાં. (૪) આખ્યાન કાવ્ય ( સ્ટોરીઝ ઈન વર્સ stories in verse). (૪) અને આમાં ઉદાત્ત ભાવો ચારિત્રનિરૂપણ તથા પાત્રોનાં ચારિત્ર સાથે બનાવપરમ્પરાનો કલાકૌશલે મેળ સાધીને રચાતાં—ખણ્ડકાવ્ય, (૫) મહાકાવ્ય, અને (૬) નાટક—નાટિકા. એકાકી એક જ વા થોડાં દૃશ્યવાળી તે નાટિકા. પૂરતી લમ્બાઈનું, વધારે અઙ્કોવાળું તે નાટક.

લિરિકોની જેમ વર્ણનકાવ્યો, આખ્યાનકાવ્યો અને મહાકાવ્યો મૂળ ટુંકી રચનાઓ ( બૅલેડ ballad ) માંથી ધીરે ધીરે મોટાં થતાં ગયાં છે. ટુંકું મહાકાવ્ય તે ખણ્ડકાવ્ય.

લિરિક જાતિનો મહિમા અર્વાચીન કાળમાં વધતો ગયો છે. પણ આગલા સૈકાઓમાં મહાકાવ્યો અને ઉત્તમ નાટકો જ સારામાં સારી કવિતા ગણાતાં.

આખ્યાનમાંથી મહાકાવ્ય કે મહાકાવ્ય જેવું નાટક મહાકવિની કલા સર્જે છે તેના દાખલા લેખે મહાભારતમાંના **શકુંતલોપાખ્યાન** જોડે કાલિદાસના **અભિજ્ઞાન શકુંતલા** નાટકની સરખામણી-

મહાકાવ્ય **સર્જી** શકે તે જ મહાકવિ. મહાકાવ્યની મહત્તા ને અમરતા એની લમ્બાઇને લીધે નથી; એની કલાને લીધે છે, એમાંના ભાવોની ઉદાત્તતાને લીધે છે, એમાંનાં આદર્શ પાત્રોને લીધે છે, એમાંથી ઝમાનાઓ અને સૈકાઓ લગી કાવ્યરસિકોને કાવ્યમુદ્રા અને અખૂટ ધ્વનિઓ મળ્યા કરે તેને લીધે છે.

ઊંચાં પદ અને અસાધારણ માન આપવામાં સમજુ પ્રજા વિવેકી એટલે કઞ્જૂસ વા ચીકણી જ હોય. એવાં માન અને પદ સસ્તાં થઈ જાય તેમાં કલાની કવિતાભાવનાની અને સંસ્કૃતિની પડતી છે. ગુજરાત અને ગુજરાતીનો મહાકવિ એક **પ્રેમાનંદ**. તેનો બરોબરિયો કે તેનાથી ચડિયાતો નીવડી આવે એવા કવિને જ સમજુ ગુજરાત 'મહાકવિ' ગણે.

ટુંકું પણ ઉદાત્ત ભાવો ( આદર્શ પાત્ર–પાત્રો ) અને કલાવાળું આખ્યાન હોય તેને કયું નામ આપીશું ? ખણ્ડકાવ્ય ? ઉપાખ્યાન ? આખ્યાનક ? પ્રસઙ્ગકાવ્ય ? માત્ર આખ્યાન અને ટુંકું તે **આખ્યાનક**; લાંબાના પેટામાં ટુંકાં આખ્યાનો હોય તે **ઉપાખ્યાનો**.

ખણ્ડકાવ્ય શબ્દ સંસ્કૃત પરિભાષામાં જરા જુદી રીતે વપરાયો છે. તો આજ લગી જેને આપણે ખણ્ડકાવ્ય કહ્યાં છે, તે ગુણોવાળી રચનાઓને મ્હારી સૂચના છે કે **પ્રસંગકાવ્ય** કહેવાં.

આ વિષે '**સાહિત્યદર્પણ**' માંથી મહાકાવ્ય અને ખણ્ડકાવ્ય શબ્દોની વ્યાખ્યા ટાંકીને **ન. ભો. દિ.** અને શ્રી **રામનારાયણ**ના કંઈક ભિન્ન મતોની તપાસ.

પ્રસંગકાવ્ય શબ્દને ખણ્ડકાવ્યના અર્થમાં વાપરવો તો ધ્યાનમાં રાખવું કે કેવળ

પ્રાસગિક કાવ્ય ( અમુક પ્રસગના વર્ણનમાત્ર ) થી આપણી પરિભાષાની **પ્રસગકાવ્ય** જાતિ ભિન્ન અને ઉચ્ચતર વસ્તુ છે

**કાંતના 'વસતવિજય'** વિષે શ્રી **રામનારાયણના** એકમતની ચર્ચા પ્રસગકાવ્યોના દાખલા—સ્થલસકોચને લઇને—માત્ર ૧૧, ચર્ચા સાથે (૧) શ્રી **સુન્દર—'પાંદડી'**, (૨) શ્રી ગણપત ભાવસાર—**'દશરથનો અંતકાળ'**, (૩) શ્રી નર્મદાશંકર ભટ્ટ—**'શાપસભ્રમ'**, (૪) શ્રી દીપકબા—**'રાજા દશરથની અંતઘડી'**, (૫) શ્રી શ્રીધરાણી—**'સ્વરાજરક્ષક'**, (૬) શ્રી ઉમાશંકર જોષી—**'કલાનો શહીદ'**, (૭) શ્રી સુંદરજી બેટાઈ—**'મીરાંબાઈનો ગૃહત્યાગ'**, (૮) શ્રી **સ્નેહરશ્મિ—'ત્યાગખત'**, (૯) એ જ કવિ—**'સુલેખા'**, (૧૦) શ્રી સુન્દરજી બેટાઈ—**'લોચનદાન'**, (૧૧) શ્રી **રામનારાયણ** પાઠક—**'એક સંધ્યા'**

કવિનુ કવિત્વ વિષયપસદગીમા પણ છે અગર તેના ઉપર અવલમ્બે છે અરોચરમણીય પણ લગીર જ વિષય ઉપર કાવ્ય રચવૂ જ શાને?

ફેન્સી અને ઇમેજિનેશન—કલ્પના અને કલ્પદેવ વચ્ચે કોલરિજે કરેલો વિવેક અલકારો પણ અતિલઘુ હોય, વિશાળ ક્ષેત્રને કલમની એક લકીરે ચિત્રી આપે એવા ય હોય કાલિદાસના વિરાટ અલકારોના દાખલા

સાહિત્ય અને વિવેચનાનો અવિનાભાવ સમ્બન્ધ કલાસર્જન એક પ્રવૃત્તિ છે, કોઈપણ સક્રિય પ્રવૃત્તિ બુદ્ધિની સાક્ષીએ, બુદ્ધિના સહકારે બુદ્ધિ દોરતી જાય, વિસ્તારતી જાય, સકોચાતી જાય તે મર્યાદાઓમા, બુદ્ધિ મજૂર રાખે તે રૂપે ચાલે છે કવિ છે તે વિવેચક પણ છે, હોવો જોઈએ સારો વિવેચક નહી તે સારો કવિ—સારી કવિતાઓનો સર્જક —અકસ્માત જ બને વિવેચનની નબળાઈએ સર્જન આદિમા, મધ્યમા કે અતમા બગડ્યા કથળ્યાના અનેક દાખલા આપી શકાય

**ન** ભો દિ એ કરેલી ગુજરાતી સાહિત્યની સેવાઓમા એમની બેને એમના ગદ્ય અને એમના કવિતાસાહિત્ય કરતા હું વધારે મોટી ગણુ છુ (૧) ભાષાશાસ્ત્રી લેખે એમની સેવા આ વિષય ઉપરના એમના લખાણોમા એમનો આપણા મધ્યકાલીન વાઙ્મયનો પરિચય કેટલો તો અલ્પ છે તે જણાઈ આવે છે એમની વિષયપ્રતિપાદનપદ્ધતિમા પણ મોટા દોષ છે જેથી શ્રદ્ધાળુ વાચક પણ કટાળે છે, અને તોપણ સાગ વૈયાકરણ અને આ વિષયમા એમને સ્થાયી રસ એટલે એમણે કેટલાક મહત્ત્વના સિદ્ધાન્તો તારવી આપ્યા છે (૨) પણ એમની શ્રેષ્ઠ સેવા તો એમણે પેલા પ્રાચીનકાવ્યમાળામાના "નાટકો" ને પ્રેમાનન્દને નામે ચડતા અટકાવ્યા તે આ વિષયમા **ન** ભો દિ એ પોતાની પ્રતિષ્ઠા સામા પલ્લામા નાખી ન હોત તો આપણુ ભોળુ ગુજરાત તો એ નાટકોને પ્રેમાનન્દની કૃતિઓમા સામેલ કરી લેત, એમ માનુ છુ

વિવેચનામા ય સત્યનિષ્ઠા મોટી વસ્તુ છે જેમ ઇતિહાસમા પક્ષાપક્ષી ચાલ્યા જ કરે એવી વસ્તુ હોવાથી ઇગ્રેજી કવિતાના ઇતિહાસમાથી રોમાન્ટિક—ક્લાસિકલ, લેક પોયેટ્સ, ઇમેજિસ્ટ્સ, વગેરેના દાખલા ઇમેજિસ્ટસના સિદ્ધાન્તો વીસમી સદીના ઈગ્રેજ કવિઓમાનુ "અશક્ય" "કિમેરિક" જ લાગે એવા આદર્શોવાળુ એક મડળ, આ મડળની ભાવના

વિવેચનાનું એક કાર્ય દુર્બોધને સુબોધ કરવાનું છે. આમવર્ગને પણ સુગમ તે જ કલા, કવિતા આદિ ઉત્તમ એ મન તો તુચ્છ છે, હમેશાં પ્રામાણિક પણ નથી હોતો. મધ્યમ વર્ગના નીચલા થરોમાં શાળાકેળવણી આદિના સંસ્કાર એવા આછા અને છીછરા હોય કે એ સંસ્કારો છેક ભૂંસાઈ જવા ના પામે તે માટે સુધરેલી પ્રજાઓ ઉત્સવ, મેળા, સંમેલન, યાત્રા આદિ અનેક પ્રવૃત્તિઓ આદરે છે અને આમ આ મોટા વર્ગમાંથી કેટલીક વ્યક્તિઓ સારી પેઠે સંસ્કારી પણ બની જાય એ હકીકત છે. પરન્તુ સમાજ આ પ્રમાણે તેમના સંસ્કાર, સુરુચિ આદિને પોષવાની પ્રવૃત્તિઓમાં મન્દ હોય, ત્યાં આ વર્ગના ય ઘણા મોટા ભાગને કલા કવિતા આદિ મોટે ભાગે દુર્બોધ રહે, અગ્રાહ્ય નીવડે, તેમાં તેમનો દોષ નથી કે નથી કવિતા, કલા આદિનો દોષ. એટલે આપણે અત્ર તો તે જ દુર્બોધતા વિચારવાની છે, જે માટે કવિને કે વિવેચકને પોતાને જવાબદાર લેખી શકાય.

કવિ અને કવિની શૈલી એની કૃતિઓની દુર્બોધતા માટે જવાબદાર, એવો સૌથી ભારે દાખલો મિલ્ટન છે. પૂરેપૂરી ભોગ્યવસ્તુ તો એ કવિતા જે ઇંગ્રેજી રસિકો પ્રાચીન ગ્રીકલેટિન કવિતાના પરિપક્વ પંડિતો હોય તેમને જ, એ તેની વિશિષ્ટતાને લીધે શું એ કવિતા બીજા સામાન્ય રસિકોને એટલી સુગ્રાહ્ય નહીં માટે ઉતરતી ગણી શકાશે ખરી?

શેક્સ્પીયરની સોનેટોનો દાખલો બીજી જાતની દુર્બોધતાનો દાખલો છે. એ સોનેટો-માંનાં પાત્રો કોણ? તેમના વિષે કવિ સોનેટોમાં શી શી હકીકતને સ્પર્શે છે?—એ તમામ સુગુપ્ત રહે એ પ્રકારે જ કવિએ એ સોનેટો લખી છે અને તેમાં સારો વિજય મેળવી શક્યો છે.

કાંતની કેટલીક કૃતિઓ જુવો. એનો આશય છે સ્વીડનબોર્ગી સિદ્ધાન્તો નિરૂપવાનો તેમની પ્રશસ્તિનો, અને સાથે સાથે આ પોતાનો સાચો અર્થ સ્પષ્ટ હોય તો તો એ કૃતિઓને, ભાષા, સંગીત આદિના ગુણો ઉત્તમ હોય તથાપિ, વાચકો તો હિંદુ એટલે નિન્દે જ. પોતાની કૃતિઓ લોકપ્રિય બને એવા આશયથી કવિએ શ્લેષોનો એવો પ્રયોગ કર્યો છે કે વાચકો જે અર્થ સમજે તે ઉપરથી એ કૃતિઓને ચાહ્ય અને તેમાંથી પોતાને તો ઇષ્ટ અર્થ મળે જ મળે. બેશક દુર્બોધતાના આવા દાખલા અત્યન્ત વિરલ.

વિષય જાતે એવો દુર્બોધ હોય કે કવિ તો બનતું કરી છૂટે તથાપિ સુગ્રાહ્ય ના જ બને, એમ રહસ્યવાદી કે અગમનિગમના સાહિત્યવાઙ્મયમાં જોવામાં આવે છે. અને મિસ્ટિકોમાં પણ પન્થો હોય છે, દરેક પન્થ પોતાને સર્વોપરિ ગણાવવા ઇન્તેજાર હોય છે: એટલે તે ઘણી કૃતિઓમાં વચ્ચે વચ્ચે પન્થના ખાસ સંકેતો જાણે તે જ સાચો અર્થ ગ્રહે, બીજા ભુલભુલામણીમાં કૂટાયા કરે, એવું લખાણ સારી પેઠે હોય છે.

નાટકોનો અર્થ ગ્રહણ કરવામાં પ્રેક્ષકને કાવ્યના શબ્દો ઉપરાંત પાત્રોના અભિનય, દૃશ્યની વિગતો, વસ્તુનો પ્રવાહ આદિ સારી પેઠે મદદ કરે છે, એટલે એમાં શાબ્દિક દુર્બોધતાનું પ્રમાણ આ શ્રાવ્યકૃતિના કરતાં વિશેષ હોય તે પણ નભી જાય છે.

દૂરાન્વયે, ક્લિષ્ટાન્વયે, શબ્દાડમ્બરે, માત્ર વાક્છટામાં કવિ તણાય ત્યાં એમ અનેક રીતે જુદાં જુદાં કારણે દુર્બોધતા આવે છે. વિષય, કલ્પના વગેરે અત્યન્ત અપરિચિત હોય તેવી કૃતિ દુર્બોધ રહે છે. વ્યવહારુ વિવેચક આવી દરેક દુર્બોધતાને સમજી લેવા, સમજાવ-વાના કાર્યને ઉપયોગી ગણે.

આ પછી સગીત અને કવિતા વચ્ચેના સામ્ય અને ભેદ શાસ્ત્રીય રીતે સમજાવી ઉકેલવાને બને કલાના વાહન, સાધન, ઉદ્દેશ આદિની સૂક્ષ્મ ચર્ચા જરા લબાણ થતા દઈને કરી છે ગેય નહી તે કવિતા નહી એ મત પોકળ છે ગીત માત્ર કવિતા એ મતે નિરાધાર છે કૃતિ, ગીત અને કાવ્ય બનેના ગુણ ધરાવે ત્યારે જે ગુણોથી તે ગીત છે તે વડે તે કવિતા નથી, જે ગુણો વડે તે કવિતા ગણાવાને પાત્ર છે, તે ગુણોથી તે ગીત ગણાતી નથી કવિતા છે અર્થપ્રવૃત્તિ, વિચારપ્રવાહ, શબ્દાર્થબદ્ધ, પરન્તુ તેમા શબ્દ અને શબ્દના સૂરનુ તેટલુ મહત્ત્વ નથી જેટલુ અર્થનુ છે, અને અહી અર્થ કહાવીના શબ્દ, ભાવ, લાગણી આદિને પોતામા સમાવી લેના વિશાળ માયનામા વપરાય છે

'માધુર્ય' સામાન્ય અર્થમા વાપરિયે તો સગીત કલાનો ગુણ છે. સૌન્દર્ય સામાન્ય અર્થમા વાપરિયે તો ચિત્રકલાનો ગુણ છે અર્થપ્રવાહને પોષતો અને ખીલવતો લયપ્રવાહ હોય તે ખાસ કવિતામાધુર્ય છે આના ઉત્તમ દાખલા સાગામા મારી બ્નેટ્ટ વર્સમા મળે. અને આ અભિપ્રાયના ટેકામા ત્રણ ઉમેટ્ટ દાખલા ટાક્યા છે, એક બ્રાઉનિંગનો, એક મિલ્ટનનો, એક વર્ડ્ઝવર્થનો કવિતા છે '**આત્માની કલા**' આ એના કવિતામાધુર્યને લઈને **સેમ્સન, એગનિસ્ટીસ, શકુતલા કે સ્વપ્નવાસવદત્તા** જેવા નાટક આત્માની કલાના વિશિષ્ટ માધુર્યના અમર નમૂના છે સ્થાપત્યમા શિલ્પમા, ચિત્રકામા પણ આત્માના માધુર્યના દાખલા જાણીતા છે લોકમત કે દુનિયા એમને યથાયોગ્ય સત્કારે તો તેમા એની શોભા છે એ નમૂનેદાર કૃતિઓની અમરતા, ઉત્કૃષ્ટતા, લોકાદરને આભારી ગણે તે તો ઊધી મતિ.

**લોકમતની ધૂમકેતુ સાથે સરખામણી**

કલાના ઉત્તમ સર્જન ઊચી મેધામા લોકોત્તર પ્રતિભા આવી મળે ત્યારે નીપજે છે અને આ પ્રતિભાસ્ફુરણ વિચારની એકાગ્રતા વિના શક્ય નથી એટલે કવિતા અર્થપ્રવાહ હોવાથી વિચારપ્રધાન છે બેશક ઉપર અર્થ શબ્દ વિષે તેમ અહી વિચાર શબ્દ વિષે પણ જાણવુ કે, ભાવ, લાગણી આદિનો સમાવેશ થઈ જાય એવા વિશાળ માયનામા તેને અત્ર વાપર્યો છે મૌલિકતા, સર્જકતા કલાનુ નાક છે વર્ડ્ઝવર્થ કહે છે કવિ પોતાની કૃતિમા એવો પ્રકાશ, એવો સત્કાર ઉમેરે છે જે નથી આ જમીનનો નથી આ દરિયાનો.

આપણી અર્વાચીન કવિતાનો સક્રાન્તિકાલ **નર્મદદલપતથી** છેક આજ લગી લગભગ સો વર્ષ જેટલો લાબો ચાલ્યો પણ હવે તે પૂરો થવામા હોય એવા ચિહ્નો દેખાય છે આપણી કવિતાનુ મ્હને તો ઊજળુ લાગે છે

**તા ૬**—આ ચાર દર્શનો ઉપરાત ચોપડીને અતે એ ચર્ચાઓથી અલગ તથાપિ વક્તાઓથી ઉપસ્થિત થતા કેટલાક જાતે વિચારણીય વિષયો ઉપર લાબા ટિપ્પણો ઉમેરેલા છે, પરતુ તે ત્યા પણ અતિસક્ષેપમા સ્પર્શેલા છે, એટલે જિજ્ઞાસુએ તે ચોપડીમા જ જોઈ લેવા યુક્ત છે [1]

---

[1] વિદ્યાવિસ્તાર વ્યાખ્યાનમાળામા પ્રો. ઠાકોરે આપેલા "**નવીન કવિતા**"ના વ્યાખ્યાનો (જે કર્તા તરફથી બહાર પડવાના છે, તે)માના ૩-૪ દર્શનનો આ સાર છે

# દીવાન બહાદુર અંબાલાલભાઈ

શ્રી. હિંમતલાલ ગ. અંજારિયા

વિશ્વક્રમના અણઅટક્યા સંચાલનમાં વિવિધ ઘટના અનિવાર્ય છે. જળ ત્યાં સ્થળ અને સ્થળ ત્યાં જળ બનવાના પ્રસંગો અત્યંત વિરળ હોવા છતાં સો પચાસ વર્ષે નાના મોટા સ્વરૂપે દૃષ્ટિગોચર થયા જ કરે છે. કુદરતની ઇતર સૃષ્ટિમાં પણ નાના મોટા અવતારી પુરુષો આવ્યા કરે છે એ આજ સુધીનો અનુભવ છે. યુગપ્રવર્તક કે યુગપરિવર્તક મહાપુરુષો જગતમાં ઊંચું સ્થાન પામેલા હોવાથી તેવા મહાપુરુષોના કાળને સફળ અને સરળ બનાવનારા, તેમને માટે ભૂમિ તૈયાર કરનારા, તેમની આગાહી પુકારનારા અને તેમનાં કામોની પ્રાથમિક પિછાન આપનારા કેટલાક કાર્યકરો સર્વ પ્રદેશમાં મહાપુરુષોના પહેલાં યથાકાળ પ્રકટ થાય છે. આવા કાર્યકરો પ્રામાણિક રીતે કામ કરનારા હોય છે, ઊંચા લક્ષ્ય માટે દૃષ્ટિ અત્યંત ઊંચી રાખનારા હોય છે, ઉમદા ભાવનાઓના પ્રચાર અને પ્રસાર માટે ખૂબ શ્રમ ઉઠાવનારા હોય છે, પરંતુ મહાપુરુષની ત્યાગદૃષ્ટિ કે મહાપુરુષનાં બુદ્ધિતેજ નહિ હોવાથી તેવા કાર્યકરો સામાન્ય પુરુષો જ ગણાય છે. સમાજના ઉપકારક અવશ્ય બને છે, કોઇ કોઇ પ્રસંગે ઉદ્ધારક પણ બને છે, પરંતુ પ્રભુદત્તશક્તિ મર્યાદિત હોવાથી, અને સમયપરિપાક પૂર્ણફળદાયી ન હોવાથી આવા કાર્યકરો જગતના પ્રવાહમાં બહુ ધ્યાન ખેંચનારા બનતા નથી. છતાં પણ તે કાર્યકરોની અસર થયા વગર તો રહેતી જ નથી. તેવા કાર્યકરોમાં કેટલાક જાણીતા થાય છે, એટલું જ નહિ પણ સમાજમાં માનીતા અને પૂજનીય પણ બને છે. આવા કાર્યકરો મહાપુરુષ કે મહાત્મા ભલે ન ગણાય, પણ સમર્થ તેજસ્વી અને વિશિષ્ટ વ્યક્તિ તરીકે તો અવશ્ય ગણાય છે. તેવી વ્યક્તિઓને મહાત્મા ન ગણીએ તોપણ લઘુ મહાત્મા તો અવશ્ય કહેવા જોઈએ.

આવા લઘુ મહાત્મા હિન્દમાં અને ગુજરાતમાં પણ વખતે વખતે અવતાર પામ્યા છે—તેઓ યુગના જાણનારા હોય છે, યુગને નવાં નવાં દર્શનની ઝાંખી કરાવનારા હોય છે, યુગને આત્મચિંતન અને ભવિષ્યદર્શન માટે પ્રેરનારા હોય છે. પોતાના કામમાં હંમેશાં એકનિષ્ઠ અને ઉચ્ચાશયી હોવાને લીધે સમયના વાતાવરણ પર અસર કરનારા બને છે. સામાન્ય જીવન જીવનારી વ્યક્તિઓમાંથી તે જુદા પડી આવે છે અને સમકાલીન સમાજનું ધ્યાન ખેંચ્યા વગર રહેતા નથી. મહર્ષિ મહાદેવ ગોવિંદ રાનડે, શ્રીયુત ગોખલે, શ્રી. દાદાભાઈ નવરોજી લઘુ મહાત્માઓમાં ઊંચું સ્થાન પામે તેવાં કામ કરી ગયા છે. ગુજરાત બહાર જન્મેલા પણ પોતાનો સર્વ પ્રભાવ ગુજરાતમાં જ ખર્ચી ગયેલ સ્વામી શ્રી. સહજાનંદને તો ઘણી રીતે મહાત્મા જ ગણવા જોઇએ. તેવી જ રીતે દયાનંદ સરસ્વતીને પણ મહાત્મા જ ગણવા જોઇએ. ગુજરાતમાં જન્મી, ગુજરાત બહાર કામ કરી ગયેલા તે પણ એક ખરેખરા મહાત્મા જ હતા. આ બધાઓએ જે જે કામ કર્યાં છે તે બધાં કેમ જાણે મહાત્મા ગાંધી માટે પૂર્વપીઠિકા તૈયાર કરવાના હેતુથી જ વિશ્વનિયંતાએ તેઓને વિશ્વક્રમમાં ગોઠવ્યાં હોય એમ માનવું પડે છે. ગામડાંઓની શુદ્ધિ અને ગ્રામજનનાં જીવન માટે સહજાનંદ સ્વામીએ કેટલો બધો શ્રમ લીધો હતો; શરીરના આરોગ્ય માટે, ઢોંગના ત્યાગ માટે, અછૂતીનિવારણ માટે શ્રી. દયાનંદ સરસ્વતીના પ્રયાસો ગાંધીજીના પૂર્વાવતારના જ પ્રયત્નો

ગણી શકાય હિન્દી માટે આગ્રહ તે બન્ને મહાત્માનો એટલો બધો જબરો હતો કે તેમના આગ્રહને લીધે ગામેગામમા અને સભાએ સભામા વર્ષો પૂર્વે હિન્દીભાષાનો ઉપયોગ થયા કર્યો હતો

આવા મહાત્માઓના અવતાર પહેલા, તે તે વિચારોનો પ્રચાર કરનારા અમુક લઘુ મહાત્માઓ દેશમા જન્મ લેતા માલૂમ પડે છે, આવા લઘુ મહાત્માના જીવનની કદર કરનારા અને સામાન્ય લોકની નજર આગળ તેમનુ મહત્ત્વ બતાવનાર કોઇ નથી નીકળતા, તો તેવા લઘુ મહાત્માના કાર્યો અજાણ્યા અને અસર વિનાના જ રહે છે પરંતુ ઘણુ કરી કોઇ કોઇ પ્રશસક કે પૂજારી મળી જાય છે અને આવા લઘુ મહાત્માના કામોને સમાજને બતાવી આપી, તેથી સમાજને થયેલા લાભો સમજાવે છે

અબાલાલભાઈ આવા એક લઘુ મહાત્મા હતા, એમ તેમના જીવનનો અભ્યાસ કરનારને લાગ્યા વગર રહેશે નહિ

જીવનના પ્રારભમાથી જ જ્યા ગયા ત્યા હમેશા આગળ આવ્યા—જે કામ હાથમા લે, તેમા સફળતા મેળવે, એટલુ જ નહિ પણ પ્રતિસ્પર્ધી સમર્થ વ્યક્તિઓને પણ થાપ આપી, પ્રથમ સ્થાન પોતે જ પડાવી લે હાલના જુવાનિયાઓએ જરા જાણવા, સમજવા, અનુમાનવા જેવી તેમના અભ્યાસના પ્રારભની જ એક વાત છે એલ્ફિન્સ્ટન કૉલેજમાં અભ્યાસ કરવા ગયા મેટ્રિકમા ઇતર ભાષા ગુજરાતી હતી કોલેજમા તો સસ્કૃત લેવી જોઇએ પરંતુ સસ્કૃતમા પ્રતિસ્પર્ધીઓ અજેય લાગ્યા એટલે પોતે લેટિન ભાષા લીધી અને થોડા જ સમયમા તે એવી તો સરસ રીતે પોતાની કરી લીધી કે પુષ્કળ માર્ક્સ મેળવી, બધા પ્રતિસ્પર્ધીઓને હરાવી, કોલેજની એકની એક સ્કોલરશિપ પોતે મેળવી લીધી વિદ્યાર્થીઓએ જાણવા જેવો એક બીજો પ્રસગ પણ નોધવા જેવો છે પોતાનો ઐચ્છિક વિષય ઇતિહાસ ગ્રુપ હતો—તેમા વાચવુ બહુ પડે, અને છતા પરીક્ષામા પૂરેપૂરા માર્ક્સ ભાગ્યે જ મળે પૂરેપૂરા માર્ક્સ મળે તેવો વિષય ગણિતશાસ્ત્રનો અબાલાલભાઇને પરીક્ષામા પહેલા આવવુ જ હતુ એટલે પોતે પોતાના ઇતિહાસાદિગ્રુપનો વિષય છોડી, ગણિતશાસ્ત્ર લીધુ અને ગણિતશાસ્ત્રમા કોલેજમા સર્વોત્તમ ગણાતા પ્રતિસ્પર્ધીને હરાવી પોતે બહેલે નબરે આવ્યા

આ બનાવો ગમે તેવા નજીવા ગણાય તોપણ અબાલાલભાઇની ઉત્તમ શક્તિ અને પ્રભુએ આપેલી બક્ષીસનો સદુપયોગ કરવા તેમની ખંતમતા પ્રકટપણે બતાવી આપે છે આપણા જુવાન વિદ્યાર્થીઓમા આવી હોશ, આવી તમન્ના, આવો આગ્રહ, આવી નિષ્ઠા વધારવા હોય તો દરેકે દરેક વિદ્યાર્થીને આવા લઘુ મહાત્માઓના આવા આવા કાર્યોની ખૂબ પિછાન આપવી જોઈએ

શ્રી અબાલાલભાઈ પોતાના જમાનાથી ખૂબ આગળ હતા—મહાત્માઓમા જે ભવિષ્યદર્શન હોય છે તે અબાલાલભાઈના દરેક આચારમા અને દરેક વિચારમા દેખાઈ આવે છે કેળવણી માતૃભાષા દ્વારા આપવાથી મગજનો સાચો વિકાસ થાય છે અને જ્ઞાન પચી જાય છે એ ખ્યાલ આખી દુનિયામા સ્વીકારાયેલો હોવા છતા હિંદમા તેના સ્વીકાર માટે મહાત્મા ગાધીજીની તરફદારીની જરૂર પડી હતી પરંતુ મહાત્મા ગાધીજીની પહેલા પણ તે ખ્યાલ ઘણાકને સૂઝ્યો હતો અને કોઈ કોઇએ તેનો અમલ પણ કર્યો હતો પરંતુ તે

કાર્યકરો સાધારણ શક્તિવાળા હોવાથી તેમના વિચાર આચાર, કૂવાની છાંયડીની પેઠે, ત્યાં ને ત્યાં સમાઈ રહ્યા. અંબાલાલભાઈનો તેવો મત ૧૮૮૪થી હતો એ તો હમણાં ચરિત્રવાંચનથી જ જાણવામાં આવ્યું. આ લેખક આપમતિથી જ ૧૯૦૧–૨ ની સાલથી હાઇસ્કૂલના વર્ગોમાં ઇતિહાસ, ભૂગોળ અને સંસ્કૃત ગુજરાતી દ્વારા જ શીખવતો. તેના પ્રત્યક્ષ લાભો એટલા બધા હતા કે ગોંડળની સંગ્રામજી હાઇસ્કૂલનો વિદ્યાર્થી મેટ્રિકમાં ઇતિહાસ, ભૂગોળ કે સંસ્કૃતમાં ભાગ્યે જ નાપાસ થયો હશે. ફ્રેન્ચ રેવોલ્યુશન કે ફ્યુડલ સિસ્ટમ જેવા વિષય બીજા શિક્ષકોને બહુ માથાફોડિયા લાગતા, તે આ શિક્ષકને રસભર્યા લાગતા; એટલું જ નહિ પણ તેના વિદ્યાર્થીઓને પણ ખૂબ રસ આપનારા અને ઉત્કંઠાથી શીખવા જેવા લાગતા. સંસ્કૃત તો એટલું બધું સહેલું લાગતું કે લગભગ બધા જ વિદ્યાર્થીઓ એ જ વિષય પસંદ કરતા. ગુજરાતી ભાષાદ્વારા મળતું શિક્ષણ સંગીન થતું, સરલ પણ લાગતું. બીજા સંસ્કૃત શિક્ષકો ચાર વર્ષમાં પણ જે શિક્ષણ કાર્ય પૂરું ન કરી શકતા, તે બધું કામ માત્ર ત્રણ જ વર્ષમાં સંપૂર્ણ થઇ શકતું એ પ્રભાવ માતૃભાષા દ્વારા શિક્ષણનો જ હતો. આ વાત આજથી પાંત્રિસ–ચાલીસ વર્ષ પહેલાંની છે. તે વખતે યુનિવર્સિટીમાં તો અંગ્રેજીમાં જ જવાબ લખવા પડતા. એટલે એકવાર ગુજરાતીમાં કર્યા પછી ફરી પાછું અંગ્રેજીમાં કરવાનું તો રહેતું જ. પરંતુ વિષયજ્ઞાન પાકું થઈ ગયેલું હોવાથી પછી તો માત્ર ભાષાજ્ઞાન પૂરતી જ માથાકૂટ રહેતી. પાંચેક વર્ષ હાઈસ્કૂલમાં કામ કર્યા પછી, સંજોગો બીજે ખેંચી ગયા એટલે એ પ્રયોગ ચાલુ રાખી શકાયો નહિ, પરંતુ ખરું શિક્ષણ આપવા માટે, શિક્ષણકાર્યને સરલ અને સહેલું કરવા માટે, શિક્ષણ સફળ બનાવવા માટે માતૃભાષા જ અત્યંત ઉપયોગી છે. એટલું જ નહિ પણ માતૃભાષા જ ઉપયોગમાં લેવી જોઇએ એમ મહાત્મા ગાંધીજીના આવ્યા પહેલાં પણ આ લેખકના જેવા નમ્ર કાર્યકરોને અને અંબાલાલભાઈ જેવા જાણીતા કાર્યકરોને સૂઝયું હતું. યુગમાં પરિવર્તન કરાવવા જેટલું સામર્થ્ય બધા કાર્યકરોમાં ન જ હોય, એટલે લઘુશક્તિ કાર્યકરોની અસર બહુ બહાર પડતી ન થાય, છતાં દરેક નાની સરવણી કૂવાના ભંડારમાં મદદરૂપ થાય છે તેમ આવી આવી અસરોએ સહેજસાજ પરિણામો આણ્યાં હોય એ બનવા જોગ છે. અંબાલાલભાઈ જેવા કાર્યકરની તો આખા ગુજરાતમાં અને ગુજરાતની બહાર પણ સારી પ્રતિષ્ઠા જામી હતી એ જીવન વાંચનાર પ્રત્યક્ષ કરી શકે એમ છે. ૧૯૦૨ની સ્વાગત સમિતિના પ્રમુખ તરીકે તેમને જ નીમવા જોઈએ એમ સમજાવવા માટે સર ફીરોજશાહ મહેતા મુંબાઇથી ખાસ અમદાવાદ આવ્યા હતા, અને અમદાવાદની જનતા કે અમદાવાદના કામ કરનારા નહોતા જાણતા એ વાત સર ફીરોજશા મહેતાએ હિન્દને જણાવી હતી કે મૂગું મૂગું અને શાંત કામ કરનાર અંબાલાલભાઈ એક સમર્થ વ્યક્તિ—લઘુ મહાત્મા હતા.

અંબાલાલભાઇ રાજકીય બાબતમાં તે વખતના હિતચિંતકોની પેઠે અંગ્રેજી રાજ્યની શુભનિષ્ઠા અને અંગ્રેજી અમલની અનિવાર્યતા એ બન્ને માટે ખૂબ આગ્રહી હતા. 'ઝેર ગયાં ને વેર ગયાં' એમ માનનારા અને 'હરખ હવે તું હિન્દુસ્તાન' એમ શ્રદ્ધાપૂર્વક સમજનારા હતા. છતાં, અંગ્રેજી અમલમાં જ્યાં જ્યાં ઊણપો લાગે ત્યાં ત્યાં સ્પષ્ટતાથી અને નીડરતાથી જાહેર ઝાડીઓ કાઢવાનું કામ થોડાક જ નેતાઓ હિમ્મતથી અને મક્કમતાથી

કરતા તેવા વખતમા અબાલાલભાઈ પણ તે કામ કરવામા જરાય શિથિલ કે મદ નહોતા જે કડકાઈ વડોદરામા ન્યાયાધીશ તરીકે બતાવતા તે જ કડકાઈ એમણે એકથી વધુવાર સરકારી દૂષણો ઉઘાડા પાડવામા બતાવી છે રાજકીય બાબતોમા સરકાર મતવાદી હોવા છતા પ્રજામતને સમજવા સમજાવવા એ હમેશા તત્પર રહેતા ખરી દેશસેવા માટે રાજકીય બાબત કરતા પણ સામાજિક, સામાજિક, આર્થિક બાબતો વધારે મહત્ત્વની છે એ જોનારા દ્રષ્ટાઓમા પણ અબાલાલભાઈ ગણના લાયક જ નહિ, પણ મોખરે મૂકવા લાયક હતા એક ગામડામાથી એક વિદ્યાર્થી મુબાઇ ભણવા જાય, અને વિલાયતી જોડા પહેરતો થાય, તે નજીવા જેવા પ્રસગની આખા ગામ પર અને દેશ જનતા પર કેટલી અનર્થકારી અસર થાય છે એ અબાલાલભાઈએ એક નાની સરખી વાતથી[1] ગુજરાતને સમજાવ્યુ છે ગ્રામજનતા સાથે મળીભળી નવા વાતાવરણની સમજ યથાયોગ્ય રીતે ગામડાઓને આપી નહિ શકાય, તો સુધારાના બધા બૂમબરાડા નિષ્ફળ જવાના છે એમ સમજાવનારા મહાત્મા ગાધીજી બહાર પડયા તે પહેલા પણ અબાલાલભાઈ જેવા લઘુ મહાત્મા કમ્મર કસીને તે કામ કરી ગયા હતા આપણા દેશના ભાગ્ય દુર્બળ હોવાને લીધે આવી આવી બાબતોમા આપણે હજી વધુ થોડુ જ કરી શકયા છીએ છતા જે જે કાર્યકરો આપણને ચેતાવી ગયા છે તેને તે તે કામ માટે ધન્યવાદ તો આપવા જ જોઈએ

દેશની આર્થિક સ્થિતિનો આધાર દેશની હુન્નર ઉદ્યોગની આવડત પર જ છે એ હકીકત સમજાવવામા પણ અબાલાલભાઈએ ખૂબ પ્રચારકામ કરેલુ છે. સ્વદેશી માટે અને સ્વાશ્રયી બનવા માટે પ્રસગો શોધી શોધી ખૂબ ઉપદેશ આપેલો છે આપણે તે ઉપદેશ વારવાર વાચનથી તાજો રાખવો જોઇએ અને આપણા નવલોહિયા કાર્યકરોને દિશાસૂચન મળ્યા કરે એવી ચોક્કસ વ્યવસ્થા કરવી જોઇએ

અબાલાલભાઈએ ગુજરાતની એકેએક જરૂરિયાત વિશે વિચારો દર્શાવ્યા છે અને ઉદ્ધારના રસ્તાઓ બતાવ્યા છે અલબત્ત, કોઈ કોઈ બાબતમા, તેમની આર્યદૃષ્ટિ ધટતો વિકાસ પામી નહોતી એ ખરુ છે ખાસ કરી સ્ત્રીકેળવણીના વિષયમા અને ધાર્મિક માન્યતાઓની બાબતમા તેમના અભિપ્રાય સામાન્ય જનતાના અભિપ્રાયની સાથોસાથ જ હોય એમ લાગે છે પરતુ તે તે બાબતમા પણ સત્યપ્રચારનો આગ્રહ અને સન્માર્ગની શોધખોળ તો તેઓએ અવશ્ય રાખેલી છે

અબાલાલભાઈના આ બધા શ્રમ અને જીવનવ્યવસાયનો લાભ આપણો દેશ ન ઉઠાવે તો તેમા આપણા સમાજને પારાવાર હાનિ થવાની છે એ ગુજરાત કયારે સમજશે ?

એમના જીવનને પ્રત્યક્ષ કરતા એમના ભાષણો, લેખો વગેરે સુલભ ન હોય, તો તો આપણે ગુજરાતનો દોષ કાઢી ન શકીએ પણ શ્રી વૈકુઠલાલ શ્રીપતરાય ઠાકોરની ભક્તિપૂર્ણ સેવાને પરિણામે ઈ સ ૧૯૧૮ થી એ બધી સામગ્રી આપણી પાસે મોજુદ છે વર્ષો વધતા સાથે સામગ્રી પણ વધારતા ગયા છે અને હમણા બહાર પડેલી[2] ત્રીજી આવૃત્તિ

---

૧ શાન્તિદાસ

૨ સ્વ દી બ અબાલાલ સાકરલાલ દેસાઈના ભાષણો અને લેખો

શ્રી નરહરિ દ્વા પરીખે લખેલા તેમના જીવનચરિત્ર સાથે

પ્રાપ્તિસ્થાન—નવજીવન કાર્યાલય, અમદાવાદ અને મુબાઇ ૨

કીમત અઢી રૂપિયા

બહુ જ નજીવી કીમતમાં સંપૂર્ણ સામગ્રી રજૂ કરે છે.

આવાં પુસ્તકો મોટી ઉમરના વાંચકો પોતાની રુચિ પ્રમાણે વાંચે ન વાંચે તો સૌ સૌની ખુશીની વાત છે. પરંતુ ગુજરાતમાં બાળકો અને ગુજરાતના યુવકોને તો આવાં પુસ્તકોથી ખૂબ પરિચિત બનાવવા જોઈએ. હાઈસ્કૂલના ઉપલા વર્ગોમાં પસંદ કરેલા લેખોનો અભ્યાસ આવશ્યક કરવામાં આવે તો વિદ્યાર્થીવર્ગના વિચાર-વિકાસમાં મદદ થયા વગર રહે જ નહિ. કૉલેજમાં પહેલા બીજા વર્ષોમાં સમગ્ર પુસ્તકનું વાચન મનન વખતે વખતે રાખવામાં આવે તો ગુજરાતના યુવકવર્ગની કેળવણી પર શુભ અસર થયા વગર રહે જ નહિ.

આપણી શાળાઓમાં અને મહાશાળાઓમાં પાઠ્યપુસ્તકની વરણી કરતી વખતે આવી જાતનાં પુસ્તકોને બબ્બે પાંચ પાંચ વર્ષે પસંદગી કરવામાં આવે તો દેશના વિચાર વાતાવરણને લાભકારક દિશાસૂચન મળે એમ આ લેખક માને છે.

અંબાલાલભાઇનાં સ્મરણો ગુજરાતમાં જીવતાંજાગતાં રાખવા માટે પણ ઉપર બતાવ્યો તે માર્ગ આવશ્યક છે. મોટા લોકોનાં સ્મારકો માટે તત્કાળ ભાષણો થાય છે, લેખો લખાય છે, ફાળો ઉઘરાવવાની શરૂઆત થાય છે, છતાં તેવા પ્રયત્નોમાંથી ભાગ્યે જ એકાદ બે ટકામાં ખરું કામ થઇ શકે છે. ગાંધીજી જેવા હાથમાં લે તો કરોડ રૂપિયાનું ટીળક સ્વરાજ્ય ફંડ સપાટામાં ભેગું થઈ જાય, કે મુનશીજી જેવા આગ્રહ રાખે તો નર્મદાશંકર જયંતી કે હેમચંદ્ર જયંતી ઊજવી શકાય. પણ તેવી નિષ્ઠા અને તેવા કાર્યકર ન મળે, તો તો સ્મારકની વાતો કાગળ પર અને હવામાં જ રહે છે. ગોવર્ધનરામ જેવા અનન્યબુદ્ધિશાળી, આર્ષદૃષ્ટિયુક્ત, પ્રતિભાશાળી અને ગુજરાતને આખા હિન્દમાં પૂજ્ય બનાવી જનાર સર્વશ્રેષ્ઠ સુધારક અને વિચારકના સ્મારકને તો ગુજરાત જાણે સંભારતું જ નથી. અલબત્ત, તેના જેવી સમર્થ વ્યક્તિની તો ઉત્તમોત્તમ કૃતિઓ જ તેમનાં સનાતન સ્મારક છે જ. તેવા મહાત્માને વીસરી જનાર ગુજરાત અંબાલાલભાઈ જેવા લઘુ મહાત્માને વીસરી જાય એમાં નવાઇ પામવા જેવું કાંઇ જ નથી કેટકેટલા લેખકોએ અંબાલાલભાઈનાં સ્મરણો તાજાં રાખવા માટે પોતપોતાના લેખોમાં ઇસારા કર્યા છે—તે બધા ઇસારા માત્ર પુસ્તકપાઠીને જ તત્કાળ ઉલ્લાસ આપે છે—વાસ્તવિક રીતે તો કશું જ બન્યું નથી.

ગુજરાત બીજું કાંઇ ન કરી શકે તોપણ દરેકે દરેક લાયબ્રેરીમાં અંબાલાલભાઇની કૃતિને સ્થાન આપી શકે. અંબાલાલભાઈનાં ભાષણો અને લેખો તથા અંબાલાલભાઈ વિશેનાં લખાણો હાઈસ્કૂલો અને કૉલેજોમાં અભ્યાસક્રમમાં સમાવી શકે અને એ પ્રમાણે એ લઘુ મહાત્માને અંજલિ આપી તેમના સદ્બોધનો લાભ પામી કૃતાર્થ થાય.

એક બીજી પણ સેવા થઈ શકે એવી છે. જો કે તે માટે જે શક્તિ અને જે બુદ્ધિ તથા જે ભક્તિ અને પૂજ્યભાવ હોવાં જોઇએ તે મળવાં મુશ્કેલ તો છે જ. બોસ્વેલે જેમ જૉન્સનની ચરિત્રસામગ્રી આપી છે, મોરલીએ જેમ ગ્લેડ્સ્ટનનું ચરિત્ર આપ્યું છે, તેમ કોઈ સમર્થ વ્યક્તિ નીકળી આવે તો અંબાલાલભાઈના જીવનમાં તો એટલું બધું સત્ય છે કે ખરેખરો સમર્થ લેખક એ લઘુ મહાત્માના સર્વ સંદેશોને સંપૂર્ણ વિકાસ આપી શકે અને તેથી સકળ હિન્દને પણ કદાચ જાણવાનું મળે કે અંબાલાલભાઈ માત્ર એકદેશીય લઘુ મહાત્મા નહિ, પણ સર્વદેશીય બૃહદ્ મહાત્મા હતા—માત્ર પ્રચાર અને પ્રકાશને અભાવે એ અજાણ્યા જ રહી ગયા છે.

# ઈતિહાસપ્રસિદ્ધ ઘડિયાળવેત્તાઓ

શ્રી રતન રુસ્તમજી માર્શલ

આ 'ફારસી' સદીના બીજા ચરણના સૂરતના નગરપાળ વીર અરદેશર કોટવાળના જીવનપ્રસંગો સુરતના સાપ્તાહિક 'દાદીગો'મા ટૂંક સમય પર સંક્ષિપ્તમાં રજુ કરતા વીર અરદેશરના વડા દાદા મોરાબજી કાવસજીએ દિલ્હી દરબારમા જઈ, ત્યાની બાદશાહી ઘડિયાળ દુરસ્ત કરી ચમત્કારસમી યંત્રવિદ્યાની આવડત દાખવી; શહેનશાહ તરફથી ધન્યવાદ પ્રાપ્ત કરેલા તે પ્રસંગનો ઇશારો કરેલો સન ૧૯૪૨મા સૂરતમા ઇજનેરોની પરિષદ ભરાતા સ્વાગત પ્રમુખે પોતાના ભાષણમા આ વાતનો ઉલ્લેખ કરી સૂરતની યંત્રવિદ્યા માટે ગર્વ પ્રદર્શિત કર્યો હતો

આ મોરાબજી કાવસજીની પેઠે મિરઝા અને જોગાજીના કુટુંબની કેટલીક વ્યક્તિઓએ પણ ઘડિયાળી તરીકે ભારે ખ્યાતિ પ્રાપ્ત કરેલી અને રાજદરબારે માનચાદ મેળવેલા એ સર્વ હકીકત એકત્રરૂપે જળવાય તે કાજે એને લગતી માહિતી નીચે આપી છે

૧

## સોરાબજી કાવસજી નેકસાંતખાન

"સોરાબજી, પેલા શાહી તુમારની વાત તો તમે સાભળીને?" સૂરતના નવાબ સાહેબે સોરાબજી કાવસજીને પૂછ્યુ "દિલ્હી દરબારના બાદશાહી ઘડિયાળની બિમારીનો ઇલાજ હજુ થઈ શક્યો નથી હિંદના કઈ કઈ કારીગરો જહેમત કરીને થાક્યા, પણ મુગલ તખ્તપતિની મુરાદ પાર પડી નથી સૂરતમા કોઈ એ કામનો જાણકાર હોય તો તેને દિલ્હી મોકલવાને તુમાર આવ્યો છે સોરાબજી, તમારી હિમ્મત થાય છે?"

હકીકત આમ હતી રૂમના શહેનશાહે મહાન મુગલ સમ્રાટ અકબરને એક ઘડિયાળ સોગાદ તરીકે પાઠવેલી ઘણા વરસ કામ આપ્યા પછી એ ઘડિયાળ માદી પડી. ત્યારે ઘડિયાળ આ દેશમા નવુંસવુ જ યંત્ર એટલે તેની માદગીનો ઉકેલ ઝટ થઈ શક્યો નહિ પરદેશી બાદશાહ તરફથી હિંદના મહાન રાજવીને મળેલી ભેટ એટલે એને ઉવેખી શકાય નહિ, રદ થવા દેવાય નહિ બે દેશો વચ્ચેના મિત્રાચારીભર્યા સબધની એ ઘડિયાળ પ્રતીતિ આપતી હોઇ તેને મુગલ દરબારમા સંભાળપૂર્વક સાચવી રાખી હતી

કાળક્રમે દિલ્હીની ગાદી પર મહમૂદશાહ આવતા તેણે સન ૧૭૪૪મા એ ઘડિયાળના સમારકામ માટે ધમાધમ કરી મૂકી ઘડિયાળની પાકી મરામત કરી બાદશાહનું દિલ જીતવાને ઠેરઠેરના કાબેલ કારીગરો કોશિશ કરી ગયા, પરંતુ ઘડિયાળનુ રૂસણુ મટયુ નહિ બાદશાહ ખિન્ન થઈ ગયો સૂરતમા કોઈ કારીગર હોય તો તેને દિલ્હી દરબારે મોકલવાને તેણે સૂરતના નવાબસાહેબને ફરમાવ્યુ

સૂરતમા વેપાર અર્થે આવેલા કોઈ અંગ્રેજે મોરાબજી કાવસજીને ઘડિયાળની યંત્રકળાની સમજણ આપેલી, એટલે નવાબે તેમને દિલ્હી મોકલવા માટે પસંદ કર્યા; અને એ

દિલ્હીના દરબારમાં જવા ઊપડ્યા પણ ખરા.[૧] ફારસી પંડિત તરીકે ઉદવાડાવાળા દસ્તૂર કાઉસજી રુસ્તમજીને તેઓ સાથે લઈ ગયા.

'ઘડિયાળદુરસ્તીનું કામ આજે તો સાવ સાધારણ લેખાય, પરંતુ બસો વર્ષ પર એ કામ માથે લેવામાં સોરાબજીએ દાખવેલી હિંમત સ્તુતિપાત્ર હતી. ભારે ખંતથી એ મંડ્યા અને ઘડિયાળ રીતસર ચાલુ થઇ ત્યારે જ જંપ્યા.

સોરાબજીની આ કાબેલિયત પર દિલ્હીપતિ પ્રસન્ન થયા. એમને 'નેક–સાઅત–ખાન' (ભલી ઘડીનો સાહેબ યા સારી ઘડિયાળનો અમીર)નો ખિતાબ બક્ષ્યો અને સૂરત જવા ન દેતાં દિલ્હી દરબારમાં કેટલોક વખત રાખ્યા. દોલેદિલ સોરાબજીએ દિલ્હીના કેટલાક કારીગરોને ઘડિયાળની યંત્રકળાનું જ્ઞાન પ્રેમપૂર્વક શીખવ્યું. એથી શહેનશાહ વધારે પ્રસન્ન થયા અને પોતાના 'દરબારના ત્રણ હજાર પાયદળ અને પાંચસો ઘોડાના સરદારનું માન આપ્યું.' વળી એમના બે પુત્રો બરજોરજી અને પેસ્તનજીને 'બહેરેમંદખાન, (ભલી દુઆનો સાહેબ) અને 'તાલેયારખાન' (સારા નસીબનો સાહેબ)ના ખિતાબ બક્ષ્યા. એમના વતન સૂરતના ફૂરજા યાને 'કસ્ટમ'ની જકાત વસૂલ કરવાનો હક આપ્યો તથા સૂરત જિલ્લાને લગતાં ગામોમાં કેટલીક જાગીર ભેટ આપી.[૨]

સોરાબજી માત્ર ઘડિયાળી બનવા નહોતા સર્જાયાં. દિલ્હી દરબારમાં લાંબી મુદત રહ્યાથી એ રાજખટપટી બાબતમાં કુશળ બન્યા. સૂરતના રાજદ્વારી મામલા અંગે એમને ત્યાં મોકલવાની શહેનશાહને જરૂર જણાયાથી ઈ. સ. ૧૭૬૦માં એ સૂરત પાછા આવ્યા. સોરાબજી સૂરતથી દિલ્હી ગયેલા ત્યારે નવાબે ઘડિયાળી તરીકે નહિ પરંતુ પોતાના એલચી-નો દરજ્જો આપીને મોકલ્યા હતા. દિલ્હીથી પાછા સૂરત જતાં બાદશાહે તેમને ભારે જવાબદારીનું કાર્ય સોંપ્યું હતું. "ઇંગ્રેજી કોઠીને માટે સુરતની કીલેદારી તથા દરીઆઈ સરદારી માટેનાં ફરમાનો, તેમજ નામદાર કંપની તથા તેમની કોઠીના વડા અધિકારીઓ આનરેબલ ચારલ્સ ક્રોમીલીઅન તથા મી. જાન ઇસ્પેનસરને સારૂં ખેલાત લઈ એ પણ મહમદ હાદીખાંનની સાથે ઈ. સ. ૧૭૬૦ની શરૂઆતમાં દીલ્હીથી પાછા સુરત આવ્યા હતા. તે પછી તા. ૨૭ મેએ ૧૭૬૦ને દિને સુરતના ઈસ્ટ ઈંડિઆ કંપનીના વડાએ એમણને રૂા. ૬૦૦)ની કીમતનો એક સરપાવ જાહેર દરબાર ભરી ભેટ આપ્યો હતો."[૩]

તા. ૯–૪–૧૭૭૨ને દિને પોણોસો વર્ષની વયે એ સ્વર્ગે સિધાવ્યા.

: ૨ :

## કાઉસજી રુસ્તમજી મિરઝાં ખુશરૂબેગ

સોરાબજી કાવસજી પોતાની સાથે દસ્તૂર કાઉસજી રુસ્તમજીને દિલ્હી દરબારે લઈ ગયેલા એ વાતનો આગળ ઉલ્લેખ થઇ ગયો. તે વેળા દિલ્હી દરબારમાં—મુગલ ઐયામ-

---

૧ મુગલ દરબારમાં જનાર પારસીઓમાં એમનો નંબર પાંચમો હતો. પહેલા ચાર આ રહ્યા: (૧) દસ્તૂર મહેરજી રાણા, (૨) દસ્તૂર મહેરજી રાણાના પુત્ર કેકોબાદ, (૩) મુલ્લાં જામાસ્પ, અને (૪) જેમને નામે સૂરતનું રુસ્તમપરું ઓળખાય છે એ રુસ્તમ માણેક.

[ Gazetteetr of the Bombay Province, Vol. IX, Part II, Page 197, Footnote. ]

૨ 'પારસી પ્રકાશ', ભાગ ૧, પૃ. ૪૯

૩ 'પારસી પ્રકાશ', ભાગ ૧, પૃ. ૪૯

મા—ફારસી ભાષાનો મુખ્યત્વે ઉપયોગ થતો અને આ કાઉસજી ફારસી ભાષાના પંડિત હોઈ તેઓ સોરાબજી સાથે દુભાષિયા તરીકે દિલ્હી ગયા હતા એવો સામાન્ય મત છે[4] પરંતુ કહે છે કે તેઓને પણ ઘડિયાળની યંત્રકળાનું જ્ઞાન હોવાથી તેમણે સોરાબજીના મદદનીશ તરીકે પણ કામ કર્યું હતું[5]

કાઉસજી રુસ્તમજીના કામથી બાદશાહ પ્રસન્ન થયા હતા અને તેમને ' મિરઝા ખુશરો બેગ'નો ખિતાબ બક્ષ્યો હતો તથા સૂરત નજદીક કેટલીક જમીન ભેટ કરી હતી એમને મળેલા ખિતાબ ઉપરથી એમનો વંશ " મિરઝા " નામે આજે સુધી ઓળખાય છે.

દિલ્હીના પાદશાહી પુસ્તકખાનાનો કુળ અખત્યાર આ વિદ્વાનના હાથમાં મુકાયેલો એ તકનો લાભ લઇ તેમણે પુસ્તકાલયમાંના કેટલાક કીમતી પુસ્તકોની પોતાને હાથે નકલ કરીને સૂરત પોતાના મિત્ર દસ્તૂર કાઉસ ફરેદુન મુનઅજ્જમને મોકલેલી બાદશાહનો એમના પર એટલો વિશ્વાસ હતો કે ' પાદશાહી મોહર રાખનાર 'નો ઓધ્ધો પણ તેમને બક્ષેલો[6]

સન ૧૭૬૦ ના મે માસમાં એ સોરાબજી નેકસાનખાન સાથે પાછા સૂરત આવેલા અને સન ૧૭૮૧ માં એમનું અવસાન થયું ત્યાં તક બાકીની જિંદગી સૂરતમાં જ પસાર કરેલી

૩

## કૈયોજી કાઉસજી મિરઝાં

કાઉસજી રુસ્તમજી મિરઝા ખુશરુ બેગનો યંત્રકળા માટેનો શોખ અને તે બાબતની આવડત તેમના બીજા પુત્ર કૈયોજીમાં ઊતરેલા. આ કૈયોજી બાજીરાવ પેશવાના ઘડિયાળી નિમાયા હતા અને વફાદારીથી તેમની સેવા કરેલી

સન ૧૮૧૮ માં બાજીરાવની પડતી થઈ ત્યારે કૈયોજી સૂરત પાછા આવ્યા બાજીરાવની માલિકીના બે મોટા ઉમદા કારીગરીના ઘડિયાળોનું લિલામ થતાં એક ઘડિયાળ ભાવનગર દરબાર માટે ખરીદાયું એ ઘડિયાળ મજકૂર દરબારમાં આજેય સચવાયેલું જણાય છે એ ઘડિયાળ લઈને કૈયોજી ભાવનગર ગયેલા અને ત્યાંના મહારાજા નામદાર વિજયસિંહજીના અમલ દરમિયાન દરબારના ઘડિયાળી તરીકે જીવ્યા ત્યાંસુધી કામ કર્યું

એ યુગમાં ઘડિયાળની યંત્રરચના અને તેનું સમારકામ ઘણા જૂજ આસામી જાણતા અને તેથી જ રાજદરબારમાં તેમને સારું સ્થાન મળતું સોરાબજી નેકસાનખાને દિલ્હી

---

૪ "—તેઓને (સોરાબજીને) દિલ્હી દરબારમાં ફારસી ભાષા સમજાવનારા દુભાસીયા (મુનશી) ની જરૂર માલમ પડી ત્યારે સુરતમાં હબશી (કીલ્લાના ગવરનર)ના છોકરાને ફારશી ભણાવાને માટે એક પારસી મુનશી જતો હતો, તેઓને દુભાસીઆ તરીકે લઈને દીલ્હી જવા નીકળ્યા— હવે દીલ્હી જતી વેળાએ પોતાની સાથે જે દુભાશીયો ફારસી ભાષા સમજાવવાને લઇ ગયા હતા તે સાહદત જોતા અધોરનાનજાદો માલમ પડે છે કે તેઓ ઉદવાડવાળા કાવસજી તે દસ્તુરજી રૂસ્તમજી શેહરીયારજીના ત્રીજા બેટા (કાઉસજી રૂસ્તમજી) (જન્મ ૧૭૧૬, મરણ ૧૭૮૧) હતા, અને તેમણુને પણ ત્યાં રાખવામાં આવ્યા હતા, ને મોગલ દરબારે માન આપી તેમને "મીરઝાખુશરો બેગ"નો એલગાબ આપેલો માલમ પડે છે એવણુ જાણીતા કદમી દસ્તૂર મુલ્લાફીરોઝના બાબા થતા હતા." ("અહેવાલે અરદેશર કોટવાળ બહાદુર" (૧૯૩૦), પૃ ૪, ૫, ટિપ્પણ

૫ ' ભાવનગરના પારસીઓનો સંક્ષિપ્ત ઇતિહાસ' (૧૯૪૨), પૃ ૪૫

૬ ' અધોરનાનનામુ (૧૯૨૩), પૃ ૪૭

દરબારમાંની બાદશાહી ઘડિયાળ દુરસ્ત કરેલી, કાઉસજી મિરઝાં ખુશરૂ બેગે પણ એ દિશામાં કીર્તિ સંપાદન કરેલી, પરંતુ કૈયોજી મિરઝાંએ તો ખુદ પોતે એક ઘડિયાળ ( ભાવનગરના દરબારગઢના ટાવરની મોટી ઘડિયાળ ) પણ બનાવેલી.[૭]

એ બાબતમાં 'પારસીપ્રકાશ' જણાવે છે—" એવોએ પોતાની જાતિ હુશીઆરીથી સરવે કારીગરી દેશી હથીઆર અને સાંમાણ વાપરીને ૧ મોટું મીનારાનું ઘડિઆલ ઘણા જુજ ખરચમો બનાવી ત્યાંના દરબારનાં મોલ્લામો ઊભું કર્યું હતું, અને તેને લગતા ઘંટો વગેરે ઢાલકાંમ પણ પોતે કર્યું હતું; જે ઉપરથી ત્યાંની દરબાર તરફથી એઓને ઘણી શાબાશી, રહેવાને ઘેર તથા બીજું કેટલુંક ઇનામ મલ્યું હતું."[૮]

પેશવા અને ભાવનગરનરેશના દરબારમાં ગૂજરાતની કારીગરી અને કર્તવ્યપરાયણતાનો ડંકો વગાડનાર કૈયોજી મિરઝાં તા. ૨૮-૧૦-૧૮૩૭ ને દિને ૭૮ વર્ષની વયે પરલોકને પંથે પડચા હતા.

: ૪ :

## દારાજી કૈયોજી મિરઝાં

કૈયોજી મિરઝાં યંત્રકળાના જ્ઞાનનો વારસો પોતાના વચલા પુત્ર દારાજીને આપી ગયા. આ દારાજીએ વૈદ્ય તરીકે ભાવનગરમાં ભારે ખ્યાતિ સંપાદન કરેલી, પરંતુ સાથોસાથ સાંચાકામ સંબંધી પણ સારી પ્રવીણુતા દેખાડેલી. ભાવનગરના "મોટા ટાવરનું ઘડિયાળ દારાજીએ નવેસરથી રીપેર કરી તારીખ, વાર અને વર્ષના કાંટા પણ ચાલુ કર્યાનું કહેવાય છે."[૯] તા. ૨૦-૧૨-૧૮૭૦ ને દિને, એમનું અવસાન થતાં તેમણે સન ૧૮૬૦માં બંધાવેલ 'ગરકા'માં તેમનું શરીર મૂકવામાં આવેલું.

શ્રી. ફરામજી મંચેરજી ગઝદરે લખેલ 'ભાવનગરના જરથેસ્તીઓનો સંક્ષિપ્ત ઇતિહાસ'માંથી દારાજી અને તેમના મિરઝાં કુટુંબને લગતી કેટલીક રસમય માહિતી સાંપડે છે. એ ગ્રંથમાં પૃષ્ઠ ૪૫ ની સામે આપેલી એક ઐતિહાસિક છબીનો ઉલ્લેખ રસપ્રદ બનશે. એ છબી તે સંવત ૧૯૧૨ ના ભાવનગરનરેશ સ્વ૦ સર જસવંતસિંહજીના દરબારનું એક સુંદર દશ્ય છે. એમાં વચમાં મહારાજાસાહેબ બિરાજ્યા છે, એમની આસપાસ દરબારીઓ બેઠા છે અને ડાબી બાજૂએ દારાજી મિરઝાં ઘડિયાળ લઇ ઊભા છે. આ ચિત્ર ખેંચાણકારક છે અને ઐતિહાસિક દષ્ટિએ તે મહત્ત્વનું લેખાય.

: ૫ :

## 'પહેલવહેલા પારસી ઘડિયાળી'

ઉપર જણાવેલા સોરાબજી નેકસા'તખાન ગઈ સદીના સૂરતના ઇતિહાસમાં અમર સ્થાન ઝડપનાર-વીર અરદેશર કોટવાળના પૂર્વજ તરીકે જાણમાં આવ્યા. કાઉસજી, કૈયોજી અને દારાજી આજેય પારસી કોમમાં મહત્ત્વનું સ્થાન ધરાવનાર કુટુંબના હોઈ તેમને લગતો

---

7 "In Bhavnagar he made entirely from, local materials a large clock for which a tower was built and which is still in order." [Gazettser of the Bombay Province (1898), Vol. IX, Part 11, Page 197, Footnote]

૮. 'પારસીપ્રકાશ,' દફતર ૧, પૃ. ૩૧૩

૯. 'ભાવનગરના જરથોસ્તીઓનો સંક્ષિપ્ત ઇતિહાસ,' પૃ. ૪૫.

ઉપરનો ઇતિહાસ પારસીઓમા ઠીકઠીક જાણીતો છે પરંતુ ' પહેલવહેલા પારસી ઘડિયાળી'નુ બિરુદ પામનાર તે જોગાજી રતનજી અને એ ક્ષેત્રમા જ જીવન વિતાવી સારી ખ્યાતિ સંપાદન કરનાર તેમના કુટુંબીઓનો ઇતિહાસ લુપ્ત થઈ જાય તે પૂર્વે તેને પ્રજાની યાદમા જીવત કરવો ઘટે છે

જોગાજી રતનજી માટે કહેવાય છે કે સન ૧૭૭૮મા મુબઈ આવેલા કોઈ ફ્રેચ ઘડિયાળી પાસેથી ઘડિયાળની યત્રકળાનુ સારુ જ્ઞાન તેમણે સપાદન કર્યું હતુ તેમના પિતા **રતનજી સોરાબજી કડવાજી** કોઈ અગ્રેજ પાસે સિતાર બનાવતા શીખેલા, એટલુ જ નહિ પણ ખૂબ જહેમત કરી તેમણે સિતાર કેમ સુગમ રીતે બજાવી શકાય એ કરામત હાથ કરેલી એમના પુત્ર જોગાજી પહેલા પારસી ઘડિયાળી હોય એવુ અનુમાન કરવા કારણ મળે છે

જોગાજીના પુત્ર **ફરદુનજીમા** દાદાનો વાજિત્ર બનાવવાનો અને પિતાનો ઘડિયાળના સમારકામનો વારસો ઊતરેલો પેશવાના દરબારમા એમણે ઘડિયાળી તરીકે કાર્ય કરેલુ, અને તેથી એમને મુબઈથી પૂણા જવાનુ થતુ એક વેળા એમ પૂણા જતા બાજીરાવ પેશવાના માણસોએ તેમને અટકમા રાખ્યા અહીથી નાસી છૂટવા એમણે કોઈક રીતે પેશવાનુ મન રજન કરવા વિચાર કર્યો વાજિત્ર બનાવવાના હુનરનો ઉપયોગ કરી એમણે એક સુરીલી પેટી બનાવીને બાજીરાવને ભેટ મોકલી એથી ભારે પ્રસન્ન થયેલા પેસ્વાએ ફરદુનજીને છોડી મૂક્યા ને વળી બક્ષિસ પણ આપી

એ ફરદુનજીના પુત્ર મચેરજી અને મચેરજીના પુત્રો જમશેદ્જી અને એદલજીએ પણ ઘડિયાળીનુ જ કામ કરેલુ એ બન્ને ભાઈઓ શરૂમા મુબઇના જાણીતા અગ્રેજ ઘડિયાળીઓ ' મેથીઆસ ઍન્ડ ગર્ન 'ને ત્યા નોકરીમા હતા પછીથી એ અગ્રેજ શેઠિયાઓ હમેશ માટે પોતાને વતન જતા આ ભાઈઓએ તા ૧–૮–૧૮૫૨ થી પેઢી ખરીદી લઈ પોતાને નામે ચાલુ રાખી હતી **' ચીકા ઘડિયાળી '** ના નામે તેઓ મુબઇમા સારી પ્રસિદ્ધિ પામેલા[૧૦]

વડવાઓથી ઊતરી આવેલો ઘડિયાળીનો હુન્નર પેઢી દર પેઢી ચાલુ રહેવાના આવા બનાવ ઓછા જ હશે

આજે તો મોટા શહેરોમા ઘડિયાળીઓ સૂપડેટોપલે ઉભરાય છે, ગામડામા પણ ઘડિયાળની યત્રકળાનો કોક જાણકાર જડી આવે છે અને પરિણામે એ વિષયમા આજે નવીનતા જેવુ કશુ રહ્યુ નથી પરતુ આજના યત્રયુગમા ઉપર વર્ણવેલા ( અને બીજાય કોક હશે ) નરવીરોએ ઘડિયાળીના કામમા મેળવેલી ખ્યાતિ અને તે દિશામાની તેમની કીર્તિવત કામગીરીની વાત આજે કેટલા જાણે છે ? સામાન્ય પ્રજાજન તો બાજુએ રહ્યા, પરતુ ખુદ ઘડિયાળીઓમાથી પણ કેટલાને એની પડી છે ?

---

૧૦, 'પારસીપ્રકાશ ' દફતર ૨, ભાગ ૫, પૃ ૩૮૯

# પ્રેમાનંદનાં નાટકો કોનાં ?

**શ્રી. વિશ્વનાથ મોહનલાલ ભટ્ટ**
( 'છોટાલાલ નરભેરામ ભટ્ટ—કલાદીપ'ના પૌત્ર )

**'રાધાવિલાસ' નાટકના રચનાર કોણ ?** રા. નાથાશંકર શાસ્ત્રી કે રા. છોટાલાલ ?

રા. ભીખાશંકર શુકલ પોતે પ્રતિજ્ઞાપૂર્વક કહે છે કે સ્વ. નાથાશંકર શાસ્ત્રીએ ભારત નાટચોદ્ધારક નાટક કંપનીની પ્લેઓ—રાધાવિલાસ, સૂર્યપ્રભા, વગેરે તેમની પોતાની જ લખેલી છે અને તે છાપેલી છે. એના જવાબમાં જણાવવાનું કે રા. છોટાલાલ નરભેરામ ભટ્ટ–'કલાદીપ' પોતાના હસ્તલિખિત જીવન ચરિત્રમાં શું લખે છે તે નીચેની હકીકત વાંચવાથી સાહિત્યરસિકોને માલૂમ પડશેઃ

"સ્વ. નાથાશંકરે ભારત નાટચોદ્ધારક કંપની કાઢી. આ કંપની માટે નાટકો લખવાનું કામ તેમણે મને સોંપ્યું. મેં કહ્યું—હાલનાં સાધારણ લોકરંજક નાટકો હું નહિ લખી શકું. માત્ર સંસ્કૃતમાંથી ભાષાન્તર કરી આપીશ અને શ્લોકના ઠામે તમે કહેશો તે રાગનાં ગાયન કરી આપીશ. મેં પ્રથમ **પ્રિયદર્શિકા** નાટક લખ્યું અને તેમણે ભજવ્યું. પછી **ચંડકૌશિક** લખ્યું અને તે પણ ભજવ્યું. ત્યારપછી **વિક્રમોર્વશી, મલયાસુંદરી, રાધાવિલાસ** અને બીજાં બે નાટકો મળી સાત નાટકો લખી આપ્યાં. **આ નાટકો તેમણે પાછાં આપ્યાં નથી.**"

ઉપરની હકીકત શું સૂચવે છે ? 'રાધાવિલાસ' નાટકના મૂળ લેખક તો રા. છોટાલાલ જ છે. "મિત્રભાવે કોઈ પણ જાતનું લખાણ પોતાના કીંમતી વખતનો ભોગ આપી લખી આપવામાં આવે તેનો આવો દુરુપયોગ થતો જોઈ મને ઘણો ખેદ થાય છે." આથી સ્વ. નાથાશંકર શાસ્ત્રીને લેખક બનાવ્યા બદ્દલનું રા. ભીખાશંકર શુકલનું પ્રતિજ્ઞાપૂર્વક વચન ખરેખર ખોટું જ ઠરે છે. જો રા. ભીખાશંકરે સ્વ. નાથાશંકર શાસ્ત્રીની માફક ઊંડું સંશોધન કરી, વિચારપૂર્વક પોતાનો વિચાર જાહેરજનતા સમક્ષ પ્રદર્શિત કર્યો હોત તો કાંઈ ઠીક થાત.

**'દ્રૌપદીહરણ' અથવા પ્રેમાનંદની શંકાસ્પદ કૃતિઓ કોણે રચી ?** રા. નાથાશંકરે કે પ્રેમાનંદે ?

શું રા. ઘનશ્યામભાઈ કે રા. છોટાલાલ પોતે જાતે જ કહે કે 'દ્રૌપદીહરણ' વગેરે અમારી કૃતિ નથી જ, તો તે ઉપરથી એમ સાબિત થાય છે કે તે સ્વ. નાથાશંકર શાસ્ત્રીનાં જ લખેલાં છે ? રા. છોટાલાલ પોતે જાતે જ કહે છે કે—"**પ્રેમાનંદ કે વલ્લભની મૂળ પ્રતો જગતમાં મનુષ્યોના જોવામાં નહિ આવે ત્યાં સુધી એવા અનેક પ્રકારના તર્કવિતર્કો થવાના જ.**" આ બાબતમાં રા. છોટાલાલ પોતાના હસ્તલિખિત જીવનચરિત્રમાં શું લખે છે, તે નીચેની હકીકત ધ્યાનપૂર્વક વાંચવાથી સમજવામાં આવશેઃ

"પ્રથમ પુસ્તક પ્રેમાનંદકૃત 'દ્રૌપદીહરણ' હતું. છંદો અને વૃત્તોવાળું પુસ્તક મેં રત્નેશ્વરનું જોયું હતું. તે સિવાય આ તે જાતનું પ્રેમાનંદનું રચેલું પ્રથમ જોયું. આ 'દ્રૌપદીહરણ' જોઈને મને પરમ આનંદ થયો. તેમાંની કવિતામાં કંઈક કૃત્રિમતા જેવું લાગવાથી મને

ગ નાથાશંકર હ્રસ્વ, દીર્ઘ અને વિરામચિહ્ન વગેરે કયા કેવુ લખવુ તે જાણતા હતા કે કેમ ? તે નીચેની હકીકતથી વાચકવૃંદની ખાતરી થશે

"હુ 'વ્યવહારમયૂખ'નુ ભાષાન્તર લખતો હતો અમદાવાદના બુકસેલર કસ્તુરચંદને તેની ઉતાવળ હતી, પણ મને સાધારણ તાવ આવતો હતો તેથી બેસીને લખાયુ નહોતું નાથાશંકર સાથે મારે સ્નેહ થવા માંડેલો હોવાથી મે તેમને હુ બોલુ તેમ લખવા માટે વિનતી કરી તેમણે કહ્યુ, **હું લખીશ તો ખરો, પણ હ્રસ્વ, દીર્ઘ અને વિરામ-ચિહ્ન હું જાણતો નથી !** મે કહ્યુ કાંઇ ચિંતા નહિ, હું બધુ કહીશ પછી હુ સૂતો સૂતો લખાવતો અને હ્રસ્વ, દીર્ઘ અને વિરામચિહ્નો કહેતો, તથા તે નકલ કરતા"

હ્રસ્વ, દીર્ઘ અને વિરામચિહ્ન ન જાણનાર માણસ મોટા મોટા ગ્રંથો, કાવ્યો લખી શકે ખરો ? તેનો વાચકવૃંદ વિચાર કરશે ?

રા છોટાલાલ નરભેરામ ભટ્ટના હસ્તાલિખિત જીવનચરિત્રમા રા ભીખાભાઈ શુકલનુ નામ પણ ક્યાયે જણાતું નથી, જ્યારે બીજાઓના નામ દીઠામા આવે છે જો તેમણે કારકુન તરીકે કામ પ્રા૦ કા૦ ઑફિસમા કરેલુ હોય તો તેવો ઉલ્લેખ તેમના (છોટાલાલ) જીવનચરિત્રમા પણ હોવો જોઈએ હિસાબ રાખવા તથા પુસ્તકોની વ્યવસ્થા કરવા કારકુન તરીકે ગિરધરભાઇ નામે કારકુનની યોજના કરેલી હતી આવી જાતનો ઉલ્લેખ મળી આવે છે **પણ નથી મળતો ઉલ્લેખ રા ભીખાભાઈ શિ. શુકલનાં નામનો ! કે નથી આંખે ચઢતો રા છોટાલાલ અને ભીખાભાઈનો સવાદ !** જ્યારે બીજાઓની સાથે થયેલી વાતચીતનો ઉલ્લેખ મળી આવે છે. આ ઉપરથી ગ છોટાલાલ સાથે (બુદ્ધિ-પ્રકાશ—જાન્યુ-માર્ચ '૪૩ મા પ્રકટ થયેલી) વાતચીત થઈ હશે કે કેમ તે પણ મને તો શંકાસ્પદ લાગે છે

ઉપરની હકીકત સાહિત્યરસિકોના જાણવા—જણાવવા માટે આલેખી છે તેની તુલના તો સાહિત્યશોખીનોએ જ કરી લેવાની છે એમ કહી વિરમુ છુ *

---

* "બુદ્ધિપ્રકાશ 'માથી ઉપજેલી શંકાઓના સપ્રમાણ ખુલાસા રા છોટાલાલ નરભેરામ ભટ્ટ-પ્લાદીપના હાથના લખેલા જીવનચરિત્રમાથી લેવામા આવ્યા છે"

# સમાલોચના

રતિલાલ ઉકાભાઈ પટેલ, એમ. એ.

'અ. સૌ. વિધવા'—લેખક બાબુભાઈ પ્રાણજીવન વૈદ્ય. બી. એ; પ્રગતિ ગ્રંથમાળા—વર્ષ ૨, પુસ્તક પહેલું, કીમત ૨-૦-૦

આજથી ત્રણેક વર્ષ પહેલાં પ્રસિદ્ધ નાટ્યકાર હેન્રીક ઇબ્સેનનાં બે શ્રેષ્ઠ નાટકો 'The Wild Duck' અને 'Warriors at Hellgallau' નો પરિચય ગુજરાતી વાચકોને 'હંસી' અને 'વિધિના વિધાન' ના લેખકે કરાવેલ. ઇબ્સેન જેવા કલાકારની વ્યાપક વિચારસૃષ્ટિ અને ભવ્ય પાત્રોને ગુજરાતીમાં રજૂ કરવાનું કાર્ય સહેલું ન ગણાય. પરંતુ શ્રી બિપિન વૈદ્ય એ કૃતિઓને સફળતાપૂર્વક ગુજરાતી સાહિત્યમાં ઉતારી શક્યા છે એનું એક કારણ તો એ છે કે ઇબ્સેનની ભાવના અને કલાદૃષ્ટિને એમણે પચાવી છે અને તેના આદર્શની સાથે તાદાત્મ્ય સાધવા સતત પ્રયત્નો તેમણે કર્યા છે. એમની સાધનાનું એક સુંદર ફળ એ પ્રાપ્ત થયું છે કે આજે લેખક સ્વતંત્ર વાર્તાઓનો એક સુવાચ્ય સંગ્રહ ગુજરાતને ચરણે ધરી શક્યા છે. હવે 'બિપિન વૈદ્ય' નો બુરખો છોડી લેખક પોતાના ખરા નામે પ્રકટ થાય છે એ તદ્દન ઉચિત છે. 'કૌમુદી,' 'પ્રસ્થાન,' 'યુવક,' 'સુવાસ,' 'ફૂલછાબ,' અને 'સાહિત્ય' જેવાં પ્રસિદ્ધ સામયિકોમાં લેખકની આ સંગ્રહની કેટલીક વાર્તા પ્રકટ થઈ ચૂકી છે. એ પરથી જ એ વાર્તાઓ જનતા સમક્ષ મૂકવા જેટલી સત્ત્વશીલ છે એવું સહેલાઇથી પુરવાર થઈ શકે છે.

## ગુજરાતી સમાજનું આબેહૂબ પ્રતિબિંબ

સંગ્રહની બે લાંબી વાર્તા 'અ. સૌ. વિધવા" અને 'રમા' આપણા ગૃહજીવનની સમવિષમ સ્થિતિનો જે ચિતાર આપે છે તે જોતાં લેખક આપણા કૌટુંબિક જીવનના ઊંડા અભ્યાસી હોય એમ લાગ્યા વિના રહેતું નથી. મંછી અને રમા એ બંને પાત્રોના જીવનનું આલેખન કરતી વખતે લેખકે આપણા સમાજની સ્ત્રીઓ વિશેની સંકુચિત ભાવનાનું યથાર્થ દર્શન કરાવીને સ્ત્રીશક્તિને અને સ્ત્રીઓની પ્રતિભાને સમાજ કેવી રીતે ગૂંગળાવી નાખે છે તે અસરકારક ઢબે રજૂ કરે છે. કોઇને શંકા થશે કે ૮૯ પૃષ્ઠ જેટલા વિસ્તારમાં પથરાયેલી 'અ. સૌ. વિધવા' ને ટૂંકી વાર્તાના ક્ષેત્રમાં મૂકી શકાય? કોઈ વળી એમ પણ કહેશે કે કૌટુંબિક જીવનમાં સ્ત્રીઓ પર થતો અન્યાય અને તેમને પરાધીન બનાવનારી સમાજની રૂઢિઓ સામે બળવો પોકારવા માટે લેખકે એકાદ સુંદર નિબંધ લખ્યો હોત તો શું ખોટું હતું?

એ બંને શંકાઓનું સમાધાન વાર્તામાં વહેતો અસ્ખલિત રસપ્રવાહ અને સ્વાભાવિક પાત્રનિરૂપણ આપી દે છે. ટૂંકી વાર્તામાં જોઈતી એકાગ્રતા અને રસમયતા આ વાર્તામાં છે એટલે પછી તેનો વિસ્તાર આપણને બંધનકર્તા નીવડતો નથી. ગુજરાતી સમાજનું આબેહૂબ પ્રતિબિંબ પાડતી આ બંને વાર્તા સંગ્રહની શોભારૂપ છે.

## ત્યાગ અને આત્મભોગથી નીતરતાં પાત્રો—

'નોકર,' 'અમુ—પારકી છઠ્ઠીનો જાગતલ,' 'મંગુ ખવાસણ' અને 'નાટકિયો' એ વાર્તામાં ત્યાગ અને સેવાભાવનાથી દીપતાં ચાર પાત્રો લાલુ, અમુ, મંગુ અને

ઘનશ્યામ આપણુ ધ્યાન ખેચે છે લાનુ જેવો વગદાર અને વાત્સલ્યનીતરતો નોકર જોતા આપણને રવિશંકરનો 'ગચગણુ' સહેજે યાદ આવી જાય છે બચપણથી જ અનાથ બનેલ અમુની ધર્મપરાયણતા અને સેવાવૃત્તિ રજૂ કરતા પ્રસગો વાસ્તવિક હોવા છતા તેમા આદર્શનુ વાતાવરણ વધુ મચોટ છે મગુ ખવાસણનુ પાત્ર નિષ્ટમમાજમા હોહા મચાવે તેવુ છે એમા કઈ નવા નથી આવા બડખોર પાત્રો સર્જવાનુ ઈબ્સેનની પ્રેરણાથી લેખકને સૂઝયુ હોય એમ લાગે છે સ્ત્રીઓ પ્રત્યે હીનદૃષ્ટિથી જોતા શ્રીમતો જ સ્ત્રીઓને નછૂટકે પતનને પથે ધમડી જાય છે એવુ મગુના પાત્રદ્વારા સ્થાપિત કરવા લેખક મથે છે 'નાટકિયા' તરીકે કામ કરીને પોતાની બહેનના દીકરાઓને માટે પોતાની મહેચ્છાઓનો ભોગ આપનાર 'ઘનશ્યામ' એ પણ એક એવુ પાત્ર છે કે જેમા લેખક ત્યાગ અને આત્મભોગની ઉચ્ચ ભાવના રજૂ કરવા ચાહે છે

**ખાનદાની સમાજના ઉપલા વર્ગનો ઈજારો નથી—**

'રામો વાળદ', 'જીવો ગાડીવાળો' અને 'ખાનદાન' એ ત્રણ વાતોમા અનુક્રમે રામો વાળદ, જીવો ગાડીવાળો અને ગોવો ચમારી સમાજના આબરૂદાર ગણાતા વર્ગની કાનપટ્ટી પકડીને સુણાવે છે કે જરા અમારા જીવન સામે તો જુઓ, સજ્જનતા, સચ્ચાઈ, નિખાલસતા અને ખાનદાની એ શબ્દો તો તમારા જીવનની ગદકીને ઢાકી રાખનાર શબ્દજાળ જેવા છે, પરતુ અમારા જીવનમા તો એ એકતાર થઇ ગઇ છે

એક હજાર રૂપિયાનો લાભ કરાવી આપનાર ગોવા ચમારીને પોતાનો હાથ સાજો કરાવતા જે ખર્ચ થાય છે તેટનુ પણ મળતુ નથી એટલે બીજાને લૂટવાની વૃત્તિ તેનામા જન્મે છે પરતુ તેમ કર્યા પછી તે પશ્ચાત્તાપ કરે છે તેની ખાનદાનીનો બદલો એ મળે છે કે ગોદ તેનુ દૂધ લેવાનુ બધ કરે છે

રામો વાળદ એક જીવત પાત્ર તરીકે તેના ધધાની ચતુરાઈ કે હોશિયારીથી બનતો નથી, પરતુ તેના સતોષી સ્વભાવ, સારે માઠે પ્રસગે ખડપગે ઊભા રહેવા જેટલી સજ્જનતા અને સેવાભાવના તેને અમર બનાવે છે

જે નેકી કે ખાનદાની ઉચ્ચ ગણાતા વર્ગમા નથી હોતી તે એક ગાડીવાળામા વિશેષે જોવામા આવે છે તેનુ પુરવાર કરતી વાર્તા 'જીવો ગાડીવાળો' આ સગ્રહની એક ઉત્તમ વાર્તા છે એમા જરાપણુ નવા નથી એક અનાથ વિધવાને વિષયી મણિલાલના પજામાથી બચાવીને જેલયાત્રના વહોરી લેનાર જીવો છેવટ સુધી તેના ગામની સ્ત્રીઓની આબરૂ સાચવવા માટે ચોકિયાત તરીકે રહે છે અને મણિલાલનુ નાક કાપીને તે નાસી જાય છે, તે પણ એ જ કારણે

આ રીતે રામો વાળદ, જીવો ગાડીવાળો અને ગોવો રમારી એ ત્રણ પાત્રો આપણા સાહિત્યમા અને જીવનમા, કહેવાતા ખાનદાન વર્ગ પર તીખો પ્રહાર કરીને નવી દૃષ્ટિ રજૂ કરે છે

**સમગ્રદર્શન**

સગ્રહની બધી વાતોનુ સરવૈયુ કાઢવામા આવે તો આપણે સ્પષ્ટ કહી શકીએ કે આ વાર્તાગ્રથ એક સુવાચ્ય વાર્તાસગ્રહ છે અમુક આદર્શને લક્ષ્યમા રાખીને આ બધી વાતો લખાઇ છે, છતા તેમા પ્રસગો અને પાત્રોની ખિલવણી થોડાક અપવાદો સિવાય

વાસ્તવિકતાની મર્યાદાને બાધ પહોંચાડતી નથી. વળી લેખક જે ધ્યેય આ વાતોદ્વારા આપણી સમક્ષ મૂકે છે તે ઘણું જ આવકારલાયક છે. આપણા કૌટુંબિક જીવનમાં પ્રવર્તતી કટુતા અને અવ્યવસ્થાનાં મૂળનું યથાર્થ અન્વેષણ કરીને તેમાંથી કઇ રીતે સુમાર્ગ પ્રાપ્ત થઇ શકે તે આ સંગ્રહની અમુક વાતો આપણને કહે છે. આપણા સમાજમાં ઇજ્જત, આબરૂ કે ખાનદાનીને નામે જે આડંબર પ્રસરી રહ્યો છે, તે સામે પણ લેખકનો પુણ્યપ્રકોપ એવો સચોટ છે કે તેના વિરોધરૂપે સમાજના નીચલા થરમાંથી કેટલાંક પાત્રોને ઉઠાવીને તેમનામાં ખાનદાની, સજ્જનતા, નેકી, વફાદારી, સેવાભાવના અને આત્મભોગને મૂર્તિમંત કરેલ છે. આજે આપણે ત્યાં માત્ર જીવનનું યથાતથ પ્રતિબિંબ પાડતી વાતો ઢગલાબંધ પ્રકટ થાય છે અને વાસ્તવિકતાને નામે એ વાતો જીવનની કેટલીક હીન રુચિને પણ પોષે છે. પરંતુ જીવનને ઉચ્ચમાર્ગે પ્રેરે એવી ધ્યેયલક્ષી કૃતિઓ બહુ ઓછી મળે છે. સાહિત્યનું સર્જન માત્ર સંસારનું પ્રતિબિંબ પાડવાનું નથી. સંસારને સાચે રસ્તે લઈ જવા માટે વાર્તાસાહિત્ય જેવું પ્રેરકબળ કોઈ નથી. આ સંગ્રહ વાર્તાકલાની થોડીક ક્ષતિઓ બાદ કરતાં ઉપર્યુક્ત દિશામાં પગલી પાડે છે.

---



## ત્રેતાલીસના ગૂજરાતી વાઙ્મયની સમીક્ષા

"ગૂજરાત સાહિત્ય સભા તરફથી દર વર્ષે કરાવવામાં આવતું સમીક્ષાનું કામ ચાલુ વર્ષે નીચેના ત્રણ વિભાગમાં વહેંચી નાંખી તે દરેક વિભાગવાર જુદા જુદા સમીક્ષકો નીમવામાં આવ્યા છે.

| | |
|---|---|
| **વિભાગ ૧ લો:—**<br>**વિષય:**—કવિતા, નાટક, નવલિકા, નવલકથા. | **સમીક્ષક:—**<br>રા. ભાનુપ્રસાદ બી. વ્યાસ. ઠે. "પ્રભુભુવન" સી. પી. ટેન્ક. **મુંબાઇ-૪** |
| **વિભાગ ૨ જો:—**<br>**વિષય:**—નિબંધ, વિવેચન, જીવન ચરિત્ર, ધર્મતત્ત્વજ્ઞાન, ઇતિહાસ પુરાતત્ત્વ, ભાષાશાસ્ત્ર કેળવણી, બાળસાહિત્ય, પ્રવાસ વગેરે. | **સમીક્ષક:—**<br>રા. હસમુખલાલ મ. કાજી, ઠે. સિવિલ સ્ટેશન **રાજકોટ** |
| **વિભાગ ૩ જો:—**<br>**વિષય:**—વિજ્ઞાન, ભૌતિક વિજ્ઞાન, જંતુવિજ્ઞાન, પ્રાણી વિજ્ઞાન, શરીર વિજ્ઞાન, રસાયણ શાસ્ત્ર, શાસ્ત્રીય સાહિત્ય વગેરે. | **સમીક્ષક:—**<br>ડો. રમણિક કે. ત્રિવેદી ઠે. "પંકજ" પ્રતાપગંજ, **વડોદરા** |

તો દરેક પ્રકાશકો તથા લેખકોએ પોતાનાં પ્રકાશનો તથા કૃતિઓ ઉપર જણાવેલા સરનામા પ્રમાણે તે વિભાગના સમીક્ષકને મોકલી આપવાં.

# ગુ. વ. સોસાયટીના ઉચ્ચ અભ્યાસ અને સંશોધન વિભાગનાં પ્રકાશનો

**૧ દ્વયાશ્રય કાવ્યમાં મધ્યકાલીન ગુજરાતની સામાજિક સ્થિતિ, રૂ ૧-૪-૦ :** શ્રી. રામલાલ ચુ મોદીએ આચાર્ય હેમચંદ્રના રચેલા સં પ્રા "દ્વયાશ્રય" કાવ્યમાંથી તત્કાલીન ગુજરાતની સમાજ સ્થિતિ તારવી આપી છે. આ વિષયનો ગુજરાતમા આ પ્રથમ જ પ્રયત્ન છે. ગ્રંથ ખૂબ પ્રશંસા પામેલો છે

**૨ ગુજરાતીઓની અટકોનો ઇતિહાસ, રૂ. ૧-૪-૦ :** અધ્યા વિનોદીની ર. નીલકંઠે ગુજરાતની હાલની વિવિધ પ્રજાઓની અટકો વિશેની પ્રચલિત હકીકત એકઠી કરી આપી છે આ વિષયનો આ પ્રથમ ગ્રંથ કેટલીક અટકોની ઉત્પત્તિનો રમૂજી ખ્યાલ પણ આપે છે.

**૩ રણમલ્લછંદની ઐતિહાસિક સમાલોચના, રૂ ૦-૪-૦ :** ૧૪મી સદીના અંતભાગમા થયેલા શ્રીધર કવિએ ઈડરના રાવ રણમલ્લના, મુસ્લિમ સુબાઓ સાથેના વિગ્રહ વિશેના ઐતિહાસિક કાવ્યનું ઈતિહાસ દૃષ્ટિએ જે મૂલ્ય છે, તે પ્રો. સૈ અબુઝફર નદવીએ બતાવી તત્કાલીન ઈતિહાસના કેટલાક અણઉકેલેલા પાના પ્રથમવાર જ ઉકેલી આપ્યા છે

**૪ 'અખો—એક અધ્યયન, રૂ ૨-૦-૦** 'અખો' એ વિષય લઈ અનેક લેખકોએ પ્રકાશ પાડવા પ્રયત્ન કર્યો છે. એ બધા ખંડ પ્રયત્નોને આવરી નવીન જ રીતે સંશોધનની તીક્ષ્ણ દૃષ્ટિથી અખાના જીવન અને કવનનો આમૂલચૂડ અભ્યાસ કરી તત્કાલીન સાહિત્ય, સમાજ, શાસ્ત્રાભ્યાસ પર પરાની મીમાંસા સાથે અધ્યા. ઉમાશંકર જોષીએ નિષ્પક્ષપાત રીતે નિરૂપણ કર્યું છે વિદ્વાનોએ આ ગ્રંથની અનેકશ તારીફ કરી છે

**૫ Indo—Aryan and Hindi, રૂ ૩-૮-૦ :** કલકત્તા યુનિવર્સિટીના પ્રોફેસર સમર્થ ભાષાશાસ્ત્રી ડૉ. સુનીતિકુમાર ચાતુર્જ્યાએ સંશોધન વ્યાખ્યાનમાળામા આપેલાં આઠ વ્યાખ્યાનોનો આ સંગ્રહગ્રંથ છે વક્તાએ પ્રાગૈતિહાસિક કાળથી માંડી આર્યભાષા કેવી રીતે વિકાસ સાધતી આવી છે તે બતાવી હાલની રાષ્ટ્રભાષા હિંદુસ્તાની સુધીની સળંગ સૂત્રમાળા રચી આપી છે મુંબઇ યુનિવર્સિટીએ એમ એ ના અર્ધમાગધીના અભ્યાસક્રમમા આ પુસ્તક વાચવા ભલામણ કરી છે. બીજી યુનિવર્સિટીઓએ પણ આનો તે જ રીતે સત્કાર કર્યો છે,

**૬ મુઝફ્ફર શાહી (મૂળ ફારસી અને ગુ અનુવાદ) રૂ ૧-૪-૦ :** ગુજરાતના મુઝફ્ફર શાહ હલીમના રાજ્યકાળની હકીકત સાચવતો આ મૂળ ફારસી ગ્રંથ એક માત્ર હાથપ્રત ઉપરથી સંપાદિત કરી ગુ અનુવાદ અને વિસ્તૃત ઉપોદ્ઘાત સાથે પ્રથમવાર જ પ્રો. સૈ અબુઝફર નદવીએ રજૂ કર્યો છે

**૭ વિદ્યાવિસ્તાર વ્યાખ્યાનમાળા, રૂ ૧-૦-૦** "કવિ કલાપી"—શ્રી ત્રિભુવનદાસ પુ લુહાર, ગુજરાતીમા ઐતિહાસિક નવલકથા—શ્રી ચુનીલાલ વ શાહ, ચંપૂકથા—પ્રો ડોલરરાય ર માંકડ, ધ્વનિના પ્રકાર—પ્રો ડોલરરાય ર માંકડ, ગુજરાતી કવિતામા વાસ્તવવાદ—શ્રી રતિલાલ મો ત્રિવેદી, આચાર્યશ્રી આનંદશંકરનુ ધર્મચિંતન—પ્રો વિષ્ણુપ્રસાદ ર. ત્રિવેદી

આ સાત વ્યાખ્યાનોનો આ સંગ્રહ ગુજરાતી સાહિત્યના અભ્યાસીઓને અતિ ઉપયોગી છે.

**૮ સ્વ નાથાશંકર શાસ્ત્રીનું જીવનચરિત્ર, રૂ ૦-૪-૦** સ્વ. નાથાશંકર શાસ્ત્રીના એક મિત્ર શ્રી ભીખાભાઈ શિ શુક્લે અંગત જાતમાહિતીથી લખેલુ ચરિત પ્રેમાનંદનાં બનાવટી નાટકો વગેરેના કર્તવ્ય ઉપર મહત્ત્વનો પ્રકાશ પાડે છે એમણે મૂકેલી કેટલીક હકીકતો પ્રથમવાર જ પ્રકાશમા આવતી હોઈ ખૂબ મહત્ત્વની નીવડી છે

**૯ વિગ્રહ પછીની વિશ્વરચના રૂ ૦-૪-૦** જાણીતા અર્થશાસ્ત્રી પ્રો કે ટી. શાહે ગુ વ સો ના આ મથાળે સને ૧૯૪૨નું વાર્ષિક વ્યાખ્યાન આપ્યુ હતું, તેની જૂજ નકલો બાકી રહી છે હિંદના રાજકારણ અને અર્થશાસ્ત્રનો સુમેળ સાધતું આ વ્યાખ્યાન એ દિશામા મહત્ત્વનો પ્રકાશ નાખે છે

# બુદ્ધિપ્રકાશ

## ત્રૈમાસિક

ગુજરાત વર્નાક્યુલર સોસાયટી (અમદાવાદ) તરફથી તંત્રી અને પ્રકાશક
રસિકલાલ છો. પરીખ

વર્ષ ૯૦મું : અંક ત્રીજો ] જુલાઈ-સપ્ટેમ્બર ૧૯૪૩ [ વાર્ષિક ૧-૮ : છૂટક ૦-૮-૦

## અનુક્રમ

बुद्धिप्रकाश

Buddhiprakash

पुस्तक ९० मुं ] जुलाइ–सप्टेम्बर : १९४३ [ अंक ३

# ટૂંકી વાર્તામાં સંવાદ

પ્રો. હસમુખલાલ મ. કાઝી

ટૂંકી વાર્તાના સાહિત્યમાં સંવાદ આપણું ધ્યાન ખેંચે છે. આ સંવાદ કેટલીકવાર રજૂઆતના બીજા સર્વ ઉપાયોનું સ્થાન દપટાવી બેસે છે. સંવાદમય વાર્તા લગભગ નાટક જેવી બને છે. આ સંવાદ અદાકારોના વ્યાપારનું સૂચન પણ કરે છે. કથનની રીતમાં પ્રગતિ થઇ છે તેને પરિણામે સંવાદને વધતું જતું પ્રાધાન્ય મળતું રહ્યું છે. વાર્તાત્મક કથનમાં સંવાદને પોતાનો જ વિશિષ્ટ કાર્યપ્રદેશ છે. એ ઉપરાંત કથનમાં કેટલીકવાર આવતા ભારેખમપણાને અને એકતાનતાને આ સંવાદ હળવા બનાવે છે. એટલે કથનને હળવું કરવામાં, વિવરણાત્મક અથવા કેન્દ્રિત વિગતોનો ફાળો આપવામાં, ક્રિયાને આગળ વધારવામાં અને વ્યક્તિઓના ચારિત્ર્યનું સૂચન કરવામાં સંવાદની ઉપયોગિતા રહેલી છે.

કથનને હળવું બનાવવામાં સંવાદની ઉપયોગિતા સ્પષ્ટ માલૂમ પડી આવે એવી છે. શુદ્ધ ઐતિહાસિક કથનનો સતત પ્રવાહ વહેલે યા મોડે એકતાનતા ભર્યો થઇ જવાનો સંભવ છે. જાણ્યે કે અજાણ્યે એવી જાતની એક લાગણી પ્રવર્તે છે કે જીવનમાં માનવો પોતાને વિશે અને પોતાને લગતા પ્રસંગો વિશે છૂટથી બોલે છે અને વાર્તાએ જીવનમાં આ માનવો જેવા છે તેવા રજૂ કરવા જોઈએ—ખાસ કરીને એટલા માટે કે વાસ્તવિક જીવનમાં સંવાદમાં આવતી ભરતી અને ઓટ (ebb and flow) જીવનને રસિક બનાવવામાં અને એકબીજા માનવોને એકબીજાના ચારિત્ર્ય અને હેતુઓ સમજાવવામાં સહાયક નીવડે છે. તેથી વાર્તાત્મક કથનમાં આવતા સંવાદના ફકરાઓ રજૂઆતને વધારે પ્રમાણમાં નાટ્યાત્મક (બન્ને અર્થમાં) બનાવે છે, દીર્ઘ ઐતિહાસિક વક્તવ્યને સંક્ષિપ્ત અને રસિક વિભાગોમાં વિભક્ત કરે છે, આંખને માટે વાંચવાનું સરળ બનાવે છે, વાર્તાત્મક વ્યક્તિઓની માનવતા વધારે સ્પષ્ટ કરે છે, ખુલાસાના કાદવભર્યાં ખાબોચિયાંઓમાંથી મુશ્કેલીએ મેળવાતો પાત્ર વિશેનો પ્રકાશ સહેલાઇથી મળે છે અને સંક્ષિપ્તમાં કહીએ તો વાર્તા સ્વરૂપમાં, રીતમાં અને વિષયમાં જીવનની વાસ્તવિકતા સાથે વધારે ગાઢ સંપર્કમાં આવે છે.

છતાં સંવાદના ઉપયોગ વગરની ઘણી સારી વાર્તાઓ લખવામાં આવેલી છે. કેટલાક કથનમાં સંવાદની આવશ્યકતા જ નથી હોતી. કેટલાક લેખકોમાં સંવાદ રચવાની શક્તિ જ નથી હોતી. વાર્તાલેખનના કોઇ ચુસ્ત નિયમો અસ્તિત્વમાં નથી એ વાત યાદ રાખવાની

જરૂર રહે છે લેખકની અવધારણા અને એ અવધારણા જે સામગ્રી રજૂ કરવાની એને જરૂર પાડે એ બે એકઠા થઈને કોઈ નવા સંજોગોનો સમૂહ ખડો કરે સંજોગોના આ સમૂહને પહોંચી વળવા માટે નિયમથી સાવ ઊલટું કરવાની લેખકને ફરજ પડે અવધારણાની સૂચકતા અને એને પરિણામે ઉદ્ભવતા સંજોગોને એ કેવી રીતે પહોંચી વળે છે તેના પર લેખકની સફળતાનો આધાર રહેશે છે જેમા સંવાદની જરાયે જરૂર નથી એવી સારી વાર્તાઓ લખવામા આવી છે જેમા સંવાદને ટાળવામા આવે છે એવી સારી વાર્તાઓ પણ લખવામા આવી છે પણ તેથી નીચેના વક્તવ્યની મહત્તા ઓછી થતી નથી વ્યક્તિઓના વચનોના હેવાલને પરોક્ષ કથનને બદલે સીધા સંવાદના સ્વરૂપમા રજૂ કરવાની રીત સારામા સારી છે કથનમા વૈવિધ્ય, વેગ અને સ્વાભાવિકતા લાવવા માટે જ્યા બને ત્યા આ સંવાદ-સમાવેશનો પ્રયાસ આવશ્યક બને છે તે સાથે વધારે મહત્ત્વના હેતુઓમા આ સંવાદ અંતરાયરૂપ ન બને એ જોવાની પણ જરૂર રહે છે જ્યા જ્યા અવકાશ ત્યા ત્યા સંવાદનો મુક્ત વપરાશ એ આ ચર્ચાનુ સારતત્ત્વ છે

કયા ઉપક્રમ પર વસ્તુ અવલંબન કરે છે તેના નિર્દેશક ઉપાય તરીકે સંવાદની ઉપયોગિતા નિષ્ણાત વાર્તાકથક અને નાટ્યકારના હાથમા ઘણી છે આ કુશળ લેખકના હાથમા સંવાદ શંકાસ્પદ ઉપાય બને છે સંવાદદ્વારા આપવામા આવતુ વિવરણ ( exposition ) વિભક્ત ( distributed ) હોય છે વિવરણાત્મક સંવાદનો લાંબો ફકરો ભાગ્યે જ સફળ નીવડે છે સીધા સમૂહિત વિવરણ કરતા આવો વિવરણાત્મક સંવાદનો લાંબો ફકરો વધારે સારો નીવડતો નથી, સંવાદ તરીકે એમા સ્વાભાવિકતા હોતી નથી, આપોઆપ પ્રકટતા હોતી નથી, હળવાશ પણ હોતી નથી અને એ સામાન્ય સંવાદ સ્વરૂપને મળતો આવતો નથી એમ કહીએ તોપણ ચાલે જો વચનોને સુદીર્ઘ થતા અટકાવવામા આવે, સંવાદને વિવરણાત્મક હકીકતો પર એકતાનતા ભર્યો ઢળતો અટકાવવામા આવે અને વિવરણાત્મક હકીકતોના નિવેદનને તે ક્ષણની પરિસ્થિતિ અને પ્રસંગ સાથે સુયોજિત કરવાની સંભાળ લેવામા આવે તો સંવાદ વિવરણનુ પૂરતી રીતે સંતોષકારક વાહન બને

ફલના પરિણામોનુ વિવરણ ( consequential exposition ) પણ એવી જ રીતે સંવાદદ્વારા સીધી રીતે અથવા સૂચનથી આપી શકાય

વળી સંવાદ વૃત્તિની અસરને કેન્દ્રિત કરવામા અથવા મહત્ત્વની હકીકતો પર ભાર મૂકવામા ઉપયોગી બને છે આવી રીતે સંવાદનો ઉપયોગ કરનારે સાવચેત રહેવાની જરૂર છે કથનમા ઘુસાડી દઈને સંવાદનો ઉપયોગ થઇ શકે નહિ આ સંવાદ પ્રસંગના ઊંડાણમા રહ્યો હોવો જોઇએ અને પરિસ્થિતિ સાથે તે વખતે પૂરતી રીતે સુયોગ્ય હોવાથી સ્થાન પામવો જોઈએ "વાતને હળવી કરવા અને આ થોડી હકીકતો પર ભાર મૂકવા, ચાલો, હવે હુ સંવાદનો ઉપયોગ કરી લઉ" એવી જાતનુ લેખકનુ વર્તન ન ચાલે પરિસ્થિતિમાથી સ્વાભાવિક રીતે ન ઉદ્ભવતા સંવાદને વાર્તાની અંદર દાખલ ન જ કરી શકાય વાર્તાની પ્રગતિને સહાયભૂત થયા સિવાય લાંબા બનતા સંવાદનો પણ બહિષ્કાર કરવાનો રહે છે—એની કેન્દ્રિત અસર સારી હોય તોપણ આ સખત જણાતા વક્તવ્યને નરમાશથી નીચે પ્રમાણે રજૂ કરી શકાય કેન્દ્રિત અથવા વિસ્તારાત્મક સંવાદને વાર્તાની હિલચાલની આગેકૂચમા અંતરાયરૂપ થવા દેવો ન જોઇએ

નાટ્યાત્મક રચનાના દૃષ્ટિબિંદુ વડે જોઈએ તો વાર્તાનો મુખ્ય ઉદ્દેશ—આગેકૂચનો છે. વાર્તાએ હમેશાં આગેકૂચ કરવી જોઇએ અને બીજો આગળ ધસારો શરૂ કરવામાં આવે તે પહેલાં તાજા થઇ જવા અને માર્ગ તપાસ કરી લેવા પૂરતાં જ સ્તંભનો અને રોકાણો એમાં આવવાં જોઇએ. આમ વર્ણવવામાં આવેલી ક્રિયાને આગળ લઈ જવામાં સંવાદે મહત્ત્વનો ભાગ ભજવવાનો છે. સંવાદપ્રધાન વાર્તાઓનો અભ્યાસ સંવાદદ્વારા થતી આગેકૂચનો અર્થ સ્પષ્ટ કરશે. સંવાદનો ફકરો પૂરો થાય એટલે હેતુ નિશ્ચિત થઇ જાય, ગૂંચવણ (complication) રહસ્યનું પ્રાપ્ત થાય કે ગૂંચવણનો ઉકેલ આવી જાય, અમુક કૃતનિશ્ચય પર આવી જવાય, અથવા જેના વગર પ્રસંગો આગળ ધપી જ ન શકે અથવા આટલી સીધી રીતે નિર્ણયાત્મક ક્ષણ, અથવા પરાકાષ્ઠાના ઉત્તુંગ કૂલ સુધી પહોંચી ન શકે એવા અમુક સંજોગો સ્થાપિત થઇ જાય.

આપણે જોઇ ગયા છીએ કે અમુક પરિસ્થિતિઓમાં સંવાદ એ જ સ્વાભાવિક વક્તવ્ય અને ઉકેલ છે. ક્રિયા એવે કેન્દ્રે પહોંચી જાય જ્યારે વ્યક્તિઓએ બોલવું જ જોઈએ, જ્યારે વ્યક્તિઓએ પોતાને, પોતાના ચારિત્ર્યને, પોતાની વૃત્તિને, પોતાના હેતુઓને, પોતાના કૃતનિશ્ચયોને, શબ્દો દ્વારા વ્યક્ત કરવા જ જોઇએ. વચન એ ક્રિયાનો અમુક પ્રકાર છે. ક્રિયાના આ અમુક પ્રકારમાં હેતુ, ચારિત્ર્ય, ઇચ્છાશક્તિ, કાર્ય અને કારણ, હેતુવાદી બળોની અંતિમ અને નિર્ણયાત્મક રમત, ઘણીવાર ઝડપી અને નિર્ણયાત્મક કાર્યમાં જોવામાં આવે છે. 'માર્કહીમ' (Markheim)માં ઘણીખરી ક્રિયા સંવાદના સ્વરૂપમાં જ થાય છે. એન્થની હોપે 'ડોલી ડાયાલોગ્ઝ' (Dolly Dialogues) ની રચના મુખ્યત્વે સંવાદ મારફત જ કરી છે—એટલા બધા પ્રમાણમાં અહીં સંવાદનો ઉપયોગ કરવામાં આવ્યો છે કે એ વાર્તા કથનાત્મક નાટકને બદલે દૃશ્યનાટક જેવી સવિશેષ લાગે છે. ક્રિયારૂપ બનતા અથવા ક્રિયાને આગળ ધકેલતા સંવાદો ઘણી વાર્તાઓમાં માલૂમ પડી આવે એમ છે. અભ્યાસીએ ચાલુ માસિકોની ટૂંકી વાર્તાઓ જ જોવાની રહે છે.+

ટૂંકી વાર્તામાં સંવાદના કાર્યક્ષેત્રની અત્યાર સુધીની ચર્ચામાં એના અમુક પ્રમાણના પોષક તત્ત્વનો ઉલ્લેખ કરવામાં આવ્યો છે. દા. ત. સંવાદ ક્રિયાને આગળ ધકેલવામાં ઉપયોગી છે. આ રીતે સંવાદ માત્ર કથનાત્મક અથવા નાટ્યાત્મક યુક્તિ તરીકે ઉપયોગી છે. પોતાને ખાતર એ ઉપયોગી છે કે કેમ તે હજુ સુધી જાણવામાં નથી આવ્યું. સંવાદને સ્પષ્ટ રીતે વિશિષ્ટ એવું કશું કાર્યક્ષેત્ર નથી? ઘરમાં ચાકરના ચાકર તરીકે જ એને રહેવાનું છે? ઘરમાં એની સ્થિતિ કોઇ દિવસ ઠાકરની થવાની નથી? એને જો પોતાનું જ કાર્યક્ષેત્ર હોય તો એ કાર્યક્ષેત્ર કયું છે? આ બધા સ્વાભાવિક પ્રશ્નો છે. સંવાદનું વિશિષ્ટ કાર્યક્ષેત્ર છે. એ નિરતિશય મહત્ત્વનું કાર્યક્ષેત્ર છે. આ કાર્યક્ષેત્ર પાત્રનિરૂપણનું છે. સંવાદ જેટલી કુશળતાથી પાત્રનિરૂપણનું કાર્ય બીજા કોઇ કથનાત્મક કે નાટ્યાત્મક પ્રતિનિધિઓ કરી શકતા નથી.

---

+ અહીં કેટલાંક જાણીતાં દૃષ્ટાંતો આપવામાં આવે છે. બેરીની 'The courting of T' now-head's Bell.' સ્ટીવન્સનની 'A lodging for the night.' ડોડેટની 'The Pope's Mule.' અને કિપ્લિંગની 'Without benefit of Clergy.' ટૂંકી વાર્તાના પાશ્ચાત્ય લેખકોમાં કિપ્લિંગે અને ઓ હેન્રીએ સંવાદનો ઉપયોગ ખૂબ પ્રમાણમાં સફળતાથી કરેલો છે. ગુજરાતી સાહિત્યમાંથી શ્રી. રા. વિ. પાઠકની 'એક પ્રશ્ન' અને 'એક સંવાદ' એ વાર્તાઓનો અહીં નિર્દેશ કરવામાં આવે છે.

વાચકની સમક્ષ પાત્રને ત્રણ રીતે રજૂ કરી શકાય સીધા ખુલાસાથી, ક્રિયા અને કાર્યથી, વચનથી વચન એ ક્રિયાનુ એક મહત્ત્વનુ ગણનાપાત્ર સ્વરૂપ છે ક્રિયા અને વાચા મારફત આવિષ્કાર પામતા પાત્રના લક્ષણો જ ખરેખર રીતે નાટચાત્મક હોય છે આતરિક ચારિત્ર્યને અને હેતુને મૂર્ત બનાવનાર અને બાહ્ય આવિષ્કાર આપનાર બે ગીતામાની સંવાદ એક ગીત છે હળવી અને ગૌણ વાર્તાઓ પણ પાત્રને ઉપક્રમમા રાખીને જ રચાયેલી હોવાથી (વાર્તાપાત્ર પર ભાર મૂકે કે ન મૂકે આ વાત જુદી છે) સવાદ એ વાર્તાલેખકનુ ખૂબ મહત્તાભર્યુ અવલબન બને છે

'હૃદય જ્યારે ભરપૂર હોય છે ત્યારે જ વાણી સરે છે" પાત્રનિરૂપણના એક ઉપાય તરીકે સવાદ આ મૂલભૂત સિદ્ધાત પર અવલબેલ છે આ મૂલભૂત સિદ્ધાત સર્વસામાન્ય રીતે સાચો પણ છે ઉચ્ચારવામા આવેલા શબ્દો અસત્ય હોય તોપણ વાર્તાનો બનાવ–પ્રવાહ એમના અસત્યને સ્પષ્ટ કરશે અને બતાવશે કે જે હૃદયમાથી એ ઉચ્ચારવામા આવ્યા છે તે અસત્યથી ભરપુર છે ક્રિયા અને કાર્યની સાથે સકલિત થયેલી વાચા વાર્તામા અનિવાર્ય રીતે પાત્રનુ રહસ્ય પ્રકટ કરે છે આ હકીકતમાથી સવાદલેખનના બે વહેવારુ નિયમો આપણે તત્કાળ ઘડી શકીએ છીએ (૧) રજૂ કરવાના પાત્રની અવધારણા સ્પષ્ટતાથી થવી જોઈએ એ પાત્રના આવશ્યક લક્ષણો અને ગુણોની અવધારણા સ્પષ્ટ રીતે થવી જોઈએ (૨) આ અવધારણાની આસપાસ જ સંવાદને ઘડવો જોઈએ એને પાત્રના આ લક્ષણો અને ગુણોમાથી જ ઉદ્ભવે એવી વાચા એના મુખમા મુકાવી જોઈએ આ વાચા ક્રિયાની સાથોસાથ એ પાત્રને સ્પષ્ટ રીતે જ્ઞાત કરે છે

પાત્રને નિરૂપિત કરતા સવાદની રચના કેવી રીતે કરવી તે વિશે સ્પષ્ટ સૂચનાઓ આપી શકાય એમ નથી અમુક પાત્ર લક્ષણ અને ગુણ સાથે કયા પ્રકારની વાચા સુસગત થશે એ વાત શીખવી શકાય એમ નથી લેખક પાત્રને શી રીતે અવધારે છે તે શીખવી શકાતું નથી લેખકની નિરીક્ષણશક્તિ પર, માનવોના એના જ્ઞાન પર અને આતરિક વિનિમયતા (correspondences) પર આ સર્વનો આધાર રહે છે અભ્યાસીને માત્ર આટલી જ વાત કહી શકાય એમ છે પાત્રને જે ચારિત્ર્ય આપવામા આવ્યુ છે તેની સાથે સુસંગત થાય એવી અને એ ચારિત્ર્યની સુપ્રમાણમા નિર્દેશક બને એવી વાચા તે વ્યક્તિની હોવી જોઈએ આધ્યાત્મિક અથવા પ્રતીકાત્મક સ્વરૂપને બદલે બાહ્ય રીતે જ સવાદ વિશે વિચાર કરીએ તો અમુક સામાન્ય નિયમો ખુશીથી દોરી શકાય

આ સામાન્ય નિયમોમાનો એક અથવા મુખ્ય અને માર્ગદર્શક નિયમ વ્યક્તિગત વાચા સબધીનો છે વ્યક્તિ, ક્ષણ અને પરિસ્થિતિને અનુરૂપ આ વાચા હોવી જોઈએ જે પ્રકારના ચારિત્ર્ય અથવા વ્યક્તિ સાથે સકળાયેલ છે તેને યોગ્ય રીતે પ્રતિનિધિત્વ આપે એવી વાચાનો ઉપયોગ થવો જોઇએ લહેરી પાત્ર લહેરી વાચાનો ઉપયોગ કરશે ધાર્મિક પાત્રની વાચા ધર્મના સસ્કારો વડે પ્લાવિત થવાની દભી પાત્રની વાચા દભી જણાવાની આ જ રીતે જુદા જુદા વર્ગની વ્યક્તિઓ જુદા જુદા પ્રકારની વાચાનો ઉપયોગ કરે છે વકીલની વાચા લાબા લાબા વાક્યવાળી થવાની કાયદાના થોથાના સહવાસથી અને દાવાઅરજીઓની નિત્ય લખાવટથી એવા પ્રકારની વાચા વાપરવાની એને ટેવ પડી ગઈ છે, અથવા સાક્ષીઓને પ્રશ્ન કરવાની ટેવ અને જુરીને ઉદ્દેશીને વ્યાખ્યાન

આપવાની આદતને પરિણામે આ વકીલની વાચા કેટલીકવાર સંલાપોચિત બનવાની. ખેડૂતને લાક્ષણિક એવી વાચા પણ હોય છે. આપણને પરિચિત અનેક પ્રકારો રૂઢિગ્રસ્ત (conventional) છે એ વાત સાચી, વર્ગ વર્ગ વચ્ચેના વાચાફેરો નાસ્તિ કરવા અનેક અસરો પ્રબળપણે કામ કરી રહી છે એ વાત સાચી, અને આ વર્ગીકરણમાં એક વર્ગ બીજા વર્ગ સાથે સંમિશ્રિત થઈ જાય છે અને ગૂંચવણભર્યો બની જાય છે એ વાત સાચી, આ વર્ગીકરણ આપખુદ અને અસ્પષ્ટ છે એ વાત પણ સાચી, છતાં જુદા જુદા સમૂહોને લાક્ષણિક એવા વાચાફેરો (dialect) માલૂમ પડે છે. ભરવાડ, ચરોતરનો પાટીદાર, સૂરતનો ઘાંચી, મજૂર, માછીમાર, ભીલ, કાઠી—આ સર્વનો નિર્દેશ જુદા જુદા પ્રકારની વાચાઓ છે અને એ વાચાઓ એક વર્ગના અથવા સમૂહના માનવોની છે અને બીજા વર્ગના અથવા સમૂહના માનવોની નથી એમ બતાવવા માટે પૂરતો છે. ટૂંકામાં પાત્રને અનુરૂપ વાચાપ્રકાર લેખકે જાણવો જોઈએ અને સુયોગ્ય વાચા પાત્રના મુખમાં મૂકવી જોઈએ.

અમુક સ્પષ્ટ રીતે નિર્દિષ્ટ એવા સમૂહના સભ્યપદ ઉપરાંત બીજી ઘણી રીતે વ્યક્તિની વાચામાં ફેરફાર થાય છે. શિક્ષિત માનવ વકીલ, પાદરી વ્યાપારી વૈજ્ઞાનિક અથવા યાંત્રિક હોય. આ યાંત્રિક કાઠિયાવાડી ચરોતરી કે સૂરતી હોય. આ સૂરતી ગાંધી કે કોઇ પત્રનો તંત્રી હોય. આ તંત્રી કોલેજની કેળવણી પામેલ હોય અથવા તેણે ગ્રામપ્રદેશમાં સ્વૈરવિહાર કરેલ હોય. એ બીબાં ગોઠવનારમાંથી ધીમે ધીમે બઢતી મેળવી પત્રનો તંત્રી થયો હોય. વ્યક્તિથી બોલાતી વાચાને હજાર હજાર અસરો સ્વરૂપ આપે, એમાં ફેરફાર કરે અને વ્યક્તિના વર્ગની વાચા કરતા એને જુદી પડતી બનાવે. વ્યક્તિ અને ચારિત્ર્યને નિરૂપતા વર્તાલેખકે વ્યકિતઓને વ્યકિતગત બનાવવાની સાથે તેમની વાચાને પણ વ્યકિતગત બનાવવી જોઇએ. સૂક્ષ્મ નિરીક્ષણશકિત અને વિવિધ પ્રકારની વ્યકિતઓ સાથેની પિછાન વર્તાલેખકના સહુથી સલામત રાહબર છે. એમ છતાં વ્યકિતગત પાત્રની વાચાને નિર્ણીત કરતી કેટલીક અસરોની નોંધ અહીં આપી શકાય એમ છે.

માનવનો ભૂતકાળ સર્વદા એની વાચામાંથી જોઈ શકાય છે. ખેડૂતનો છોકરો શહેરી બની પત્રકાર, શરાફ અથવા વકીલ તરીકે વિખ્યાતિ વરે તોપણ નિરક્ષર બાળપણના અમુક અંશો એનામાં સર્વદા માલૂમ પડવાના જઃ ખરાબ રીતે શીખેલ અમુક શબ્દોના ઉચ્ચાર એ ખોટા કરવાનો જ. વ્યાકરણની દૃષ્ટિએ સાચાં છે અથવા આલંકારિક રીતે શુદ્ધ છે માટે નહિ પણ ગ્રામ્ય છે એટલે જ અમુક વાકયખંડો એ વારંવાર વાપર્યા કરવાનો. આજે જે સંભાળ અને ચોકસાઈથી આજની વાચાનો ઉપયોગ કરે છે તેમાં જ એની આગલી વાચા (ઓછા સંસ્કાર અને સંભાળથી ઉપયુક્ત થતી વાચા)નાં સંસ્મરણો રહેલાં છે. અને જરાક વિચારપૂર્વક જોઇએ તો એમ જણાશે કે એની વાચા ભૂતકાળના રંગવાળી બનવાની, બાળપણના જીવનમાંથી એ ઉપમાઓ અને દૃષ્ટાન્તો શોધવાની. મોટા રાજકીય નેતાની વાચામાં પણ બાળપણના સંસ્કાર આવવાના જ. દશ બાર વરસની વયે પુસ્તકોની સાથ ગાઢ રીતે સંપર્ક કેળવેલ છોકરામાં વાચાની શિષ્ટતા અને ચોકસાઈ આવવાની—એ છોકરો પુખ્ત વયે ધંધો ફોરમેનનો કરતો હોય તોપણ.

માનવનો વર્તમાનકાળ પણ એની વાચા પર અસર કરે છે. માનવનો વ્યવસાય નિશ્ચિત અને સતત રીતે એની વાચા પર અસર કરે છે, સંવાદના વિષયો એને પૂરા

પાડે છે, એના વિચારની વસ્તુ અને દિશાનો નિર્ણય કરે છે, એના સંસ્કારોમા એના ધંધાના અમુક શબ્દો ઘુસાડે છે અને એને વ્યવસાય પ્રમાણે બોલતો બનાવે છે વ્યવસાય એ તો વાતાવરણનુ (environment) એક જ પાસુ છે અને થોડે કે ઝાઝે અંશે વાતાવરણ બોલનારની વાચા પર અનિવાર્ય રીતે અસર કરે જ છે જો બોલનાર પોતાને સ્વાભાવિક અને સહજ એવા વાતાવરણમા હોય તો એ વાતાવરણને વિશિષ્ટ એવી વાચા મુખ્યત્વે કરીને બોલનારનો જો એ વાતાવરણ બોલનારને અસ્વાભાવિક અને અ-સહજ હોય તો એની વાચાનુ સ્વાભાવિક સ્વરૂપ અંકુશ પામશે, પણ પરિવર્તનકારી સંજોગાનુસારની વાચા એ સર્વદા બોલનારનો જ આ ઉપરાન્ત બોલનારની વૃદ્ધિ, ક્ષણિક કે ગાઢ, એના વક્તવ્યમા રંગ પૂરશે અને સ્વરૂપ આપશે આનંદી કેડિયો બોલે છે તેમ ગુસ્સે થયેલો કડિયો બોલતો નથી પોતાના કાર્યથી, પોતાની આસપાસના માનવોથી, અથવા સામાન્ય જગતથી ઘૂંધવાયેલો જ્ઞાનિજન્ય ઉદ્વેગવાળો માનવ એના શબ્દોમા, એના વાક્યોમા, એના સંવાદમા નિજકતા દર્શાવ્યા વિના રહેતો નથી જ

વ્યક્તિની વાચાના ઘડતરમા જુદાજુદા પ્રકારની અસરોનો સમાવેશ થાય છે એમ આ ચર્ચા પરથી સિદ્ધ થાય છે સંવાદદ્વારા ચારિત્ર્યનુ અને લક્ષણનુ સ્વરૂપ રજૂ કરવાનુ સ્વીકારનાર વાર્તાલેખકે આ સર્વ અસરોનો સ્વીકાર કરવાનો રહે જ છે આપણે પૂછીએ ત્યારે માત્ર પાત્રનિરૂપણ ઉદ્દેશથી સંવાદનો સખતમા સખત ઉપયોગ લેવાનો નથી પાત્રની સાથે સંવાદ સુસંગત હોવો જોઇએ પણ જો એનુ પાત્રનિરૂપણમૂલ્ય જ ધ્યાનમા લેવામા આવે તો કેટલાક સંજોગોમા એના પર વધારે પડતો ભાર મૂકવામા આવે છે મુખ્ય પાત્રને માટે ઉપયોગમા લેવામા આવે તેના કરતા ઓછી વ્યક્તિગત વાચાનો ઉપયોગ ગૌણપાત્રોને માટે કરવામા આવે જેવી રીતે ગૌણ વ્યક્તિઓનુ પાત્રનિરૂપણ બહુ વિગતવાર કરવામા આવતુ નથી+ તેવી રીતે એમના વક્તવ્યને ઝાઝી વિગતમા વ્યક્તિગત બનાવવામા આવતું નથી મુખ્ય પાત્ર બોલે તેના કરતા વધારે પ્રચલિત (standardized) વાચાનો ઉપયોગ આ ગૌણ પાત્રો વિના ભયે કરી શકે અને જ્યા સ્થાનિક વાતાવરણ ખડુ કરવા માટે સંવાદની જરૂર પડતી નથી ત્યા ગૌણપાત્રના વાચાકેર અને વાચાવિશિષ્ટતા પર ઓછો ભાર મૂકવામા આવે તો કશી હરકત નથી એમ છતા સંવાદ અનુરૂપ રખાવો જોઇએ, વ્યક્તિને અનુરૂપ રખાવો જોઇએ, ચારિત્ર્યને અનુરૂપ રખાવો જોઈએ, પરિસ્થિતિને, વાતાવરણને, વૃત્તિને અને ક્રિયાને અનુરૂપ રખાવો જોઇએ અને ચારિત્ર્યને અને વ્યક્તિને એ સંવાદ અનુરૂપ રાખવા માટે પાત્ર પર અસર કરતી બધી અસરોને અથવા વ્યક્તિની વાચા પર અસર કરતી બધી અસરોને જાણવી જોઇએ ×

---

+ ગૌણ વ્યક્તિઓ પાત્ર તરીકે વિગતવાર નિરૂપવામા આવે તો તેથી પાત્રરસમા વિસંક્તિ થાય, આપણુ ધ્યાન મુખ્ય પાત્રથી ખસીને ગૌણ પાત્રમા કેન્દ્રિત થાય આ ઇષ્ટ નથી

+ બીજા પુસ્તકો ઉપરાત નીચેનાનો ખાસ ઉપયોગ કરવામા આવ્યો છે

Short Stories in the Making by R W Neal

# 'મદાલસા આખ્યાન' અને 'માર્કંડેયપુરાણ'

પ્રો. પ્રસન્ન ન. વકીલ

( ગતાંક પૃ. ૧૦૦ થી ચાલુ )

અહીં પણ કદી–મદી જેવા પ્રાસોમાં 'મદી' શબ્દ જેમ તેમ ગોઠવી દીધો છે. નામ પરથી ક્રિયાપદ બનાવવાની પદ્ધતિ વિશેષે અર્વાચીન ગુજરાતીનું લક્ષણ છે, જ્યારે પ્રાસને ખાતર 'મદી' શબ્દ એ પદ્ધતિએ અહીં વપરાયો છે.

આ ૭૯માં કડવામાં, મળમૂત્રના, સ્ત્રીસંગના વારંવાર ગંધાતા અને ઉઘાડા ઉલ્લેખો આવે છે પ્રાચીન કે મધ્યકાળની માતા પોતાના પુત્રને આ વિષયોમાં વિગતવાર ઉપદેશ આપે એ ખૂબ જ અસંભવિત છે. અર્વાચીન, અંગ્રેજી શિક્ષણ પામેલી સ્ત્રીઓ પણ હજી એ વિશે છૂટથી બોલતાં સંકોચ પામે છે.

બસ, બસ, પ્રેમાનંદને માથે મારેલો આ ઉકરડો વધુ ઉકેલવાની જરૂર છે? માર્કંડેયપુરાણમાં ઠેરઠેર જ્યાં નજર કરો ત્યાં આ જાતનું લખાણ મળે છે. એની ઢગલાબંધ ત્રુટિઓની વિગતવાર નોંધ બીજા સ્વતંત્ર લેખમાં જ થઈ શકે.[૧૦]

માર્કંડેયપુરાણના અજ્ઞાત ભાષાંતરકારે દીર્ઘદૃષ્ટિ વાપરીને ગ્રંથમાં જ બે યુક્તિભરી રચનાઓ કરી રાખી છે. એની પ્રતો મળતી નથી એમ તમે કહો તો દ્વેષી અને ખિજાયેલા પુરાણીઓ એનો નાશ કરશે એવો ભય પ્રેમાનંદને જ હતો એમ દર્શાવતી, ગ્રંથને અંતે આપેલી પંક્તિઓ આગળ ધરવામાં આવે. (જુઓ પાછળ પાદનોંધ ૨.) માર્કંડેયપુરાણની પુનરુક્તિઓ અને પિષ્ટપેષણવાળી શૈલી વિશે ફરિયાદ કરો તો એ બાબતનો શ્લોક પણ તૈયાર છે કે મૂળમાં જ પિષ્ટપેષણ છે તો ભાષાંતરકાર શું કરે? અને એવા પિષ્ટપેષણવાળા ભાગો છોડી દે, તો ભાષાંતર ન કરી શકાયું એવો આક્ષેપ પુરાણીઓ મૂકે તો પછી બિચારો પ્રેમાનંદ બીજું શું કરે?

માર્કંડેયપુરાણની પ્રતો મળતી નથી તેનો આ ખુલાસો વિચિત્ર છે. ઘડીભર માની લઇયે કે એ ખુલાસો પ્રેમાનંદે જ કરેલો છે તે એમાં દર્શાવેલો ભય ખરેખર સાચો પડયો કે કેમ તેનો કાંઇ ઉલ્લેખ પાછળથી કેમ મળતો નથી? પુરાણીઝઘડાના ઈસારાઓ દશમસ્કંધમાં મળે છે એમ સાધારણ રીતે મનાય છે. માર્કંડેયપુરાણ તો દશમ૦ પહેલાં રચાયું હતું ને? માર્કંડેયપુરાણની પ્રતોનો પુરાણીઓએ નાશ કર્યો અને પ્રેમાનંદે પુરાણીઓના ઝઘડાનો દશમ૦માં ઉલ્લેખ કર્યો તો એ પ્રતોના નાશના બનાવનો કેમ ઉલ્લેખ નહિ કર્યો

---

૧૦. માર્કંડેયપુરાણ જેવી કૃતિઓના કર્તા વિશે શંકાશીલ વિદ્વાનો પણ એ કૃતિઓને શા આધારે સરસ ગણતા હશે તે સમજાતું નથી. શ્રી. કેશવરામ શાસ્ત્રી લખે છે કે, "જેણે એ કૃતિઓ **રચી આપી** છે તેણે ગુજરાતી ભાષામાં વૈવિધ્યવાળા સાહિત્યની અચૂક ભરતી કરી આપી છે. અષ્ટા૦ દ્રૌ. હ. અને મા૦પુ. એના સારામાં સારા નમૂના છે. પ્રથમનાં બંને કાવ્યો સ્વતંત્ર કૃતિ છે જ્યારે છેલ્લું કાવ્ય અનુવાદ છે. અનુવાદ છતાં એ એક સફળ પ્રયત્ન છે. એમાં પુરાણીઓનો ઝઘડો આવે છે, તે ગાળી કાઢવામાં આવે તો એ એક નિર્દોષ સુંદર પ્રયત્ન અવશ્ય છે."

('બુદ્ધિપ્રકાશ' જાન્યુ. માર્ચ ૧૯૪૦ પૃ. ૧૦૧)

કર્તા અમે તે હોય પણ જો કૃતિ સુંદર હોય તો એનું સૌંદર્ય સ્વીકારવું અને વખાણવું પણ જોઇયે એ સિદ્ધાંત બરાબર છે. પરંતુ મારા નમ્ર અભિપ્રાય પ્રમાણે જો સંદિગ્ધ કૃતિઓનો ઊંડો, તલસ્પર્શી અભ્યાસ કરાય તો એમાંથી મોટા ભાગની કૃતિઓ, અતિ સામાન્ય પ્રકારના કવિત્વવાળી, શબ્દ ને વર્ણની રમતો રમ્યા કરનારી બુદ્ધિમાંથી ઉત્પન્ન થયેલી જણાય છે.

હોય? પુરાણીઓ સાથેના ઝઘડાની એને મન જેટલી અગત્ય હશે તેના કરતા પોતાની કૃતિના નાશની શોકલાગણી એની ઓછી તીવ્ર નહિ હોય, અને તે આવિષ્કાર નહિ પામે એ બનવાજોગ નથી વળી પુરાણીઓએ પ્રતોનો નાશ કર્યો એટલે શું? એ સમયમા જુદે જુદે સ્થળે ઘણા લહિયાઓ ગ્રંથોની નકલ કરતા અને એક નકલ પરથી વળી બીજી સખ્યાબધ નકલો થતી એ નકલો તો ઘરના ખાનગી ભડારોમા સાચવી રખાતી. આજની માફક કોઇ પુસ્તકવિક્રેતાઓની દુકાનો નહોતી કે જ્યા ઘણીખરી નકલો એકત્ર થઇ જાય અને પુરાણીઓ કોઇ અગ્રેજ સરકાર જેવી વ્યવસ્થિત સત્તા નહોતી કે પ્રતિબધ મુકાયેલા પુસ્તકની બધી નકલો એકસામટી જપ્ત કે નષ્ટ કરી શકે આજે આટલી વ્યવસ્થિત સરકાર પણ પ્રતિબધ મુકાયેલા પુસ્તકની બધી નકલો જપ્ત કરી શકતી નથી, ઘણી નકલો ખાનગી ગૃહસ્થોના ઘરમા રહી જાય છે, એ આપણે સારી પેઠે જાણિયે છિયે ગુજરાતભરના બધા પુરાણીઓ શુ એકસપ થઈને ખાનગી ગૃહસ્થોના ઘરોમા રોજેબધ ઘૂસી જઇને એ પ્રતોનો નાશ કરી આવ્યા હશે? પ્રતોનો નાશ થયો એ ખ્યાલ જ મને એટલો બધો અર્વાચીન જણાય છે કે મધ્યકાળમા એની કલ્પના કરતા ઉપરનું અશકય, હાસ્યજનક ચિત્ર જ ખડુ કરી શકુ છુ

પિષ્ટપેષણ બાબતમા જે ખુલાસો માર્કંડેયપુરાણમા મૂકયો છે તે કાઇ આખા ગ્રથના પિષ્ટપેષણનુ નિરાકરણ કરતો નથી માર્કંડેયપુરાણમા સૂર્યની ઉત્પત્તિ, એના તેજનુ ઘટવુ, બ્રહ્માદિ દેવોએ સૂર્યની કરેલી પ્રાર્થના વગેરે, પ્રથમ વૈવસ્વત મન્વન્તરની કથા જે ૧૪૩મા કડવાથી શરૂ થઈ ૧૪૬મે કડવે પૂરી થાય છે તેમા આપી છે એની એ કથા ફરીવાર ૧૭૧ થી ૧૭૬ મા કડવા સુધી વિસ્તારથી કહી છે આ એકની એક કથાની પુનરુક્તિ વિશેનો જ માત્ર આ બચાવ છે પુરાણોમા કોઇ કોઇવાર એકની એક કથા કે પ્રસગ ફરી ફરીવાર કહેવાય છે અને માર્કંડેયપુરાણમા પણ અહી એમ બને છે, તેથી કાઇ એમ ઠરતુ નથી કે મૂળ સસ્કૃત માર્કંડેયપુરાણમા બધે જ પુનરુક્તિઓ છે હા, ભાષાતરમા ઘણે સ્થળે પુનરુક્તિઓ છે, પણ તે ઘટનાઓ કે આખી કથાઓની માત્ર નથી, પરતુ શબ્દોની, વાકયોની, એકની એક રચનાની પુનરુક્તિઓ છે અને માત્ર પુનરુક્તિ કે પિષ્ટપેષણ એ જ કાઇ માર્કંડેયપુરાણની અપૂર્ણતાઓ નથી અનુચિત, અસબદ્ધ વચનો, ક્લિષ્ટ અર્થહીન રચનાઓ, દુર્બોધ કે અપરિચિત શબ્દો કે વાકયો જેનુ પાછળ અશત દર્શન કરાવ્યુ છે તેનો ભડાર ભર્યો છે તે શુ સૌ ત્રુટિઓ અસલ માર્કંડેયપુરાણનો જ વારસો છે? સસ્કૃત માર્કંડેયપુરાણ એવી ત્રુટિઓથી ભરપૂર હતુ તો હમેશા પ્રાસાદિક રચનાઓ કરનાર પ્રેમાનદે ભાષાતર માટે એ જ કાવ્ય કેમ પસદ કર્યું? પુરાણીઓ સાથે ઝઘડવુ જ હતું તો એ માટે બીજુ કોઈ પુરાણ કે મહાકાવ્ય એને અવશ્ય મળી શકત પિષ્ટપેષણના બચાવની એ પક્તિઓમા પિષ્ટપેષણનો જ બચાવ છે, અન્ય ત્રુટિઓનો નથી વળી એ બચાવ કે ખુલાસો પણ, પૂર્વાપર સબધ જોતા માત્ર ઉપર જણાવી તે સૂર્યકથા બે વખત કહી તે બાબતનોજ, સર્વ વ્યાપ્ત પિષ્ટપેષણનો પણ નથી આ ઉપરથી જોઇ શકાશે કે પ્રતોના નાશ કે પિષ્ટપેષણના બચાવના ઉલ્લેખોથી આ કૃતિ પ્રેમાનદની છે એવુ સમર્થન થતુ નથી.

માર્કંડેયપુરાણ પ્રેમાનદીય નથી એવા નિર્ણય ઉપર આપણે લગભગ આવી પહોચ્યા છિયે પરતુ એક વસ્તુનો ઉકેલ મેળવવો બાકી રહે છે પુરાણીઓ સાથે ખરેખર ઝઘડો થયો હશે? એ ઝઘડાનુ સ્વરૂપ માર્કંડેયપુરાણમા જોતા એમા કટુતા, નિદ્ય આક્ષેપો

અને લગભગ ગાલપ્રદાનની અધમતાએ પહોંચેલાં વચનો એટલાં બધાં જણાય છે કે એ ઝઘડો આપણને વિચારમાં નાંખી દે છે. સ્વ. કે. હ. ધ્રુવ જેવા, પ્રાચીનકાવ્યમાળામાં સંપાદિત પ્રેમાનંદરચિત ગણાતી કૃતિઓના પ્રશંસકને પણ એને તમઃપ્રધાન કહેવો પડ્યો છે. અખાએ દંભી ગુરુઓ અને ભોજાએ ધુતારા બાવાઓની સખ્ત ઝાટકણી કાઢેલી છે અને સખ્ત વસ્તુ, સખ્ત શબ્દોમાં કહેવા માટે એ કવિઓ મશહૂર છે, પણ માર્કંડેય પુરાણના પુરાણીઝઘડામાં તો પ્રેમાનંદે એ બધાનો ખંગ વાળી દીધો જણાય છે, અને અખા કે ભોજાની આખાબોલાપણાની ખ્યાતિને ઝાંખી કરી નાંખી છે! આશ્ચર્ય તો એ થાય છે કે દંભ કે દુષ્ટતાને ખૂણેખાંચરેથી બહાર લાવી ખુલ્લી કરનારા એ બે કવિઓ પુરાણીઓ વિશે તો મૂંગા જ છે![૧૧] વળી ડભોઇના જે રત્નેશ્વર કવિને ખાતર પ્રેમાનંદને આવી લડવાડ કરવી પડી તે પણ એની કૃતિઓમાં મૂંગો છે. એ રત્નેશ્વર પ્રેમાનંદનો શિષ્ય હતો એ પણ એક દંતકથા જ છે અને એ સાચી માની શકાય એવાં પ્રમાણો નથી. ઊલટું, શંકા કરી શકાય એવા સંજોગો મળે છે.[૧૨]

આ પુરાણીઝઘડો પણ ઘણેભાગે દંતકથા જ છે. એને માટે પ્રત્યક્ષ, અસંદિગ્ધ

---

૧૧. એક અપવાદ છે. અખો, છપ્પાઓમાં ફુટકળ અંગમાં કહે છે :

વ્યાસ વેશ્યાની એક જ પેર, વિદ્યા બેઠી ઉછેરી ઘેર
વ્યાસ કથા કરે ને રડે, જાણે દ્રવ્ય અદકેરૂં જડે
જો જાણે વાંચ્યાની પેર, અખા કાં ન વાંચે પોતે ઘેર ?

(બૃ. કા. દો. ભાગ ૧ પૃ. ૩૨૬)

આ વચનો સામાન્ય પ્રકારનાં છે અને પુરાણીઓના દંભ, દ્વેષ દુષ્ટતાનો અહીં છાંટો પણ નથી. અખાના ઊછળતા કટાક્ષસાગરમાં આ વચનો અલ્પબિંદુ સમાન જ છે.

૧૨. "રત્નેશ્વરના કોઇ ગ્રંથમાં પ્રેમાનંદ કે વડોદરાનું નામ નથી. તે ડભોઇનો હતો અને કોઈ કારણથી તેને ડભોઇ છોડી કૈણાટમાં રહેવા જવું પડયું હતું એ વાત ખરી છે, કેમ કે તે તેના સ્વર્ગારોહિણી સારમાં નીચે પ્રમાણે લખે છેઃ—

વસતો વાડવ દર્ભાવતી, તજ્યું નગર કો કારણ ગતિ;
શ્રીમાળી રત્નેશ્વર નામ, કર્ણપુરીમાં પામ્યો ઠામ.

આમાં તે ડભોઈ છોડવાનું કારણ જણાવતો નથી, તેથી તે પુરાણીઓના કનડવાથી ત્યાં ગયો કે બીજા કોઇ કારણથી એ સ્પષ્ટ થતું નથી. કદાચ પુરાણીઓના કલહની વાત ખરી હોય, પરંતુ તે વડોદરે ગયો અને પ્રેમાનન્દનો શિષ્ય બની તેણે તેની પાસેથી ગુજરાતી કાવ્યરચનાનું શિક્ષણ લીધું, એ વાત માટે તો કોઈ આધાર તેના ગ્રંથમાંથી નીકળતો નથી. શું પ્રેમાનન્દ પાસે દેશીઓની રચનાનું ખાસ પિંગળ હતું કે આવા સંસ્કૃતજ્ઞ પંડિતને તે શીખવા તેની પાસે જવું પડે? શું તે પ્રાચીન ગુજરાતી આખ્યાનો વાંચી, દેશીઓનું જ્ઞાન ન મેળવી શકે? પ્રેમાનન્દના શિષ્યો સિવાયના સેંકડો કવિઓએ જ્ઞાન મેળવવા કયાં ગયા હતા?

* * * *

વળી રત્નેશ્વરને પ્રેમાનન્દે મરાઠી ધાટિની કવિતા કરવાનું સોંપ્યું હતું, એ વાત પણ કોઈ રીતે સિદ્ધ થઈ શકતી નથી. તેના કોઈ કાવ્યમાં મરાઠી કવિની અસર જણાતી નથી, એટલું જ નહિ પણ મરાઠીના ખાસ છંદો, દિંડી, અભંગ વગેરેમાં તેણે કાવ્યરચના કરી જણાતી નથી. મારૂં તો એમ માનવું છે કે તેની છંદોબદ્ધ કવિતા પણ અસલ નથી. એની એકપણ પ્રત મળતી નથી. જ્યારે દેશીબદ્ધ કાવ્યોની ઘણીએ પ્રતો મળી આવે છે."

"પ્રેમાનન્દનું શિષ્યમંડળ" નામના "સંશોધક અભ્યાસી" એ તખલ્લુસથી શ્રી. રામલાલ ચુ. મોદીના "ગુજરાતી"ના ઈ. સ. ૧૯૩૦ના દિવાળી અંકમાં પ્રગટ થયેલ લેખમાંથી ઉતારો.

અને નિ શક એવો કોઈ પુરાવો નથી પ્રેમાનદકૃત દશમસ્કધમા મળતા કેટલાક ઉલ્લેખો અને કવિ નર્મદાશકરે, નર્મગદ્યમા નોંધેલી દતકથા સિવાયનો કોઇ આધાર એ ઝઘડા વિશે મળતો નથી[13] દશમસ્કધના વચનો, એ બાબતમા સ્પષ્ટ કે અસદિગ્ધ નથી. અદ્યાપિ અભ્યાસકોએ એ વચનોમા ઝઘડા સબધી ઉલ્લેખો છે એમ માન્યુ છે ખરું, પરતુ જે પાચ ૭ સ્થળે એના વચનો મળે છે તેમાનુ એકપણુ ઝઘડાનો પડઘોયે પાડતું મને તો સભળાતું નથી ૯–૧૦–૧૩–૩૪ અને ૪૫મા અધ્યાયને અતે જે વચનો આવે છે તેમાથી એવો અર્થ કાઢી બતાવનનામા આવ્યો છે એ વચનોની આપણે પ્રત્યક્ષ તપાસ કરીશુ તો, અદ્યાપિ લગભગ સ્થાપિત મનાતા અભિપ્રાયથી આજે અનળુ વિધાન હુ કરુ છુ તેનુ તથ્ય સમજાશે

નવ, દશ ઇત્યાદિ અધ્યાયોને અતે આવતી પક્તિઓ લગભગ સમાન છે માત્ર જુજ શબ્દાદિક ફેરફારો સિવાયનો બીજો મહત્ત્વનો તફાવત એમની વચ્ચે નથી એટલે આપણે નવમા અધ્યાયના અતના જ વચનો નમૂના તરીકે જોઇયે

> સકળ શાસ્ત્ર નિગમનુ તત્વ, સર્વ શિરોમણિ ભાગવત
> તે મધ્યે સાર છે દશમસ્કધ, જોડુ હુ પ્રાકૃતબધ,
> કથા પ્રસગ એકુ નવ પડે, ચાલ્યો જાઉ સૂધે સેરડે
> આ પાસા વ્યાસ વાચે સસ્કૃત, આ પાસા માહારૂ પ્રાકૃત,
> આ પાસા અધ્યા શ્લોક સબધ, આ પાસા કડવા ચોપાઇગધ
> બાધુ ગ્રથ જોડ સમાન, કહેશે લોક કીધુ અભિમાન,
> નથી વાદ કીધો પ્રકાશ, આણુવા શ્રોતાને વિશ્વાસ
> વ્યાસવાણી મે જાણી જથા, તેહવી પ્રાકૃત જોડી કથા
> (અ ૯ કડવુ ૩૭)

આ પક્તિઓમા ક્યા ઝઘડો છે? કવિ કહે છે "એક બાજુ, વ્યાસ એટલે પુરાણીઓ સસ્કૃતમા કથા કહે છે, બીજી બાજુ હુ પ્રાકૃત યા ગુજરાતીમા એની એ જ પવિત્ર, સકળશાસ્ત્ર નિગમના તત્ત્વ જેવા સર્વ શિરોમણિ શ્રીભાગવતની કથા કહી રહ્યો છુ ભાષા સિવાય, બીજી બધી રીતે એ પવિત્ર કથાના મૂળ સસ્કૃતને વળગી રહેવાનો મારો આગ્રહ છે જેમ સસ્કૃતમા અધ્યાય અને શ્લોકનો સબધ છે તેમ મે ગુજરાતીમા, કડવા અને ચોપાઈનો સબધ જાળવ્યો છે" કવિ આગળ કહે છે "સસ્કૃતની સાથે આ ગ્રથ સમાન કરવામા મારા મનમા કોઇ જાતનુ અભિમાન છે એમ રખે માનશો! મૂળની ઉત્તમતા અને પવિત્રતાને સાગોપાગ ગુજરાતીમા અવતારવાની પ્રતિજ્ઞા કેટલે અશે પાળી શક્યો છુ તે બાબતનો શ્રોતાવર્ગનો વિશ્વાસ મેળવવા જ એ બનેની સમાનતા આ વચનોથી દર્શાવુ છુ કોઈની જોડે વાદ એટલે સરસાઈ કરવાના વિચારથી નહિ જેવી ભગવાન વ્યાસની વાણી મને સમજાઈ, તેવી મે ઉતારવાનો અહી પ્રયત્ન કર્યો છે એટલે કે મારા આ ભાષાતરમા જ્યા દોષ જણાય ત્યા મારો છે, મૂળ કૃતિનો નથી અને જે ગુણ

---

૧૩ "કેટલાએક કહે છે કે એને એકપ્રસગે પુરાણીઓ સાથે સામો પક્ષ બધાયો, ને તેથી તેઓ એવી તજવીજ કરતા, કે પ્રેમાનદ પાસે કોઇ પુરાણ વચાવે નહિ તે ઉપરથી પ્રેમાનદ બોલ્યો, કે તમે એટલા શેના ફુલાઈ જાઓ છો—હુ ભાગવતનું ભાષાતર કવિતારૂપે કરૂ છુ, કે જેથી તમારો કોઇ ભાવ પુછવાનુ નહિ' એ આગ્રહના જોસ્સામાં તેણે પ્રથમ તો રસિક જે દશમ સ્કધ તેનું પ્રાકૃત કરવા માડ્યુ" (જૂનુ નર્મગદ્ય–કવિચરિત પૃ. ૪૬૪)

જણાય તે મૂળ કૃતિના છે, મારા નથી."

આમાં ઝઘડો ક્યાંય જણાય છે? 'નથી વાદ કીધો પ્રકાશ,' 'નથી વાદવચન કીધું પ્રકાશ,' 'નથી વાદ કીધો વિલાસ' વગેરે વચનોથી એમ કલ્પાયું છે કે પૂર્વે થઇ ગયેલા ઝઘડા વિશે પ્રેમાનંદે અહીં નિર્દેશ કર્યો છે. પરંતુ ઉપરની પંક્તિઓ કોઈપણ પ્રકારના પૂર્વગ્રહ સિવાય, સમજી વંચાય તો એના પ્રક્રમમાં 'વાદ' શબ્દનો અર્થ હરીફાઈ કે વાદ-વિવાદ થતો જણાશે નહિ. આપણે સામાન્ય વાતચીતમાં કહિયે છિયે કે "એ ભાઈ, મોટાઓને વાદે ચઢ્યા છે" એટલે કે પોતાનાથી મોટા માણસના સમાન થવાનો, તેમની સરસાઈ કરવાનો પ્રયત્ન કરી રહ્યા છે. એવો જ અર્થ અહીં પણ 'વાદ' નો થઈ શકે. સંસ્કૃતમાં કથા કહેનારા વ્યાસમહારાજો સાથે હરીફાઈ કર્યાનો અથવા તેમને ઉતારી પાડયાનો ખ્યાલ આ પંક્તિઓથી આવતો નથી. પોતાની સ્વભાવસુલભ નમ્રતાથી કવિ અહીં એ વ્યાસપુરાણીઓને પણ પોતાનાથી ઉચ્ચાસને બેસાડતો જણાય છે.

ઉપર કહ્યું તેમ દશમસ્કંધનાં આ વચનોમાં કેટલાકને પુરાણીવિગ્રહનો આધાર જડે છે, તો કેટલાકને તેમાં ઝઘડાના શમનની શાંતિ વા પશ્ચાત્તાપ જણાય છે. મારો નમ્ર અભિ-પ્રાય એવો છે કે એવું કશું જ એમાં નથી. વિદ્વાનોને મારી વિનંતી કે આ પંક્તિઓને એના પૂર્વાપર સંબંધમાં સૂક્ષ્મ રીતે જોઈ વિચારી આ નાહકનો ઊભો થયેલો ભ્રમ દૂર કરે. "કહ્યું કથે તે શાનો કવિ?" એ શામળની પંક્તિઓમાં વધારે પડતો અર્થ વાંચી, પ્રેમાનંદ—શામળના વિગ્રહની ઈમારત રચાઈ હતી.૧૪ એવી આ કાલ્પનિક ઈમારતની નિરાધારતા પણ સત્વર સમજાઇ જાય તો તેમાં ગુજરાતી સાહિત્યનું જ શ્રેય છે.

નવ–દશ ઇત્યાદિ અધ્યાયોને અંતે આવતી સમાન પ્રકારની પંક્તિઓને આધારે જે વિધાન ઉપર કર્યું તેને ઉથલાવી પાડે એવો અર્થ નીચેની પંક્તિઓમાં વાચક જુએ તે પૂર્વે તેનો પણ ખુલાસો કરી લઉં:—

પંડિત થયા હરિ નવ લહ્યા, પ્રજળી રહ્યા નિજ અહંકાર,
ભક્તિ વિના અધ્યયન યથા, વહે વૃષભ પુસ્તક ભાર.
(અ. પર કડવું ૧૪૬)

આ પંક્તિઓમાં પંડિત તરીકે શું પુરાણીઓને કવિ સંબોધે છે? એ કડવામાં આસપાસની પંક્તિઓ જુઓ તો તેમાં એવો અર્થ હોય એવું સૂચન પણ મળતું નથી. મધ્યકાલીન ગુજરાતી ધાર્મિકજીવનનો ભક્તિમાર્ગ અને જ્ઞાનમાર્ગ વચ્ચેનો સનાતન ગજગ્રાહ જ મને તો અહીં છતો થતો સમજાય છે. અહીં કોઇ ચોક્કસ વર્ગ પર કવિએ કટાક્ષ કર્યો નથી, પણ જ્ઞાનમાર્ગીઓ ઉપર જ કટાક્ષ કર્યો છે. જ્ઞાની કવિઓ જેમ ભક્તિમાર્ગીઓના વેવલાપણાને ઉતારી પાડે છે તેમ આ ભક્તિમાર્ગી કવિ અહીં જ્ઞાનમાર્ગીઓ પર ઠોક પાડે છે એવું હું તો સમજું છું. આથી વધુ અર્થકલ્પનાની ખેંચતાણ વગર જડતો નથી.

કવિ નર્મદાશંકરે નોંધેલી દંતકથા સિવાય બીજો કોઇ આધાર આ ઝઘડા માટે રહેતો નથી. એ દંતકથા પણ માત્ર ભાગવતના દશમસ્કંધના ભાષાંતરને જ સ્પર્શે છે. પુરાણીઓ સાથેના માર્કંડેયપુરાણવાળા ઝઘડાનો તેમાં કશો જ ઉલ્લેખ નથી. એટલા આછાપાતળા, પરોક્ષ પુરાવા ઉપરથી આ ઝઘડો સાચો ઠેરવી શકાય નહિ.

---

૧૪. જુઓ, પ્રો. મંજુલાલ ર. મજુમુદારનો લેખ 'શામળભટ્ટ–કવિ પરિચય' પૃ. ૧૦, સાહિત્યકાર' ગ્રંથમાળાનો શામળ અંક.

માર્કંડેયપુરાણની અમુક પંક્તિઓ, દશમસ્કંધના નવ–દસ ઇત્યાદિ અધ્યાયોના સમાપ્તિભાગોની પંક્તિઓ જોડે આબાદ મળતી આવે છે માર્કંડેયપુરાણનું પ્રેમાનંદત્વ સિદ્ધ માનનાર વિદ્વાનો આ સામ્ય પ્રત્યે સૌનું ધ્યાન ખેંચે છે એ ગ્રંથને અસંદિગ્ધ કૃતિઓની હારમાં બેસાડવા માટે એ વિદ્વાનોને આ અંકોડો બહુ સબળ જણાય છે[15] દશમસ્કંધની આ પંક્તિઓ માર્કંડેયપુરાણમાં ક્યાંથી આવી? એ પ્રશ્ન શેષ રહે છે

પ્રેમાનંદ અને અન્ય મધ્યકાલીન કવિઓ વિશે દંતકથા વર્ણનાર અને પ્રસારનારા રસિયાઓએ નર્મદાશંકરની પાછળ દર્શાવેલી નોંધમાં ઝઘડાની સંભવિતતા જોઈ અને દશમસ્કંધની એ પંક્તિઓમાં પણ એ ઝઘડો એમની દંતકથાગ્રસ્ત આંખોએ વાંચ્યો અને જેમ એ અજ્ઞાત ભાષાંતરકારે માર્કંડેયપુરાણમાં પ્રેમાનંદકૃત મદાલસા૦ ઉમેરી દીધું તે જ પ્રમાણે દશમસ્કંધમાંથી આ વચનો લઈને માર્કંડેયપુરાણમાં બેચાર સ્થળે ગોઠવી દીધાં માર્કંડેયપુરાણની પ્રેમાનંદીયતા વિશે કોઈ શંકા નહિ લાવે તે ખાતર આ બંને પ્રયુક્તિઓ હતી માર્કંડેયપુરાણમાં અસંદિગ્ધતાનો આભાસ આણવા આ યોજના ભાનપૂર્વક થઈ હોવી જોઈએ આ કૃતિમાં એવો આભાસ પેદા કરવાની બીજી પણ જોગવાઈઓ આપણે પાછળ જોઈ ગયા પ્રતોના નાશની અને પિષ્ટપેષણના ખુલાસાની પંક્તિઓને ઉદ્દેશીને હું આ કહું છું મારા ઉપરના વિધાન માટે મારી પાસે તર્ક સિવાય બીજો પુરાવો નથી. પણ જ્યાં પ્રત્યક્ષ પ્રમાણ શક્ય નથી ત્યાં તર્કશાસ્ત્રનો આશ્રય લેવો એમાં અશાસ્ત્રીય કશું નથી ઉપમાન પ્રમાણથી આવું વિધાન અવશ્ય થઈ શકે માર્કંડેયપુરાણમાં, દશમસ્કંધની એ પંક્તિઓની હાજરી બીજી કોઈ રીતે સમજાવી શકાતી નથી અને માર્કંડેયપુરાણની પ્રેમાનંદીયતા વિરુદ્ધ એટલા બધા પુરાવાઓ પડ્યા છે કે માત્ર આ પંક્તિઓને આધારે એ કૃતિ પ્રેમાનંદની છે એમ સિદ્ધ થતું નથી એટલે પ્રેમાનંદીયતાનો આ અંતિમ આધાર પણ તૂટી પડે છે

નર્મદાશંકરના કવિચરિત્રમાં મનગમતી દંતકથા જોઈ અને એ દંતકથા રસિકોએ પકડી લીધી ઋષ્યશૃંગાખ્યાનમાં એનું બીજ રોપાયું અને માર્કંડેયપુરાણમાં તેનું ફૂલીફાલીને જટાજૂથવાળું મહાવૃક્ષ થયેલું આપણે જોઈએ છીએ કવિઓ વિશે કે અન્ય મહાપુરુષો વિશે જે દંતકથાઓ પ્રચલિત હોય છે તેની પાછળ કંઈક આવો જ ઇતિહાસ હોય છે દંતકથારસિકો એ બીજને પકડી લઈ તેમાંથી મનમાનતી સૃષ્ટિ ઉત્પન્ન કરવામાં મશગૂલ હોય છે પ્રેમાનંદ–પુરાણી વિગ્રહને પણ એવી જ મનોદશાએ પોષ્યો જણાય છે[16]

ગુજરાતી પ્રેસ તરફથી સંપાદિત થયેલા માર્કંડેયપુરાણના ‘ પ્રાસ્તાવિક નિવેદન ’માં, શ્રી નટવરલાલ દેસાઈએ ગ્રંથનું કર્તૃત્વ પ્રેમાનંદનું સાબિત કરવા પ્રયત્ન કર્યો છે એમની કેટલીક દલીલોના ઉત્તર શ્રી કેશવરામ કા શાસ્ત્રીએ ‘ બુદ્ધિપ્રકાશ ’ના જાને–માર્ચ ૧૯૪૦ના અંકમાં આપ્યા છે ‘ બુદ્ધિપ્રકાશ ’ના ત્યાર પછીના બે અંકોમાં શ્રી દેસાઈએ ‘ માર્કંડેય

૧૫ સરખાવો દશમસ્કંધના ૯–૧૦–૧૩–૩૪ અને ૪૫ મા અધ્યાયના સમાપ્તિભાગો અને માર્કંડેયપુરાણના ૧૩ અને ૩૨ મા કડવાની અંત્યપંક્તિઓ

આ પંક્તિઓ દશમસ્કંધની ઉપર નિર્દેશેલી પંક્તિઓ સાથે લગભગ અક્ષરશ: મળતી આવે છે માર્કંડેયપુરાણના ૧૭, ૩૦ અને ૩૧ મા કડવાની અંત્યપંક્તિઓ પણ અંશતઃ આને મળતી આવે છે. પણ સરખાપણું આટલું ધ્યાન ખેંચે એવું નથી

૧૬ દંતકથા ને ઇતિહાસ કેવા સેળભેળ થઈ જાય છે તે બાબતની અત્યંત મનનીય અને રસિક ચર્ચા માટે જુઓ શ્રી ઉમાશંકર જોશી કૃત ‘ અખો ’માંની જીવનચર્ચા

પુરાણના કર્તૃત્વનો પુનઃવિચાર' નામે લેખ લખ્યો અને એમાં શ્રી. કેશવરામ શાસ્ત્રીનાં મંતવ્યોનું ખંડન કરવાનો પ્રયત્ન કર્યો. એ દીર્ઘ ચર્ચાના, કેટલાક મહત્ત્વના મુદ્દાઓ પ્રસ્તુત લેખમાં આપણે પરોક્ષ રીતે ચર્ચી લીધા છે. એમાંની પ્રત્યેક ચર્ચાને અહીં નવેસરથી વિચારિયે તો આ લાંબો લેખ વળી વધુ લંબાઈ જાય એટલે એ કાર્યને હાલ તુરત મોકુફ રાખી શ્રી. દેસાઈએ ચર્ચેલા, પણ શ્રી. શાસ્ત્રીએ જે વિશે કાંઈ ઉલ્લેખ કર્યો નથી તે માત્ર એક મુદ્દાની નવેસર અહીં ટૂંકમાં વિચારણા કરવા ઇચ્છું છું. એ મુદ્દો તે માર્કંડેયપુરાણમાં આવતો અને ખૂબ ગવાઇ ગયેલો પ્રેમાનંદ–શામળનો ઝઘડો.

પ્રાચીન કાવ્યમાળાના સંપાદકોએ કલ્પેલો અને સ્વ. કે. હ. ધ્રુવે સ્વીકારી, પાળેલો પોષેલો પ્રેમાનંદ–શામળનો ઝઘડો આખરે સ્વ. ધ્રુવને હાથે જ ખોટો ઠર્યો.[17] માર્કંડેયપુરાણના પ્રારંભમાં જ પ્રેમાનંદ પાસે શામળ પ્રત્યેની ટકોર સંપાદકોએ કરાવી છે.[18] શ્રી.

---

૧૭ શામળની કૃતિઓની રચ્યા સંવતોને આધારે નર્મદે એનો સમય આસરે સં. ૧૭૪૦ થી ૧૮૧૦ નક્કી કર્યો હતો. (જુઓ. જૂનું નર્મગદ્ય. પૃ. ૪૬૭.) સ્વ. ઈ. સૂ. દેસાઈએ સં. ૧૭૪૦ થી ૧૮૨૩ નો સમય માન્ય રાખ્યો હતો. એટલે પ્રેમાનંદ–શામળ સમકાલીન નહોતા એ હકીકત તો પ્રાચીનકાવ્યમાળાના સંપાદન પૂર્વે જ નિર્ણીત હતી. તો પણ દંતકથા રચનારાઓ કંઈ બેસી રહે? શામળની નંદબત્રીસીમાંની 'કહ્યું કથે તે શાનો કવિ?' જેવી પંક્તિ કંઇક અધૂરી સમજી, કંઈક, પ્રેમાનંદ વા શામળ મોટો એવા દલપત-નર્મદના વિવાદમાંથી પ્રેરણા મેળવી, આ ઝઘડો 'સમયના લવલેશ ભાન વિના' જન્માવવામાં આવ્યો. સ્વ. કે. હ. ધ્રુવે આ ઝઘડાને એમના પ્રેમાનંદના લેખમાં ખૂબ ખૂબ ગાયો પણ પાછળથી એના રચ્યા સંવતોનો વિચાર આવતા કે પછી સિંહૂજમાંથી ગુમાન બારોટ વિશેના લેખો વાળો ચોપડો એમને મળી આવતા એમણે એ નિર્ણય ફેરવી નાખ્યો. શ્રી. કૃષ્ણલાલ ઝવેરી. એમના Milestones in Gujarati Literature ની પ્રથમાવૃત્તિમાં, એ વાત, ખાનગી પત્રવ્યવહારમાં સ્વ. ધ્રુવે કબૂલેલી એમ પૃ. ૯૫ ની પાદનોંધમાં જાહેર કરે છે. એમની પાસે એ પત્ર હાલમાં નહિ હોવાથી કઈ તારીખે સ્વ. ધ્રુવે એ નિર્ણય ફેરવ્યો તે જાણવું હાલમાં શક્ય નથી. પરંતુ એ નિર્ણય ઘણું ખરું, તા. ૧૪–૧–૧૯૧૦ પછી અને ૧૯૧૪ પૂર્વે ફેરવાયો એવી કલ્પના, એમને સિહૂંજમાંની હકીકત તા. ૧૪–૧–૧૦ એ મળી એ આધારે કરું છું.

૧૮. શિવપુરાણ સમર્થ કરે કવિ, વાયુ વશ કેહ તર્ણ;
અગાધ ગતિ એવી નવ મારી, ક્યાં પાહણો ક્યાં પર્ણ?
(માર્કંડેયપુરાણ. કડવું. ૧)

આ પંક્તિઓ, શામળના ગણાતા નીચેના છપ્પાના જાણે જવાબરૂપે જ રચાઇ છઃ—

સિંહાસન બત્રીશ, તર્તિબજથી કીધી તેણે,
શિવપુરાણ સમર્થ અર્થ જણાવ્યો જેણે;
રીઝથી રેવાખંડ, દંડ જમદૂતનો ટાળી,
ઠાકોરનો ઠાકોર વર્ણવીને હદ વાળી;
વૈતાળ પચ્ચીશી વર્ણવી, શુક બોહતેરી ભાવે ધરી,
વાયુને વશ છે તરણ ત્યમ, શામળ કવિએ કરી.

હવે ખરી ગમ્મત તો એ છે કે શામળે આ છપ્પો એની કઈ વાર્તામાં કે બીજે ક્યાં લખ્યો છે તેની કોઇને જ ખબર નથી! કદાચ આ છપ્પો શામળનો છે જ નહિ. દલપતરામે, હોપ વાચનમાળા માટે કેટલીક કવિતાઓ રચી આપેલી, તેમાં શામળાદિ કવિને નામે, પોતે જ કેટલાક છપ્પા રચેલા એવી હકીકત સ્વ. ડૉ. આનંદશંકર ધ્રુવે નોંધી છે. જુઓ : દિગ્દર્શન પૃ. ૨૭૦, અને ૨૭૨ ની પાદનોંધ. આ છપ્પો હોપવાચનમાળાની ૭ મી ચોપડીમાં છપાયો છે. બીજે ક્યાંય એનો પત્તો નથી. હોપવાચનમાળામાં પોતે રચેલાં કાવ્યો, દલપત કાવ્ય ભાગ ૨ માં કવિ

શામળનો કહેવાતો એ છપ્પો અને પ્રેમાનંદની કહેવાતી એ પંક્તિઓ વચ્ચેનું અત્યંત સામ્ય અને પ્રા. કા. માળાના ટીકાકારનો એ વિશેના ખુલાસા વગેરેથી, શામળનો છપ્પો લક્ષ્યમાં રાખીને જ એ પંક્તિઓ રચાઈ એ તો સ્પષ્ટ થઈ જાય છે. શામળનો એ છપ્પો, શામળે જ રચ્યો કે કેમ, અથવા સુડાબહોતેરીની મૂળની વાર્તામાં એ બાબતમાં જુદા પ્રકારની પંક્તિઓ છે, એ પ્રશ્નો નિરાળા જ છે. પ્રેમાનંદની કહેવાતી, માર્કંડેયપુરાણની એ પંક્તિઓ રચાઈ ત્યારે એ છપ્પો, શામળને ચોપડે જમા થયેલો અને પ્રચલિત હતો તથા એના આધારે જ એ પંક્તિઓ રચાઈ છે એટલું તો નિર્વિવાદ. પ્રાચીનકાવ્યમાળાના સંપાદકોને ખ્યાલ નહિ હોય કે પ્રેમાનંદ–શામળનો ઝઘડો નિરાધાર ઠરશે, નહિ તો શ્રી દેસાઈએ કર્યો એવો ખુલાસો એમણે પણ ટીકામાં કર્યો હોત.

પ્રેમાનંદ–શામળના ઝઘડાથી અંકિત, પ્રેમાનંદ–પુરાણી વિગ્રહના કોલાહલથી છલમલ, અનેક નાની મોટી ત્રુટિઓથી ભરપૂર આ માર્કંડેયપુરાણનો ગ્રંથ, સત્તરમા સૈકામાં થઈ ગયેલા, અને નળાખ્યાન, અભિમન્યુઆખ્યાન, મામેરું, ચન્દ્રહાસાખ્યાન, દશમસ્કંધ વગેરે કૃતિઓથી ગુજરાતીઓના હૃદય સર કરનાર પ્રેમાનંદનો રચેલો નથી એમ આ ચર્ચાને અંતે ફલિત થતું જણાય તો તેમાં સંશોધનદ્વારા ગુજરાતના મધ્યકાલીન એ મહાકવિનું સાચું મૂલ્યાંકન કરવાનો જ આગ્રહ છે બીજો કોઈ પૂર્વગ્રહ કે દુરાગ્રહ નથી એટલો ખુલાસો અંતે કરવાની રજા લઉં છું.

## પરિશિષ્ટ

### માર્કંડેયપુરાણવાળા મદાલસાખ્યાનમાં, મૂળ મદાલસાઃને મુકાબલે થયેલા જણાતા વધુ ફેરફારો

ક નીચેની પંક્તિઓ મૂળમાં નથી

(૧) કડવું ૪૬ પૃ. ૧૭૭ ૯ અને ૧૦ કડીઓ

(૨) કડવું ૫૫ પૃ. ૧૮૬ 'રસ્તે જતા શે લેઉં રે, અમથો ઉચકી ભૂમિભાર'— જ્યાંમાં અન્ન, પાર્વતી, મહાદેવને વિનતી કરે છે કે મદાલસાને પાતાળકેતુના પંજામાંથી બચાવો. તેના ઉત્તરમાં મહાદેવજીના મુખમાં આ વાક્ય કેવું અનુચિત લાગે છે?

(૩) કડવું ૬૭ પૃ. ૨૦૨, ૧૫મી અને ૧૬મી કડીઓ, ૧૭મી કડી બીજી પંક્તિ અને ૧૮મી કડીમાં પ્રથમ પંક્તિના પૂર્વાર્ધ સિવાયની દોઢ પંક્તિ

ખ બીજા નાના મોટા ફેરફારો

(૧) બે વેરી ગગને અંતરિક્ષ ઊભા, કરી અંધારૂં ઘોર

(કડવું ૪૭ પૃ. ૧૭૩)

'ગગન અને અંતરિક્ષ' બંને શબ્દોની કંઈ જ જરૂર નથી.

(૨) નહીં છોડી તે રાજકુમારી, ના પામે લાગી જુગારી

(કડવું ૫૪ પૃ. ૧૮૪)

'જુગારી' શબ્દનો અહીં અર્થ નથી. હરી જવાને લાગ નહિ મળ્યો એવા અર્થ માટે 'જવાને હરિ' શબ્દો બરાબર બેસે છે અને એને મૂળ હસ્તપ્રત ગુ. વ. સો. નં. ૩૭૭ નો આધાર પણ છે.

(૩) 'આઠયે દહાડે ફરી આવિયા, સહુ મદાલસાને લાવિયા'— ૭૫મા કડવામાં, ૧૧મી કડી પૂરી થતાં આ પંક્તિ હોવી જોઈએ તે પંક્તિ આ નવા અવતારમાં ઊડી ગઈ છે.

# કાલિદાસની વનસ્પતિ

(ગતાંક પૃ. ૧૦૮ થી ચાલુ)

શ્રી. બાપાલાલ ગ. વૈદ્ય

**કમલઃ**

પદ્મ, નલિન, અરવિન્દ, ઉત્પલ, સહસ્રપત્ર, કમલ, શતપત્ર, કુશેશય, પંકેરુહ, તામરસ, સારસ, સરસીરુહ, પંકજ, રાજીવ, પુષ્કર, અમ્ભોરુહ,—આ બધાં કમળનાં નામો છે.

કમળના પાછા અનેક ભેદો છે. સફેદ કમળ,[1] નીલ કમળ, રાતું કમળ, ઇત્યાદિ. આ દરેકનાં સ્પષ્ટ નામો સંસ્કૃત ભાષામાં છે.

અમરકોશ અને નિઘંટુઓ પ્રમાણે તે દરેકનાં નામો નીચે પ્રમાણે છેઃ—

અતિશ્વેત કમલ—**पुण्डरीक, सिताम्भोज**

રાતું કમલ—**रक्तोत्पल, कोकनद, कुवलय**

નીલ કમલ—**इन्दीवर, नीलोत्पल, नीलाम्बुज**

સફેદ કમલ—**कुमुद, कैरव, पद्म.**

આમાંનાં ઘણાંખરાં નામોનો કાલિદાસે તેમની કવિતાઓમાં ઉપયોગ કર્યો છેઃ—

**कमल—ऋतुसंहार** સર્ગ. ૩—૫, ૨૬, ૧૧ **ऋतु.** ૧—૨૮

મેઘદૂત-ઉત્તરમેઘ—૮૮, ૮૧, ૬૮, ૭૧ પૂર્વમેઘ. ૩૧

રઘુ૦ સર્ગ. ૩—૩૬

સર્ગ. ૧૧—૧૨

કુમારસંભવ—સર્ગ. ૭—૮૯

" સર્ગ. ૬—૮૪

શાકુન્તલ—અંક ૬—૨૧૫; અંક ૫—૧૫૦

**લીલાં કમલ** મે. ઉ.—૭૧

વિક્રમો૦ ૪—૧૧૫; વિ. ૨—૪૯

**કમલિની**—માલવિ૦ ૩—૪૫

રઘુ૦ ૯—૨૭

શા૦ ૪—૧૩૫

**ઈન્દીવર**—રઘુ૦ ૬—૬૫ **ऋतु**૦ ૨—૧૨

**ઉત્પલ—ऋ**૦ ૨—૯, " ૧૫, ૧૬ } **ऋतु**૦ ૩—૧૪, ૨૪

" ૧૪ } **ऋतु**૦ ૫—૧૦

રઘુ૦ સર્ગ—૬—૪૨

" ૭—૨૬

" ૧૩—૩૧

" ૧૨—૮૬

---

૧ ઇષત્શ્વેત કમળ અને અતિશ્વેત કમળ (પદ્મ અને પુંડરીક) એવા ભેદનો પણ ટીકાકારોએ નિર્દેશ કરેલો છે,

કુમાર-સર્ગ—૧—૪૦
„ ૫—૩૫, ૪૭
„ ૪ ૮

**કુમુદ**—મેઘદૂત પૂર્વમેઘ—૬૦, ૪૨
રઘુ૦ ૬—૮૬ ઋતુ૦ ૩—૧૫, ૨૧, ૨૩, ૨૬
૧૭—૭૫ કુમાર૦ ૮—૭૦
૧૮—૩ ૭—૭૪
૧૯—૩૪ શાકુ૦ ૫—૧૭૮
વિક્રમો૦ ૩—૮૫

**કુમુદ્વતી**—રઘુ૦ ૬—૩૬, શાકુ૦ ૩—૧૦૨

**કુવલય**—મેઘ૦ પૂર્વ ૪૬, ઋતુ૦ ૨—૨૨, રઘુ૦ ૧૧—૧૩
રક્તકુવલય શાકુ૦ ૬—૨૧૩

**કુશેશય**—કુમાર૦ ૮—૩૯, રઘુ૦ ૬—૧૮
શાકુ૦ ૪—૧૩૫

**તામરસ**—રઘુ૦ ૬—૩૭ કુમાર૦ ૮—૩૩
૯—૧૨, ૩૭
હેમતામરસ કુ૦ ૮—૨૬

**નલિની**—મેઘ૦ પૂર્વ૦ ૪૧ રઘુ૦ ૮—૪૫
ઉત્તર૦ ૭૦ ૬—૪૪
શાકુ૦ ૪—૧૦૬, ૮૫, ૧૦૮, ૧૦૦, ૧૧૨
૧—૪૧
૫—૧૭૩
કુમાર૦ ૪—૬ વિક્રમો૦ ૪—૧૦૪
ઋતુ૦ ૨—૧૪
„ ૩—૧૦

**નીલોત્પલ**—ઋતુ૦ ૩—૧૯, ૧૭, ૨૬
„ ૪—૯
„ ૨—૨
શાકુ૦ ૧—૨૭

**પંકજ**—માલ૦ ૧—૩ શાકુ૦ ૫—૧૮
રઘુ૦ ૧૫—૫૨ ૭—૨૪૩
„ ૮—૬૪
„ ૮—૫૫
„ ૧૯—૮ કુમાર૦ ૫—૯
„ ૧૦—૫૪ ૮—૩૭
„ ૮—૮

**પદ્મ**—ઋતુ૦ ૩—૧, ૧૫ રઘુ૦ ૧૬—૧૬
,, ૪—૧ ૬—૮૬, ૨૬
૧૭—૭૫
કુમાર૦ ૭—૧૬ ૪—૫, ૧૭
,, ૧—૧૬, ૪૩ ૧૦—૬૨
,, ૮—૮૬ ૩—૧૭
,, ૭—૩૮ ૧૬—૪૬
૫—૧૯
૨—૨
વિક્રમો૦ ૪—૧૦૪, ૧૦૫ શાકુંતલ ૩—૧૦૭
૭—૨૩૯

**પદ્મિની**—રઘુ૦ ૧૬—૬૮ વિક્રમો૦ ૧—૧૩
મેઘ-ઉત્તર૦ ૮૪ કુમાર૦ ૩—૭૬

**પુંડરીક**—માલ૦ ૪—૭૪

**પુષ્કર**—કુમાર૦ ૩—૬૫

**સરોરુહ**—ઋતુ૦ ૩—૮

**સરોજ**—મા૦ ૫—૯૧

**શતપત્રયોનિ**—કુમાર૦ ૭—૪૬
વિક્ર૦ ૪—૯૧

**અમ્બુજ**—ઋ૦ ૬—૧૪

**અમ્ભોરુહ**—ઋ૦ ૩—૧૭ કુમાર૦ ૨—૪૪

**અમ્ભોજ**—રઘુ૦ ૧૦—૬૯
કુમાર૦ ૫—૫૨

**અરવિન્દ**—રઘુ૦ ૬—૬૬ શાકું૦ ૩—૮૭
,, ૧—૪૩

**સ્થલારવિન્દ**—કુ૦ ૧—૪૩ રઘુ૦ ૬—૧૩

**લીલારવિન્દ**—કુ૦ ૩—૫૬

**हंसैर्जिता सुललिता गतिरङ्गनाना—**
**मम्भोरुहैर्विकसितैर्मुखचन्द्रकान्तिः ।**
**नीलोत्पलैर्मदकलानि विलोकितानि**
**भ्रूविभ्रमाश्च रुचिरास्तनुभिस्तरंगैः ॥** ઋતુ૦ ૩—૬૭

શરદૃઋતુનું આ વર્ણન છે. સ્ત્રીઓની અત્યંત રમણીય ચાલને હંસોએ જીતી છે, વિકસિત કમળપુષ્પોએ મુખચંદ્રની કાન્તિને જીતી છે; મદથી મધુર જણાતી આંખોને નીલોત્પલોએ જીતી છે અને આછા જલતરંગોએ અંગનાઓના રુચિર ભ્રૂવિભ્રમોને જીત્યા છે.

**शय्यागतेन रामेण माता शातोदरी बभौ ।**
**सैकताम्भोजबलिना जाह्नवीव [illegible]कृशा ॥** રઘુ૦ ૧૦—૬૯

ગર્ભમોચનથી કૃશોદરી માતા (પ્રસવ થયા પછીથી માતાનુ પેટ બેસી જાય છે (કૃશોદરી એટલે 'गर्भमोचनात् कृशोदरी' અર્થ થાય છે) પોતાના પડખામા સૂતેલા ગર્ભથી શરદ્ઋતુમા કૃશ બનેલી જાહ્નવી તેના રેતાળ કિનારા ઉપર પડેલ કમળના ફૂલોના નૈવેદ્યથી જેમ શોભતી, તેમ શોભવા લાગી

અમ્ભોજમલિઓ હવે ક્યા છે? હવે તો કમળના દર્શન પણ દોહ્યલા થઈ પડ્યા છે 'શરત્કૃશા જાહ્નવી' અને "સૈકતામ્ભોજબલિ" આ બન્ને શબ્દપ્રયોગો ખરેખર સરસ છે. કેવી સરસ ઉપમા છે! કાલિદાસની ઉપમા તે આનુ નામ.

सुगन्धिनि श्वासविवृद्धतृष्ण विम्बाधरासन्नचर द्विरेफम् ।
प्रतिक्षण संभ्रमलोलदृष्टि लीलारविन्देन निवारयन्ती॥

'લીલારવિન્દ'=રમત માટે હાથમા રાખેલુ કમળનુ ફૂલ આના કમળથી ચચલ આખો વાળી સતી, પ્રતિક્ષણે, બિંબાધર પાસે ફરતા ભ્રમરને નિવારતી—અટકાવતી હતી

રઘુવશ (સર્ગ ૬ શ્લો-૧૩) મા પણ આ જ આશયનો નીચેનો શ્લોક ઇન્દુમતી-સ્વયવર પ્રસગે ભેગા થયેલા નૃપતિઓના વર્ણનમા જોવા યોગ્ય છે —

कश्चित्कराभ्यामुपगूढनालमालोलपत्राभिहतद्विरेफम् ।
रजोभिरन्त परिवेपरन्धि लीलारविन्द भ्रमयाञ्चकार ॥

કોઈ રાજા તો લીલારવિન્દ હાથમા લઈ ફેરવતો હતો લીલારવિન્દનો નાલ (દાંડો) રાજાના હાથમા હતો પુષ્પની ચચલ પાંદડીઓ ભમરાને લાગતી અને તેથી તે દૂર ભાગતા હતા પરાગથકી, અદરના ભાગમા, જેણે મડલ બાધ્યુ છે—રચ્યુ છે એવુ 'લીલારવિન્દ રાજા ફેરવતો હતો

સૂર્યવિકાસી કમળ અને ચદ્રવિકાસી કમળ—આમ બે જાતના કમળો હોય છે સૂર્યવિકાસી કમળ ઉપર ચદ્રના કિરણની કઈ જ અસર થતી નથી એ નીચેના શ્લોકમા સુદર રીતે દર્શાવવામા આવ્યુ છે —

स्वसुर्विदर्भाधिपतेस्तदीयो लेभेऽन्तर चेतसि नोपदेश ।
दिवाकरादर्शनबद्धकोशे नक्षत्रनाथांशुरिवारविन्दे ॥ રઘુ૦ ૬—૬૬

સુનન્દાનો ઉપદેશ વિદર્ભાધિપતિની બહેનના દિલમા વસ્યો નહિ અર્થાત્ ઇન્દુમતીના હૃદયમા એ ઉપદેશ સ્થાન ન પામ્યો જેમ ચદ્રના કિરણો, સૂર્યના અદર્શનથી જેની પાદડીઓ બધ થઈ ગઈ છે એવા અરવિન્દ ઉપર સ્થાન પામતા નથી તેમ

ઇન્દીવર એટલે શ્યામકમળ શ્યામ શરીરવાળો નૃપ અને ગૌરવર્ણવાળી ઇન્દુમતી—એ બન્નેનો સમાગમ શ્યામ મેઘ અને ઉજ્જ્વલ વિદ્યુત જેવો શોભાસ્પદ બન્યો —

इन्दीवरश्यामतनुर्नृपोऽसौ त्व रोचनागौरशरीरयष्टि ।
अन्योन्यशोभापरिवृद्धये वा योगस्तडित्तोयदयोरिवास्तु ॥ રઘુ૦ ૬—૬૫

કેટલી સરસ ઉપમા છે! તડિત્ અને તોયદનો યોગ અન્યોન્યની શોભા વધારે છે તેમ ઇન્દીવર જેવો શ્યામવર્ણો રાજા અને ગોરોચના જેવા ગૌર શરીરવાળી કોમલાગી ઇદુમતીનો સમાગમ પણ અન્યોન્યને શોભાવે તેમા શુ આશ્ચર્ય ?

यत्रोत्पलदलक्लैव्यमस्त्राण्यापु सुरद्विषाम ॥ રઘુ૦ ૧૨—૮૬

દેવતાઓને ધિક્કારનારાઓનાં અસ્ત્રોએ ઉત્પલ દલ (ભૂરા કમળનાં પત્રો)નું કલૈબ્ય પ્રાપ્ત કર્યું અર્થાત્ કમળનાં પાન જેવાં તે અસ્ત્રો ઢીલાં જણાયાં. "ઉત્પલદલ–"કલૈબ્યમ્" આ શબ્દપ્રયોગ તદ્દન નવીન છે.

વર્ષામાં કમળ પાન અને પુષ્પવિહીન થઈ જાય છે. કવિએ

**विपत्रपुष्पां नलिनीं समुत्सुका**
**विहाय भृङ्गाः श्रुतिहारिनिःस्वनाः ।** ऋतु० २—४४

મનને આહ્‌લાદ આપનાર અવાજવાળા ભ્રમરો પત્ર અને ફૂલ સિવાયનાં કમળોને ત્યજીને નૃત્ય કરતા મયૂરોના કલાપચક્રમાં પડવા લાગ્યા.

કાનમાં ઉત્પલ—ભૂરાં કમળ—પહેરવામાં આવતાં હતાં.

**अहो स्थिरः कोऽपि तवेप्सितो युवा चिराय कर्णोत्पलशून्यतां गते ।**
કુમાર. સર્ગ૦ ૫—૪૭

અહો, જે યુવાન તેં તારા પતિ માટે પસંદ કર્યો છે તેનો કપોલપ્રદેશ તો કેટલાય વખતથી' કર્ણોત્પલ-શૂન્ય છે!

કમળનાં ફૂલો જોવામાં અવર્ણનીય આનંદ આવે છે. આખું તળાવ કમળથી છવાયેલું હોય; સફેદ, લાલ, ભૂરાં કમળનાં ફૂલોનો ચિત્રવિચિત્ર દેખાવ કોનાં મન હરણ નથી કરતો!

**वप्राश्च चारुकमलावृतभूमिभागाः**
**प्रोत्कण्ठयन्ति न मनो भुवि कस्य यूनः ॥** ऋतु. ३—५

સુંદર કમળોનાં ફૂલથી આચ્છાદિત ભૂમિભાગો કયા યુવાનના મનને ઉત્કંઠિત બનાવતો નથી?

**स्फुरता विच्छुरितमिदं रागेण मणेर्ललाटनिहितस्य ।**
**श्रियमुद्वहति मुखं ते बालातपरक्तकमलस्य ॥**
વિક્રમો૦ અં. ૪ પૃ. ૧૧૩

લલાટ ઉપર મૂકેલા મણિના ચારેય તરફ પ્રસરતા લાલ પ્રકાશથી લાલચોળ દેખાતું તારું મુખ, સવારના સૂર્યનાં કિરણો ઉપર પડેલાં હોઈ અને તેથી અધિક રક્ત જણાતા લાલ કમળની શોભા ધારણ કરે છે.

"બાલાતપરક્તકમલ" સરસ ઉપમા છે.

મેઘદૂત (પૂર્વમેઘ શ્લો. ૩૧)માં નીચેનો શ્લોકઃ—સુરતપ્રસંગથી મ્લાન થયેલ અંગો ઉપર શિપ્રાનદી ઉપરથી આવતો પવન, સ્ફૂટિત કમલોની સુગંધ સાથે લઇને આવી શ્રમ હરતો ચીતરેલો છેઃ—

**प्रत्यूषेषु स्फुटितकमलामोदमैत्रीकषायः ।**
**यत्र स्त्रीणां हरति सुरतग्लानिमङ्गानुकूलः**
**शिप्रावातः प्रियतम इव प्रार्थनाचाटुकारः ॥** મેઘદૂત, પૂર્વમેઘ

આ શ્લોક આપણને ભવભૂતિના "**अशिथिलपरिरम्भैः दत्तसंवाहनानि**"નું સ્મરણ કરાવે છે. કાલિદાસ પણ અન્યત્ર કહે છે કે **संभोगान्ते मम समुचितो हस्त—संवाहनानाम् ।**

સ્ફુટિત કમળોના આમોદ સાથે જેની મૈત્રી હોય તેથી જે સુરભિ થયો છે એવો શિપ્રાનાત સ્ત્રીઓની સુરત—ગ્લાનિને હરે છે

કુમુદ એટલે સફેદ કમળ 'कुमुदविशदानि चटुलशफरोद्वर्तनप्रेक्षितानि' (મેઘદૂત, પૂર્વમેઘ) કુમુદ જેવા ધવલ ચટુલ (ચીન) મત્સ્યોનુ ઉદ્વર્તન—

કુમુદ એ ચદ્રવિકાસી કમળ છે એ નીચેના વિક્રમોર્વશીયના શ્લોકથી જણાવેલુ છે—

अङ्गमनङ्गक्लिष्टं सुखयेदन्या न मे करस्पर्शात् ।
नोच्छ्वसिति तपनकिरणै चन्द्रस्यैवांशुभि कुमुदम् ॥

વિક્રમો० અ ૩—૧૬

અનગના તાપથી તપ્ત થયેલા મારા શરીરને અન્ય કોઈના હાથના સ્પર્શથી શાતા નહિ મળે કુમુદ (ચદ્રવિકાસી કમલ) સૂર્યના કિરણો તેની ઉપર પડવાથી નથી ખીલતુ, પરતુ ચદ્રના કિરણો પડવાથી જ ખીલે છે

तया प्रवृद्धाननचन्द्रकान्त्या प्रफुल्लचक्षु कुमुद कुमार्या ।
प्रसन्नचेत सलिल शिवोऽभूत्सस्रृज्यमान शरदेव लोक ॥ કુમાર ૭—૭૪

શરદઋતુ અને શિવ—બન્નેને આ શ્લોક લાગુ પડી શકે છે શરદમા ચદ્રકાન્તિ ઓર જ ખીલે છે, પાણી સ્વચ્છ બને છે, કુમુદ પણ ખીલે છે શરદઋતુરૂપી કુમારી—જેના મુખચદ્રની કાન્તિ દિનપરદિન વધતી જાય છે—સાથે પ્રસન્ન—ચિત્ત અને પ્રફુલ્લિત ચક્ષુવાળા શિવ સસર્ગમા આવ્યા

दिवसकरमयूखैर्बोध्यमानं प्रभाते
वरयुवतिमुखाभं पङ्कजं जृम्भतेऽद्य ।
कुमुदमपि गतेऽस्तं लीयते चन्द्रबिम्बे
हसितमिव वधूनां प्रोषितेषु प्रियेषु ॥ ऋतु॰ ३—२३

અહી પણ સૂર્યવિકાસી અને ચદ્રવિકાસી ( पङ्कज અને कुमुद ) કમળનુ પાર્થક્ય સ્પષ્ટ દર્શાવેલુ છે

પ્રાત કાલમા સૂર્યના કિરણોથી વિકસિત થતુ કમલ, સુદર યુવતિની મુખકાન્તિ જેમ શોભે છે કુમુદ પણ ચદ્રબિબ અસ્તાચલે જતા અથવા અસ્તાચલમા લીન થતા, વિદેશ ગયેલા પતિઓની પત્નીઓના હાસ્યની માફક લીન થઈ જાય છે

शरदि कुमुदसङ्गात् वायवो वान्ति शीता[1] । ऋतु ३—२२

શરદઋતુમા કુમુદના સસર્ગથી શીતવાયુ વાય છે. શરદઋતુ અને કમલનો સબધ અવિભાજ્ય બતાવ્યો છે

कह्लारपद्मकुमुदानि मुहुर्विधुन्व—
स्तत्सगमादधिक शीतलतामुपेत ।
उत्कण्ठयत्यतितरा पवन प्रभाते
पत्रान्तलग्नतुहिनाम्बुविधूयमान ॥ ऋतु॰ સર્ગ॰ ૩—૧૫

---

૧ સરખાવો —

उत्फुल्लपङ्कजवना नलिनीं विधुन्वन् यूना मनश्चलयति प्रसभं नभस्वान् । ऋतु॰ ३—१०

શરદઋતુમાં પવન, કહ્લાર, પદ્મ અને કુમુદનાં પુષ્પોને વારંવાર હલાવીને, તેના સમાગમથી અધિક શીતતાને પામે છે. આ પવન; પત્રોના છેડે વળગેલા ઝાકળબિંદુને હલાવીને પ્રભાતકાલમાં અતિશય આતુરતા જન્માવે છે.

કમળનાં ગુણગાન ગાતાં કવિ થાકતા નથી. એકમેકથી ચઢી જાય એવા અનેક શ્લોકો કવિના મુખમાંથી કમળની સ્તુતિ માટે નીકળ્યા છે. એ બધા ઉતારવાનું આ સ્થાન નથી. છતાંય થોડા શ્લોકો તો ટાંકયા સિવાય નથી જ રહેવાતું:—

**योषितामुडुपतेरिवार्चिषां स्पर्शनिर्वृतिमसाववाप्नुवन् ।**
**आरुरोह कुमुदाकरोपमां रात्रिजागरपरो दिवाशयः ॥**

રઘુ૰ સર્ગ૦ ૧૯—૩૪

ઉડુપતિ (ચંદ્ર)નાં કિરણોના સ્પર્શથી જેવું સુખ પ્રાપ્ત થાય છે તેવું જ સ્પર્શ—સુખ એ રાજા પોતાની સ્ત્રીઓના સ્પર્શથી પામ્યો અને કુમુદ (સફેદ રંગનું ચંદ્રવિકાસી કમળ)-થી વ્યાપ્ત તળાવ, જે દિવસે બિડાઈ જાય અને રાત્રિએ ખીલે, તેની ઉપમાને પામ્યો.

**तस्मिन्नभिद्योतितबन्धुपद्मे प्रतापसंशोषितशत्रुपङ्के ।**
**बबन्ध सा नोत्तमसौकुमार्या कुमुद्वती भानुमतीव भावम् ॥**

રઘુ૰ સર્ગ૦ ૬—૩૬

ચંદ્રવિકાસી કમલ જેમ સૂર્યનાં કિરણો ઉપર પોતાનો ભાવ દાખવતા નથી તેમ તે રાજા, જેણે પોતાના વીર્યથી બંધુ જેવાં કમળોને પ્રકાશિત કર્યાં હતાં અને શત્રુ જેવા પંકને સૂકવી નાખ્યો હતો, તે ઉપર ઉત્કૃષ્ટ અંગમાર્દવ વતી ઇન્દુમતીએ પોતાનો ભાવ દાખવ્યો નહિ.

કમળનાં વિશાલપત્રો પણ કવિની ધ્યાન બહાર નથી. **नलिनीदलतालवृन्तैः** (શાકું૦ ૩—૧૦૬), **नलिनीपत्रवातः** (શાકું૦ ૩—૮૫) ઇત્યાદિ ઉલ્લેખો બસ થશે.

નીલોત્પલ એટલે ભૂરું કમળ.

**कर्णेषु च प्रवरकाञ्चनकुड्मलेषु**
**नीलोत्पलानि विविधानि निवेशयन्ति** ॥ ऋतु० ૩—૧૯

ઉત્તમ સુવર્ણનાં આભૂષણો જે કાનો ઉપર શોભતાં હતાં તે કાનો ઉપર ચિત્રવિચિત્ર નીલોત્પલો હવે ધારણ કરવામાં આવે છે.

**नीलोत्पलैर्मदकलानि विलोकितानि** । ऋतु० ૩—૧૭

અર્થાત્ મદથી મધુર જણાતાં લોચનોની કાન્તિ નીલોત્પલોએ જીતી લીધી.

હેમંતઋતુમાં—**प्रफुल्लनीलोत्पलशोभितानि**
**सोन्मादकादम्बविभूषितानि ।**
**प्रसन्नतोयानि सुशीतलानि**
**सरांसि चेतांसि हरन्ति पुंसाम्** ॥ ઋતુ. ૪—૯

પ્રફુલ્લ નીલઉત્પલોથી શોભાયમાન, હર્ષોન્મત્ત હંસોના કલરવથી વિભૂષિત, સુશીતલ સ્વચ્છ જલવાળાં સરોવરો પુરુષોનાં ચિત્ત હરણ કરે છે.

શરદઋતુઃ **विकचकमलवक्त्रा फुल्लनीलोत्पलाक्षी** અર્થાત્ વિકસિત કમલ જેવું મુખ છે અને પ્રફુલ્લ નીલોત્પલ જેવી આંખો છે એવી શરદઋતુ કવિએ વર્ણવી છે.

કમળની શોભા અવર્ણનીય છે કમલના દર્શન જેટલાં આહ્લાદક છે તેટલા ચિત્તાકર્ષક દર્શન અન્ય કોઈ પુષ્પના નથી કમળની ખુશબો, એની મૃદુતા, એના વિશાલપાન, જ્યા એ ઉગેલા હોય એ સરોવર કે તળાવ, મંદમંદ જલ તરંગોથી ડોલતું કમળનું પુષ્પ, પાણીની ઉપર તરતા લીલાછમ મોટાપાન, ઉપર મોતી જેમ શોભતા જલબિન્દુઓ, ઉપર આછેરતુ સફેદ ના ગુલાબી કમળનુ પુષ્પ—આ સકલ દૃશ્ય રસિક મનુષ્યોને તો ખરેખર ઉન્મત્ત બનાવી મૂકનાર છે એના પુષ્પો જ નહિ પરંતુ એના પાન, મૃણાલ, બિસ વગેરેનુ ધ્યાન પણ કવિએ આપણી સમક્ષ ધર્યું છે

**"मृणाल बिस"**—આ બે પર્યાયોવાળા મૃણાલનો અર્થ ભાનુજી દીક્ષિતે "કમળનુ મૂલ" એવો આપ્યો છે કમળના દાંડા **(नाल)** ને જુદો ગણાવવામા આવ્યો છે પરંતુ **मृणाल** અને બિસ બન્નેનો એક અર્થ કરવો ઉચિત નથી વૃન્દટીકાકાર શ્રીકંઠ મૃણાલને 'સ્થૂલ' અને બિસને **'मृणालान्निर्गत—प्रतान'** અર્થાત્ મૃણાલમાથી નીકળેલા તાતણા એવો ઉચિત અર્થ કરે છે[1] બિસ એટલે મૃણાલમાથી નીકળતા અત્યંત સુકોમળ તંતુઓ મૃણાલ એટલે દાંડો નહિ પરન્તુ મૂલમાથી દાંડો નીકળે છે આ મૃણાલનુ મૃદુત્વ કવિએ અનેક જગ્યાએ વર્ણવ્યુ છે

**अनेन कल्याणि मृणालकोमलं**
**व्रतेन गात्रं ग्लपयस्यकारणम्** । વિક્રમો० અ० ૩—૧૩

હે કલ્યાણી! તુ અકારણ તારા મૃણાલ જેવા કોમળ ગાત્રને વ્રતથી શુ કામ કરમાવી નાખે છે?

મૃણાલમાથી જ બિસતંતુ નીકળે છે એ આ શ્લોક દર્શાવે છે એટલે મૃણાલનો દાંડો એવો અર્થ પણ થઈ શકે એમ છે

**मृणालसूत्राधिकसौकुमार्या** । ( કુમાર૦ સર્ગ ૩-૪૯ )
મૃણાલ સૂત્રથી પણ અધિક સુકુમાર પાર્વતી

**मृणालिकापेलवमेवमादिभि व्रतै' स्वमङ्ग ग्लपयन्त्यहर्निशम्** ।
કુમાર સર્ગ ૫-૨૯

( મલ્લિનાથે અહી **मृणालिका**નો અર્થ 'પદ્મિનીકન્દ' કર્યો છે ) પદ્મિનીકંદશા કોમલ અંગને આવા આના કઠોર વ્રતોથી અહર્નિશ પાર્વતી સૂકવી નાખે છે

**शामधास्यत्कथ नागो मृणालमृदुभि फणै** । કુમાર ૬—૬૮

મૃણાલ જેવી મૃદુ ફણાઓથી શેષનાગ આ ધરણીનો ભાર કેમ ઉપાડતો હશે?

**अन्योन्यमुत्पीडयदुत्पलाक्ष्या स्तनद्वयं पाण्डु तथा प्रवृद्धम्** ।
**मध्ये यथा श्याममुखस्य तस्य मृणालसूत्रान्तरमप्यलभ्यम्** ॥
કુમાર સર્ગ ૧—૪૦

કવિ ઉત્પલાક્ષી પાર્વતીના નિબિડ અને અતિગૌર સ્તનદ્વયોનું રસપ્રદ વર્ણન કરે છે બન્ને સ્તનો એટલા પીવર—સ્થૂલ હતા કે બન્ને એક બીજાને અડોઅડ આવી રહ્યા હતા એ બે વચ્ચે મૃણાલનુ સૂત્ર આવી શકે એટલોય અવકાશ રહ્યો ન હતો

---

[1] एषा मनो मे प्रसभ शरीरात्पितु पद मध्यममुत्पतन्ती ।
सुराङ्गना कर्षति खण्डिताग्रात् सूत्रं मृणालादिव राजहंसी ॥ વિક્રમો० અ ૩—૧૩

**समुद्धृताशेषमृणालजालकम्** ( सरः ) ઋતુ. સર્ગ. ૧—૧૯

તળાવનું પાણી ગ્રીષ્મના પ્રખર તાપમાં સુકાઈ ગયા બાદ કમળના કંદો શાક કરવા માટે લોકો ખોળી ખોળીને ખોદી લઈ જાય છે એટલે કવિએ આ "અશેષમૃણાલજાલકમ્" શબ્દ યોજ્યો લાગે છે. રજત અને શંખની શ્વેતતા સાથે મૃણાલની ગૌરતા પણ દર્શાવવામાં આવી છે. ( ઋતુ. સર્ગ. ૩—૪ ).

આમ ઉપર ટપકે રસનાં છાટણાં અહીં છાંટયાં છે. રસિક વાંચકો માટે આટલાં અવતરણો બસ થશે.

કમળ લક્ષ્મીનું સ્થાન ગણાય છે. 'પાદારવિંદ' એ સુંદર પગની સાધારણ ઉપમા થઈ પડી છે. લાલચોળ પગ માટે આ ઉપમા અપાય છે. આવી રીતે લાલચોળ હથેળી માટે પણ '**कुशेशयाताम्रतलेन कश्चित् करेण रेखाध्वजलाञ्छनेन**'। ( રઘુ. સર્ગ. ૬—૧૮ )

'રાતા કમળ જેવી લાલચોળ હથેળીવાળો કર"—કેવી સુંદર ઉપમા છે!

કમળના કંદો ( મૃણાલ ), પાન, ફૂલ, પંકજકોશ ( રઘુ. ૩—૮ ), પંકજરેણુ ( કુમાર. ૩—૩૭; શાકું. ૭—૨૩૯ '**काञ्चनपद्मरेणुकपिशे**'); પુષ્કરબીજ (કુમાર. સર્ગ. ૩—૬૫),* બિસ વગેરે પ્રત્યેક અંગના ઉલ્લેખો કાલિદાસની કૃતિઓમાંથી આપણને હાથ આવે છે.

**બિસ** માટે ઉલ્લેખો:— વિક્રમો૦ અં. ૪—પૃ. ૧૦૨, મેઘદૂત પૂર્વ. ૧૧ શાકું૦ અં. ૩—૧૧૨, ૧૦૩. કુમાર સર્ગ ૩—૩૭, ૮—૩ ૪—૨૯

શતપત્ર એટલે કમળ. ( કુમાર. સર્ગ. ૭—૪૬ ).

**कम्पेन मूर्ध्नः शतपत्रयोनिं वाचा हरिं वृत्रहणं स्मितेन ।**

શતપત્રયોનિ એટલે ચતુર્મુખવાળા બ્રહ્મા. શતપત્ર એટલે કમળ.

'**म्लायमानशतपत्रस्येव मुखस्य छाया**'। ( વિક્રમો. અં. ૪—૯૧ ).

કરમાતા કમળ જેવી મુખની કાંતિ.

છેવટે આ લાંબું પ્રકરણ આપણે શાકુન્તલનો નીચેનો શ્લોક (૪–૧૧) ટાંકી બંધ કરીશું. આપણે પણ કવિ સાથે પ્રાર્થીશું કે પરમાત્મા આ દેશમાં પ્રત્યેક સરોવરમાં કમળો પ્રકટાવી ચોતરફના વાતાવરણમાં સૌન્દર્ય અને સુગંધ પ્રસરાવે.

**रम्यान्तरः कमलिनीहरितैः सरोभि-श्छायाद्रुमैर्नियमितार्कमयूखतापः ।**
**भूयात्कुशेशयरजोमृदुरेणुरस्याः शान्तानुकूलपवनश्च शिवश्च पन्थाः ॥**

વચ્ચે વચ્ચે કમલોથી લીલાંછમ જણાતાં સરોવરોથી એનો રસ્તો રમ્ય બનો! સૂર્યનાં કિરણોનો તાપ છાયાવૃક્ષોથી ઓછો થાઓ! કમલની પરાગ રજ જેવી મૃદુ એના પંથની રેણુ હજો! શાન્ત અને અનુકૂલ વાતલહરીથી એનો પન્થ કલ્યાણકારી હો!

શકુન્તલાના શ્વસુરગૃહપ્રયાણ વખતે થયેલ આકાશવાણી આપણા રાષ્ટ્રના આ કટોકટીના સમયે સાચી પડો!

---

* अथोपनिन्ये गिरिशाय गौरी तपस्विने ताम्ररुचा करेण ।
विशोषितां भानुमतो मयूखैर्मन्दाकिनीपुष्करबीजमालाम् ॥ કુમાર સર્ગ. ૩–૬૫.

લાલચોળ હથેળીવાળી ગૌરીએ તપસ્વી ગિરિશને સૂર્યનાં કિરણોથી સુકાઈ ગયેલાં મંદાકિનીનાં કમળોના બીજની માળા સમર્પી.

# અઢીહજાર વર્ષ પહેલાં

શ્રી બાલકૃષ્ણ જોષી

આજે હિન્દુસ્તાન બે હજારની સાલ સામે આંખો વિકાસી જોઇ રહ્યું છે, સૌને જીવનમરણનો પ્રશ્ન આવી ઊભો છે, પૈસાવાળાને પૈસાની વ્યવસ્થા કરવી મુશ્કેલ થઈ પડી છે, મધ્યમ વર્ગને મર્યાદિત આવકમાં કુટુંબ-નિર્વાહ કરવો મુશ્કેલ થઈ પડયો છે, ગરીબોના કષ્ટની તો અવધિ જ નથી—આમ શ્રીમંતથી તે ગરીબ સુધી સૌ એક જ ચક્કીમાં પિસાઈ રહ્યા છે તે વખતે વિચાર આવે છે કે આપણા અમલ પૂર્વજોની જીવન યાત્રા કેવી હશે?—તો તે સબંધી આ સ્થળે કાંઈક વિવેચન કરીશું

'શુક્રનીતિ'માં ગાય, ઘેટા વગેરે પશુઓની કીમત નીચે મુજબ આપી છે —

પીતવત્સા (પીળચટા વાછરડાવાળી) સારામાં સારી દૂઝણી ગાયની કીમત ૧ રજતપલ,* એક બકરીની કીમત ગાયથી અર્ધી, અને એક ઘેટીની કીમત તેથી અર્ધી હૃષ્ટપુષ્ટ ઘેટાની કીમત ૧ રજતપલ, એ નાણું અર્વાચીન નાણામાં વટાવીએ તો તેનો નીચે મુજબ અંદાજ નીકળી શકે

દસ પલનું એક ધરણ થાય ૧ રજત ધરણનું વજન ૭૨ રતિ એક રૂપિયાનું વજન ૯૬ રતિ એની બાર આની રજત ગણતા એક રૂપિયાનું ૭૨ રતિ રજત થાય એ હિસાબે ૧ રજત ધરણ (જેમાં ૭૨ રતિ રજત હોય)=લગભગ ૭ આના, ૧ રજતપલ એકએક ધરણનો દશાંશ—અર્થાત્ લગભગ ૩ પૈસા એટલે પ્રાચીન કાળમાં ત્રણ પૈસે એક ગાય મળતી અને તે ગાય પણ જેવી તેવી—સાધારણ નહિ, ગાયને પીળા રંગનું વાછરડું હોય એવી દૂઝણી—મબલક દૂધ દેતી ગાય!

બકરીની કીમત દોઢ પૈસો અને ઘેટીની કીમત સવા પૈસાથી પણ ઓછી જબરદસ્ત હૃષ્ટપુષ્ટ લડાયક ઘોડાની કીમત ૩ પૈસા ગાયની કીમત વધારેમાં વધારે સાત આના સુધી જતી—એથી ભારે કીમત નહિ એક ઘેટા કે ઘેટીની ભારેમાં ભારે કીમત ત્રણ પૈસા સુધી હોય! ભેંસની ભારેમાં ભારે કીમત આઠ આનાથી દસ આના સુધી, અને પાડાની કીમત તો ગારપાચ આના એક ચારે માર્દસર પગવાળા બળદની કીમત અઢી રૂપિયા એક ઊંટની કીમત ચારપાંચ આનાથી માંડીને ચાર રૂપિયા સુધી થતી ઘોડા અને હાથીની કીમત ઘણી વધારે થતી, તે બે ત્રણ કે ચાર હજાર રજતપલ અગર તેથી પણ વધારે પડતી

પ્રાચીનકાળમાં ન્યાય મેળવવાને આવતા વાદી-પ્રતિવાદીઓ વચ્ચે જે પક્ષ હારે તેને સાધારણ રીતે સામાવાળાનો ખર્ચ આપવો પડતો અને સરકારમાં સમભાગે દંડ આપવો પડતો

યાજ્ઞવલ્ક્યમાં એવું વિધાન છે કે જો પશુપાલક પોતાની બેદરકારીથી કોઈ પશુના મોતનું કારણ થઇ પડે તો તે પશુના માલિકને તેવું જ એક પશુ દંડ તરીકે આપવા બંધાયેલો રહે—ઉપરાંત રાજાને રાજ્યથી દસ આની જેટલો દંડ આપે

આથી એવો સિદ્ધાંત નીકળી શકે કે ગાયની જાતના પશુની સાધારણ કીમત ચારથી

---

* તે કાળનું ચલણી નાણું

દસ આના જેટલી થાય. 'શુક્રનીતિ'ના આધારે ગાયની કીમત સાત આના સુધી થતી. તો આ બીજા પ્રમાણથી પણ એવી જ કીમત આંકી શકાય.

અનાજ—ચોખા વગેરેની કીમતનો ઉલ્લેખ મળતો નથી; છતાં તે વખતની બીજી પરિસ્થિતિ પરથી તે સમજવા યત્ન કરીએ: તે કાળમાં કોઈ ગાય કોઈ ખેડૂતનો પાક ચરી જઇ તે ખેતરમાં સૂઇ રહી હોય તો ગાયનો માલિક રાજાને ૮ માષ દંડ આપે. ગાય જમીનનો જેટલો પાક ખાઈ ગઈ હોય તેટલી નુકશાનીની કુલ પાકના અંદાજમાંથી કપાત થાય. પાક ચરી જઈ ગાયો તે જ ખેતરમાં સૂતેલી હોવાની હકીકત પરથી એક તથ્ય એવું નીકળે છે કે ઉપર્યુક્ત દંડ માત્ર જે સ્થળે ગાયો ચરી જઈ ધરાઈ જવાથી બીજે ઠેકાણે નહિ જઈ શકતાં તે જ ખેતરમાં બેઠેલી હોય એવી ગાયોનો જ થતો. આ પ્રમાણે ચાલવાની શક્તિ ન રહેતાં સુધી ચારો ચરતી એક ગાય એકી વખતે એક વીઘા જમીનનો એક દશાંશ પાક ખાઇ જાય એમ ગણી શકાય.

અસલના કાળમાં જમીન રસાળ હતી અને તેમાં એક વીઘે સાધારણ રીતે ૨૦ મણ અનાજ પાકતું: એટલે એ મુજબ એક ગાય બે મણ અનાજનું નુકશાન કરે. રાજદંડ રૂપે જે મળતું તે ખેતરના માલિકને સરખા ભાગે આવતું; એટલે રાજાને ૮ માષ દંડરૂપે જે મળે તે બે મણ અનાજની કીમત જેટલું થાય. ૨૦ માષે એક પણ અથવા એક આનો થાય; એટલે એક આનામાં પાંચ મણ અગર એક રૂપિયાનું ૮૧ મણ અનાજ મળી શકે. આથી અંદાજ કાઢતાં કહી શકાય કે એક રૂપિયામાં ૪૦ મણ ચોખા મળે.

શાઇસ્તખાનના અમલમાં, બંગાળામાં એક રૂપિયાના આઠ મણ ચોખા મળતા; હમણાં પચાસ સાઠ વરસ પહેલાં પણ રૂપિયાના બે મણ ચોખા તો મળતા જ હતા! એટલે બે હજાર વરસ પૂર્વે એક રૂપિયાના ૪૦ મણ ચોખા મળતા હોય તો તેમાં કાંઈ નવાઇ નથી! બલ્કે જમીન મેળવવાની સરળતા અને જમીનની ફળદ્રુપતાની બાબત ધ્યાનમાં લેતાં કદાચ તે વખતે એથી પણ વધારે સસ્તું અનાજ મળતું હોય તો તે અસંભવિત ન કહેવાય!

હવે તે કાળનાં માણસો અને ઇતર પ્રાણીઓનો—ખોરાકીખર્ચ કેવો હશે તેનો વિચાર કરીએ:—

'મનુસંહિતા'ના ૮મા અધ્યાયના ૩૯૨મા શ્લોકમાં લખેલું છે કે "જે મંગલકાર્યમાં વીસ બ્રાહ્મણો જમાડી શકાતા હોય—તે સ્થળે જો ગૃહસ્થ પોતાની પાડોશમાં રહેતા અગર સહજ પણ નજીકમાં રહેતા બ્રાહ્મણને છોડી બીજાને જમાડે તો તેનો એક માષ દંડ કરવો." વણનોતરેલા બ્રાહ્મણના સ્મૃતિપૂરણ તરીકે આ દંડ રાખેલો હતો. આથી એક બ્રાહ્મણના ભોજન અને દક્ષિણાનો ખર્ચ એક માષ ધારી શકાય. ભોજન અને દક્ષિણાની સરખી કીમત ગણીએ તો એક બ્રાહ્મણના ભોજનનો ખર્ચ અર્ધો માષ થાય.

'મનુસંહિતા'ની ગણત્રી પ્રમાણે ૧૬ માષનું એક પણ કે એક આનો થાય. આથી અર્ધા માષની કીમત એક પૈસાનો અષ્ટમાંશ ગણાય, છતાં ભોજનની વાડીમાં વિશિષ્ટરૂપે ભોજનની વ્યવસ્થા થતી. સામાન્ય ગૃહસ્થનો ખાધાખર્ચ એથી પણ ઓછો થતો તે આગળ જોઈશું. કોઈ દ્રવ્ય ખોવાઈ જતાં તે જે કોઈને જડે તે સરકારમાં જમા થતું. રાજા તે વસ્તુના માલિકની શોધ કરવા માટે ઢંઢેરો પિટાવીને સરકારી તિજોરીમાં રાખતો. એક વરસ-

મા જો વસ્તુનો માલિક તેનો દાવો કરતો આવે તો રાજા તે તેને પાછી આપતો અને તેની વસ્તુની સાચવણીના ખર્ચ પેટે તેની પાસેથી કંઈક લેતો એક વરસમા જો વસ્તુનો માલિક ન જ આવે તો તેની કીમતના ઊપજ્યા પૈસા રાજ્યની તિજોરીમા જમા થઈ જતા

યાજ્ઞવલ્ક્યે બીજા અધ્યાયના ૧૭૭ મા શ્લોકમા અમુક પશુની સાચવણી માટે રાજાને કેટલો દંડ વસૂલ મળતો તેનું વર્ણન કર્યું છે ઘોડાને માટે ૪ પણ અથવા ૪ આના, પાડો ઊંટ અને ગાય માટે બે આના, અને ઘેટાબકરા માટે એક પૈસો લેવામા આવતો માણસની સાચવણીના પાચ આના લેવાતા અર્થાત્ એક વરસ સાચવના માટે ઉપર જણાવેલા પ્રાણીઓનો એથી વધારે ખર્ચ થતો નહિ હોય । ખોરાકી ખર્ચ, રહેવાનો ખર્ચ અને રાજાનો નફો એ ત્રણે મળી ઉપર મુજબ ખર્ચ લાગતો એટલે આપણે ખોરાકી માટે ઉપર જણાવેલા પ્રમાણનો અર્ધો ભાગ લઈએ તો એક વરસમા ઘોડાના બે આના, ભેસ ઊંટ અને ગાયનો એક આનો, ઘેટાબકરાનો અર્ધો પૈસો અને માણસના દસ પૈસા ખાધાખર્ચ લાગે

આપણે અગાઉ જોયા મુજબ એક બ્રાહ્મણને ઘર આગળ જમાડવાનો ખર્ચ એક પૈસાનો અષ્ટમાશ થતો અર્થાત્ એ હિસાબે બે વાર જમતા એક વરસમા લગભગ દોઢ રૂપિયો થાય, પણ અહી આપણે જોઈએ છીએ કે એક માણસનો વાર્ષિક ખાધાખર્ચ દસ પૈસા થાય છે, પરંતુ તે મોટી ઉમરના માણસ માટે નહિ—એ પ્રમાણ નાના બાળકનું છે પુખ્ત માણસ એક બાળકથી બમણા કરતા કંઈક વધારે ખાઈ શકે, એટલે પુખ્ત વયના માણસનો વાર્ષિક ખોરાકીખર્ચ ૭ આના અગર માસિક બે પૈસા થાય મિષ્ટાન્ન ભોજનમા ચાવવાની, ચૂસવાની, ચાટવાની, પીવાની ઇત્યાદિ સાધારણ અનેક પ્રકારની વાનીઓ હોય છે, એટલે સાધારણ હમેશના ખોરાકીખર્ચ કરતા તેનો ખર્ચ ચાર ગણો હોય એ સ્વાભાવિક છે

જુદાજુદા પશુઓની કીમત નક્કી કરવા માટે એક ત્રીજો રસ્તો છે—અને તે સબધી અગાઉ એક ઠેકાણે ગણતરી કરેલી છે, છતા તે સબધે કાઈક વિશેષ વિચાર કરીએ

મનુ મહારાજે ખોવાયેલી ચીજ સાચવવા માટે રાજાને તે વસ્તુની કીમતનો $\frac{1}{6}$ ભાગ મળવા સબધી લખ્યુ છે પશુને સાચવવા માટે રાજાને કેટલોક ખર્ચ કરવો પડે છે, એટલે તે કામ માટે પોતાને થયેલો ખર્ચ વસૂલ કરવાને $\frac{1}{6}$ કરતા વધારે માગે એ સ્વાભાવિક છે અર્થાત્ પશુને સાચવવા માટે રાજાને મળતો ભાગ તેની કીમતનો $\frac{1}{8}$ લઇ શકાય

યાજ્ઞવલ્ક્યે એનુ પ્રમાણ આપ્યુ છે તેની સાથે આ બાબત મેળવતા નીચે લખેલી કીમતોનો અદાજ નીકળી શકે છે ઘોડાની કીમત ૧ રૂપિયો, ભેસ ઊંટ ગાય વગેરેની કીમત આઠ આના અને બકરા ઘેટાની કીમત ૧ આનો

અગાઉ ઠરાવેલી કીમત આને મળતી જ છે આમ ત્રણ રીતે એક જ કીમત નક્કી થતા આપણો સિદ્ધાત વિશ્વસનીય ઠરે છે

બીજા પદાર્થોથી કીમતના પણ કંઈક અર્વા આકડા મેળવી શકીએ નારદસ્મૃતિ પરથી માલમ પડે છે કે જે ચીજોની કીમત એક માપ કરતા ઓછી હોય એવી બધી ચીજો હરાઈ જતા તેની કીમતનો પાચગણો દંડ ચોર પાસેથી વસૂલ લેવો,—લાકડાનુ વાસણ, ઘાસ, માટીના વાસણ-સુપડુ, ચામડા, ચામડાની કોથળીઓ, આતરડા, હાડકા, શાકભાજી,

આદુ, ફળફળાદિ, દૂધના બનાવેલા પદાર્થો, ખાંડની વાનીઓ, મીઠું, તેલ, પકવાન્ન, કૃતાન્ન, માછલાં અને માંસ ઇત્યાદિ વસ્તુઓનો એમાં સમાવેશ થાય છે.

'મનુસંહિતા'માં ૩૨૬–૩૨૮ શ્લોકમાં જણાવ્યા પ્રમાણે નીચે લખેલી ચીજો પણ એ જ કોટિમાં આવે છે. ઊન વગેરેના દોરા, સૂતર, ધાણા, ગોળ, દહીં, દૂધ, છાસ, ઘાસ, ચામડાં વગેરે માટીનાં વાસણ, માછલાં, પક્ષી, તેલ, ઘી, માંસ, મધ, દારૂ, લાડુ અને પકવાન્ન, આથી આ બધી ચીજોની કીમત એક માષથી ઓછી હોય એમ લાગે છે. નિદાન પક્ષી, માટીનાં વાસણ વગેરે કેટલીક ચીજો બાદ જતાં તો એ બધી ચીજો એક સરખી જ કીમતની વાસ્તવિક જણાય છે. પરંતુ એક માષની કીમત કેટલી તે ચોક્કસ જાણ્યા વિના આ વિષયની માહિતી પૂરી નહિ ગણાય; એટલે તે બાબત જોઈએ.

ઉપલી વસ્તુઓ તરફ દૃષ્ટિપાત કરતાં માલૂમ પડે છે કે એ બધી ચીજો ગૃહસ્થાશ્રમીના રોજના ઉપયોગની છે. ચોર ચોરી કરવા કોઈના ઘરમાં પેસી ગમે તે એક જાતની વસ્તુ જે લઈ જઈ શકે તે સાધારણ રીતે એક માષ કરતાં ઓછી કીમતની જ હોય—એવા પ્રતિપાદિત સત્યના આધારે જ ઉપર્યુક્ત દંડની દીવાલ ચણાઈ હશે એમ લાગે છે. અર્થાત્ એક માણસે એકી વખતે એકઠી કરેલી એકેએક ખાધાખાઈની ચીજો સાધારણ રીતે એક માષની કીમત કરતાં વધારે ન જ થાય. એ બાબત હજી પણ વધુ સ્પષ્ટ થઈ શકશે. ધારો કે કોઈ ચોર કોઈ માણસના ઘરમાં ચોરી કરવા પેઠો. તેણે જોયું કે એક વાસણમાં ઘરનાં માણસો માટે ખાવાની રસોઈ કરેલી છે—તે એ બધી રસોઈ ઉપાડી નાસી જાય છે, હવે એક માણસના કુટુંબમાં ૮—૧૦ માણસ હોય એટલે આઠ દસ જણ માટે રાંધેલું એક ટાણાના અનાજની કીમત એક માષથી પણ ઓછી થાય, આપણે અગાઉ અનાજની જે કીમત ઠરાવી છે તેની સાથે આ અનુમાનની સરખામણી થાય છે. આપણે જોયું છે કે એક માણસનો ખોરાકી ખર્ચ માસિક બે પૈસા હતો. ૧૬ માષનો એક આનો થાય—અર્થાત્ એક માષ એક છિદામ અગર પાંચ કળા જેટલો થાય. એટલે એકજણનો એક દિવસનો ખાધા ખર્ચ $\frac{1}{3}$ કળા થાય. આર્ય સ્મૃતિઓમાં માલૂમ પડે છે કે પૂર્વે માત્ર બેવાર જ ખાવાની પ્રથા હતી. એટલે એકજણનો બે વારનો ખાધા ખર્ચ $\frac{1}{6}$ કળા થયો. આ હિસાબે લગભગ આઠ માણસને એકવાર ખાવાનો ખર્ચ એક માષ થાય. ખાવાને માટે પકવાન્નની સાથે બીજી પરચૂરણ વાનીઓ હોય છે એટલે આઠ જણાને એકવાર પકવાન્નનો ખર્ચ એક માષ કરતાં પણ ઓછો આવે. આમ બે જુદી જુદી રીતે આપણે એક જ સિદ્ધાંત પર આવ્યા છીએ, અર્થાત્ આપણે ચોક્કસ કરી શકીએ કે ૮—૧૦ માણસના એક કુટુંબ માટે તેલ, ઘી, માછલાં, માંસ વગેરે દરેક દ્રવ્યની વાનીઓનો એકટાણા ખાધાનો ખર્ચ એક માષ કરતાં ઓછો હતો. આ તથ્ય ઉપર આધાર રાખી આ બધી વસ્તુઓની કીમતનો આપણે નિર્ણય કરી શકીએ.

આવા એક કુટુંબનો રોજનો તેલનો ખર્ચ અર્ધો પોષા ગણી શકાય. આથી અર્ધો પોષા તેલની કીમત ૧ માષ સુધીની હોઈ શકે! અર્થાત્ એક શેર ઘીની કીમત એક આનો; માંસ એક પૈસાનું દસશેર, માછલાં પૈસાનાં ૫—૬ શેર, ગોળ પૈસાનો એકશેર, અને દૂધ પૈસાનું ૪—૫ શેર, ૮—૧૦ માણસના પૂરતાં દારૂ, લાડુ વગેરેની કીમત એક માષ ઇત્યાદિ.

યાજ્ઞવલ્કયના ર જા અધ્યાય—ર૪૧મા શ્લોક પરથી જણાય છે કે કોઈ ધોબી પોતાના ઘરાકનુ કપડુ ખોઈ નાખે અગર કોઈને વેચી મારે તો તે ધોબીનો દશ પણ અર્થાત્ દસ આના દડ થાય અહી વસ્તુના માલિકની નુકસાની ભરી આપવાની વાતનો જુદો ઉલ્લેખ કર્યો નથી તેથી સમજી શકાય છે કે રાજાને તેમ જ વસ્તુના માલિકને બનેને મળીને ભેગા આપવા માટે દસ આના દડ ઠરાવ્યો હશે, બનેને મળવાની રકમ પણ સરખે ભાગે ગણીએ—તો વસ્તુના માલિકને કપડાની કીમત તરીકે પાચ આના મળે અર્થાત્ એક કપડાની કીમત તે વખતે પાચ આના હતી બીજી વસ્તુઓની સાથે સરખાવતા પ્રાચીનકાળમા કપડાની કીમત વધારે હતી એમ કહી શકાય આજના વખતમા પાચ આના તદ્દન સાધારણ વાત છે પણ બે હજાર વર્ષ ઉપર તે સાધારણ ન હતી વર્તમાન યુગમા તો બહુવિધ યત્રોની શોધ થઈ છે, તેથી કપડા વણવાનુ કામ વધુ સહેલું અને સસ્તુ થઈ પડયુ છે'

પરતુ અગાઉના વખતમા એક વસ્ત્ર તૈયાર કરતા જે મહેનત અને સમય લાગતા તે હિસાબે કપડુ સસ્તુ આપવાનુ બની શકે એમ જ ન હતુ એટલા જ માટે પ્રાચીન પુરાણાદિ ગ્રથોમા માલૂમ પડે છે કે વસ્ત્ર મેળવવુ એ એક લોભનીય વ્યવસાય હતો હિદમા અગ્રેજોનો વેપાર સ્થપાયા પહેલા ઢાકાનુ મલમલ વગેરે બારીક કાપડ ઈટલી વગેરે પશ્ચિમના દેશોમા સોનાના વજને વેચાતુ ઉચ્ચકોટિની વૈજ્ઞાનિક પદ્ધતિની શોધ થઈ તે પહેલા કપડા કેવી રીતે વણાતા હતા તેનુ તો સહજ જ અનુમાન થઈ શકશે

છતા દરેક માણસ તે વખતે પોતપોતાના વર્ગને માટે જરૂર પડતા કપડા તૈયાર કરી લે તો, એટલે એ બાબતમા ખર્ચનો વધારો કોઈપણ રીતે અસહ્ય થઈ પડતો નહિ તે કાળમા ઘર નભાવવાનું બહુ સરળ હતુ કોઇ માણસ કોઈનુ ઘર, ઝૂપડી કે ખોરડુ બળાત્કારે ભાગી તોડી નાખે તો યાજ્ઞવલ્કય તે ગુનેગારને ૩૬ પણનો દડ દેવાની વ્યવસ્થા કરી હતી એ ૩૫ પણનો અર્ધ ભાગ રાજ્યને મળતો અને બાકીનો અર્ધભાગ ઘરની કીમતની નુકસાની તરીકે ઘરના માલિકને મળતો આથી એક ઘર કે ઝૂપડી બનાવતા માડાસત્તર આના અગર લગભગ એક રૂપિયો ખર્ચ થતો નદીપાર ઊતરવાનુ કામ તે કાળમા ઘણુ ભારે મહેનતનુ ગણાતુ, જેથી હોડી–ઉતારનો ખર્ચ બીજી બાબતોની સરખામણીમા વધારે હતો

'મનુસહિતા'મા નદીપાર ઊતરવાના નીચે મુજબ દર ઠરાવ્યા છે —એક ખાલી ગાડી પાર ઉતારવાનો ૧ પણ, અગર ૧ આનો, એક મરદને ઉતારવાના બે પૈસા, પશુ અને સ્ત્રીને ઉતારવાનો એક પૈસો અને હલકા વજનના છોકરાને ઉતારવાનો અર્ધોપૈસો ગરીબ ગરબાને નદીપાર ઊતરવુ હોય તો તેની પાસેથી તદ્દન નજીવુ ભાડુ લેવાતુ સગર્ભા સ્ત્રી, સાધુ, વાનપ્રસ્થ, બ્રહ્મચારી અને બ્રાહ્મણ વગેરેને ઉતારવા માટે કાઈ ભાડુ લેવાતુ નહિ ×

સાધારણ રીતે ખેતીવાડી તથા જગલમાથી નીપજતા પદાર્થો અને ખાદ્યસામગ્રી જેટલા સુલભ હતા એટલું શિલ્પકામ સુલભ ન હતુ, આનું એક કારણ તો એ કે તે કાળમા યાત્રિક કારખાનાની શોધ નહિ થયેલી—તે ઉપરાત એક બીજા કારણનો અત્રે ઉલ્લેખ કરવો જરૂરનો છે આધુનિક જમાનામા કામદાર, કારીગર, કુલી, મજૂર વગેરે

---

× આજે પણ કેટલાક નદી કાઠાના સ્થળે સામીપાર જવા માટે સાધુ કે બ્રાહ્મણ પાસેથી કાઇપણ ભાડુ નહિ લેવાની પ્રથા ચાલુ છે

મજૂરિયાત લોકોને તદ્દન ઓછી શારીરિક મહેનત દ્વારા મૂડીદારો વધારે મેળવવાનો પ્રયત્ન કરે છે; જ્યારે પ્રાચીન યુગમાં આવા મૂડીદારોની પદ્ધતિ પ્રચલિત ન હતી. કામદાર વર્ગ અને મજૂરોને ધનાઢ્ય મૂડીદારોના વધારે દ્રવ્યપ્રાપ્તિના લોભના ભોગ તે વખતે થવું પડતું નહતું. શિલ્પી, કારીગર, કુલી, મજૂર, શેઠ, નોકર વગેરે સર્વ જાતના કામદારોને યોગ્ય પગાર, ભથ્થું, મહેનતાણું આપવામાં આવતું. તેઓ મહેનતના વિનિમયથી પુષ્કળ મજૂરી મેળવી પોતપોતાના કુટુંબ પરિવાર સહિત સુખી અને સદાચારી જીવન ગુજારતા. તેઓ રાજા અને પ્રજા ઉભયના એક આવશ્યક અંગ તરીકે ગણાતા, અને તેના જ કારણે મહેનત મજૂરીથી મળતી ચીજો તથા શિલ્પકામ પ્રમાણમાં વધારે મોંઘા વેચાતાં.

તે કાળની જીવનપ્રથાની સરળતા વિશે બીજું એક દૃષ્ટાંત આપી આ લેખ સમાપ્ત કરીશું.

'શુક્રનીતિ'માં લશ્કરી ટુકડીઓ માટે નીચે મુજબ માસિક ૪૪૦૦ કર્ષ ખર્ચ ઠરાવ્યો છે. ૧૦૦ શસ્ત્રાસ્ત્રધારી સેના, ૩૦૦ બંદૂકધારી પાયદળ, ૮૦ ઘોડેસવાર, એક રથી, ૨ મોટી કમાન ચલાવનારા ગોલંદાજ, ૧૦ બળદ હાંકનારા, આ બધાં મળી બનેલા એક લશ્કરની ટુકડીનો માસિક ખર્ચ ૪૪૦૦ કર્ષ હતો.

**કર્ષ** અને **પણ** એ એક જ હતાં. પરંતુ 'શુક્રનીતિ'માં ગણેલી પણની કીમત ૮૦ કળા નહિ પણ ૧૫૦ કળા, અર્થાત્ સાડાસાત પૈસા; એટલે ૪૪૦૦ કર્ષ એટલે લગભગ ૫૧૬ રૂપિયા જેટલું થાય. આમ લગભગ ૫૯૦ સિપાઈનું લશ્કર, અને ઉપર્યુક્ત સંખ્યામાં ઘોડા, રથ વગેરે વાહનો સહિત લશ્કરનો માસિક ખર્ચ ૫૧૬ રૂપિયા જેટલો થતો. ઘોડા, ઊંટ વગેરેનો ખોરાકી ખર્ચ કેટલો હતો તે આપણે અગાઉ જોઈ ગયા છીએ. તે જ પ્રમાણે ઉપર્યુક્ત સંખ્યામાં ઘોડા, ઊંટ વગેરેનો માસિક ખર્ચ ૧૬ રૂ.થી ઘણો કમી થતો. આમ ગણતાં તેમના ખર્ચના ૧૬ રૂ. જુદા રાખીએ તો દરેક સિપાઇનો માથાદીઠ ખર્ચ એક રૂપિયો પડે. અર્થાત્ સિપાઈઓનો માસિક પગાર એક રૂપિયો હતો. એક રૂપિયામાં એક સિપાઈનો ઘરખર્ચ નભતો. દરેક ઘરમાં, ૮ થી ૧૦ માણસ ગણીએ તો એક રૂપિયામાં બધાનું ભરણપોષણ થતું. ખરેખર, જ્યાં ખાધાખર્ચ માથાદીઠ માત્ર બે પૈસા પડે ત્યાં એક રૂપિયામાં ૮–૧૦ માણસનું કુટુંબ સુખચેનથી રહી શકે એમાં શું આશ્ચર્ય ?

વર્તમાન સમયમાં આ બાબતો ઘણી તાજુબી ભરેલી લાગે એ સંભવિત છે, પરંતુ એક સમયે આ સત્ય હકીકત હતી; તેમ છતાં તે કાળમાં દુષ્કાળ કે ગરીબાઈ હતાં જ નહિ એમ કાંઈ ન હતું. દૂધના અભાવે અશ્વત્થામાને માએ ચોખાનું ઓસામણ આપ્યાનો પ્રસંગ અને વિશ્વામિત્રે ચાંડાલના ઘરમાં કૂતરાનું માંસ ભક્ષણ કર્યાનો પ્રસંગ એ તેનાં પ્રત્યક્ષ પ્રમાણ છે! અલબત્ત તે વખતે દુષ્કાળ અને ગરીબાઇ બહુ જવલ્લે જ જણાતાં અને તે અમુક સ્થળ પૂરતાં જ રહેતાં એમાં શંકા નથી!

'મનુસંહિતા'ના ૮ મા અધ્યાયના ૧૫૧ મા શ્લોકમાં આ સંબંધી પ્રમાણ મળી આવે છે. શ્લોકનો ભાવાર્થ એવો છે કે "જો મહિને મહિને દ્રવ્યનું વ્યાજ ન આપવામાં આવે તો વ્યાજ એવડું થાય, અને તે એવડું જ મળે તેથી વધારે ન મળે. અનાજ, ખેતીદ્વારા થતાં ફળફળાદિ અને ઊન વગેરેનું વ્યાજ પાંચગણું લઈ શકાય—પણ તેથી વધારે નહિ."

ખાસ વિચારપૂર્વક જોઈશું તો આનાથી આપણને સરસ પ્રમાણ મળી રહેશે એક દાખલો લઈએ ધારો કે ૪૦૦ મણ અનાજની કીમત ૫ રૂપિયા છે (પ્રાચીન કાળની ગણત્રી મુજબ), પાંચ રૂપિયાનું વ્યાજ ગણતાં વ્યાજમુદ્દલ મળીને ૧૦ રૂપિયા કરતાં વધારે લઈ શકાય નહિ, પરંતુ ૪૦૦ મણ અનાજ વધારે ભાવે ૨૦૦૦ મણ થઈ શકે અને ઉપર્યુક્ત ધોરણ મુજબ એ ૨૦૦૦ મણ અનાજની કીમત ૨૫ રૂપિયા થઈ આ પ્રમાણે વિષમતા આવવાના કારણની કલ્પના સહજ જ આવી શકશે, દેશમાં પાક પુષ્કળ થતો. એટલે કોઈ માણસ દેવાદાર હોવા છતાં તેના ખેતરમાં પાકેલા મોલનો દેવું ચુકાવવામાં ઉપયોગ કરતાં પણ તેને ત્રાસ વેઠવો નહિ પડે, પરંતુ પાકના બદલામાં પૈસા આપવા એ સાધારણ વાત ન હતી। મોલ વેચી રૂપિયા મેળવવાનો માર્ગ સરળ ન હતો મોલ ખરીદે કોણ? બધાના ઘરમાં ભરપટ્ટ અનાજનો મોલ પડ્યો હોય। કોઈને તેની જરૂર ન હોય, અને જે દ્રવ્ય ઉપયોગનું ન હોય તેનું વેચાણ સહેલાઈથી ન જ થઈ શકે આથી અર્થમૂલક વૃદ્ધિ કરતાં ધાન્યમૂલક વૃદ્ધિ વધારે પ્રમાણમાં રાખવાના કારણ ઉપરથી જ સ્પષ્ટ સમજાય છે કે તે વખતે કોઈને પણ અનાજના પાકની ખોટ ન હતી દેશની અનાજ નિકાસ કેવી રીતે થાય એ બાબતમાં કોઈ રીતે નિર્ણય કરવાને સ્થાન જ ન હતું

આખરે 'મનુસંહિતા'માંથી ઉતારેલા શ્લોકને જ માર્ગદર્શક ગણતાં આપણે ચોક્કસ કહી શકીએ કે ઉત્પાદનના અભાવે હિંદીઓને તે વખતે વલખાં મારવાં પડતાં નહતાં પરદેશમાં નિકાસ કરી અમુક ગણ્યાગાંઠ્યા માણસો વિલાસ ભોગવવાનું એનાથી કદાચ સરળ નહતું, પરંતુ દેશનો પાક દેશમાં જ રહી સર્વત્ર વહેંચાઈ જતો, દરેક માણસને અન્ન પાણીની કદી ખોટ પડતી નહિ।

# બુદ્ધિપ્રકાશ : પરિશિષ્ટ–અ

## દી. બ. કૃષ્ણલાલ મો. ઝવેરીને અભિનંદન

ગૂજરાતી અને ફારસી સાહિત્યના જાણીતા વિદ્વાન દી. બ. કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરીના ૭૫ મા વર્ષમાં પ્રવેશને અભિનંદન આપવા ગૂજરાત વર્નાક્યુલર સોસાયટી, ગૂજ. સાહિત્ય સભા, અમદાવાદ એજ્યુકેશન સોસાયટી, અને ભારત કલામંડળના આશ્રયે એક સભા તા. ૨૦–૭–૪૩ ના રોજ સાંઝના ૬ વાગ્યે સર ચીનુભાઈ માધવલાલ બીજા બેરોનેટના પ્રમુખપદે મળી હતી. શરૂઆતમાં બહારગામથી આવેલા સંદેશા પ્રો. અતિસુખશંકર ક. ત્રિવેદી (વડોદરા) અને શ્રી. કનૈયાલાલ ભા. દવે (પાટણ)ના વાંચી સંભળાવવામાં આવ્યા હતા.

### લેડી વિદ્યાબહેન નીલકંઠ

લેડી વિદ્યાબહેને જણાવ્યું હતું કે અમદાવાદની અનેક સંસ્થાઓ સાથે દી. બ. ઝવેરીને સંબંધ છે. ગૂજરાત વર્નાક્યુલર સોસાયટીના ઉચ્ચ અભ્યાસ અને સંશોધન વિભાગની ઉપસમિતિના તેઓશ્રી સલાહકાર છે અને ગૂજરાત સાહિત્ય સભાના તો તેઓ માનાર્હ સભ્ય છે. તેમનું વતન ભરૂચ અને નિવાસસ્થાન મુંબઈ છતાં તેમને અમદાવાદ સાથે શરૂથી જ ગાઢ સંબંધ છે. તેમણે ઘણી આનાકાની પછી આ અભિનંદન સ્વીકારવાનું કબૂલ કર્યું. આપણે આપણી ફરજમાંથી ચૂકિયે તો કૃતઘ્નતા ગણાય. એઓએ આ અભિનંદન સ્વીકારવાનું સૌજન્ય બતાવી આપણને ગૌરવાન્વિત કર્યાં છે. તેઓ તંદુરસ્તી સાથે દીર્ઘઆયુ ભોગવી ગૂજરાતની અનેકવિધ સેવા કરતા રહો તેવી પ્રભુ પાસે પ્રાર્થના.

### પ્રો. રામનારાયણ પાઠક

પ્રો. પાઠકે બોલતાં જણવ્યું હતું કે દી. બ. ઝવેરીએ ગૂજરાતી ભાષાની જે વિશિષ્ટતાથી સેવા કરી છે, તેને જોતાં આપણે વધુ આનંદિત બનિયે છિયે. આપણે ત્યાંના વિદ્વાનોમાં ગૂજરાતી સાહિત્યને બીજા પ્રાંતોમાં અને યુરોપમાં જાહેર કરવાનો તરિકો દી. બ. ઝવેરીએ અજમાવ્યો છે. "મોર્ડર્ન રિવ્યુ"માં ઘણાં વર્ષોથી તેઓશ્રી ગૂજરાતી પુસ્તકોનાં અવલોકનો લખે છે. એ રીતે ગૂજરાતી સાહિત્યનો સંપર્ક બીજી ભાષાવાળાઓને પણ સુલભ બનાવી દીધો છે. જેમ અર્વાચીન વિકસતા વાઙ્મયની એમણે સેવા કરી છે, તેવી જૂના સાહિત્યની પણ કરી છે. Milestones અને Further Milestones એ ગ્રંથો અંગ્રેજી ભાષામાં એમણે રચ્યા છે.

તેઓએ પોતા ઉપર થતી ટીકાઓની કદી પરવા કરી નથી. પૂરા સમભાવે સ્થિરચિત્તે પોતાની સેવા તેઓ અવિરત બજાવતા આવ્યા છે. આવી સમભાવથી કામ લેવાની પ્રકૃતિ આપણને આપણે ત્યાં ઘણા થોડા વિદ્વાનોમાં જોવા મળે છે.

ગૂજરાતી સાહિત્યપરિષદની તેમની નેતાગીરી પણ આદર પાત્ર છે. મુંબઈની ફાર્બસ ગૂજરાતી સભાના તેઓશ્રી પ્રમુખ છે. અને તેને ઊંચે લાવવામાં તેમનો અસાધારણ ફાળો છે. એ જ રીતે ભારતીય વિદ્યાભવન અને ગૂજરાત રિસર્ચ સોસાયટી તેઓની દોરવણીનો લાભ લે છે.

### મૌ. અબુઝફર નદવી

પ્રો. નદવીએ જણાવ્યું હતું કે અંગ્રેજી, ફારસી અને ઉર્દૂભાષાના ઊંડા જ્ઞાનનો દી. બ. ઝવેરીએ લાભ આપી ગૂજરાતના ઇતિહાસનાં સાધનોનો વ્યવસ્થિત અભ્યાસ કરવાની

જે દોરવણી આપી છે એ ખરેખર એમને માટે સૌને માન ઉપજાવે તેવી વાત છે. મહાકવિ ગાલીબના શબ્દો કરતાં વધારે સારી નવાજેશ આ ખુશ પ્રસંગે ભાગ્યે જ કરી શકાય

તુમ સલામત રહો હજાર બરસ,
હર બરસકે હોં દિન પચાસ હજાર

### ડૉ. હરિપ્રસાદ પ્ર. દેસાઈ

ડૉ હરિપ્રસાદ દેસાઈએ કહ્યું હતું કે—આપણે ત્યાની પહેલી "ગામનો ગોર અને પાધરનુ તીરથ" એ કહેવત મને યાદ આવે છે દી બ. કૃષ્ણલાલભાઈનું મહત્ત્વ હું પહેલા નહોતો સમજતો, પણ જેલમા ગયા પછી અન્ય પ્રાંતોના વિદ્વાનો પાસેથી દી બ ઝવેરીની તારીફ સાભળી ત્યારે જ તેનો મને ખ્યાલ આવ્યો ગૂજરાતી સાહિત્યથી પરિચિત થવાનો બીજા વિદ્વાનો પ્રયત્ન કરે છે, ત્યારે તેમને સંતોષ આપનારાં પુસ્તકો તે દી બ ઝવેરીના Milestones અને Further Milestones to the Gujarati Literature, Present state of Gujarati Literature અને Development of Gujarati Literatureના પુસ્તકો છે એના દ્વારા એ વિદ્વાનો ગૂજરાતી ભાષાના હાર્દને સમજી શકે છે. આ સર્વમા એમનો સમભાવ તરી આવે છે આપણુ સદ્‌ભાગ્ય છે કે એવા એક વિદ્વાનને માન આપવાનો આપણને સુયોગ મળ્યો છે એઓ તંદુરસ્તી ને દીર્ઘાયુ પ્રાપ્ત કરી ઉત્તરોત્તર ગૂજરાતી ભાષાની અનેકવિધ સેવા કરો તેવી પ્રભુ પાસે પ્રાર્થના

### પં. કેશવરામ શાસ્ત્રી

શ્રી શાસ્ત્રીએ દી. બ ઝવેરીએ જૂની ગૂજરાતી ભાષાના અભ્યાસને માટે જે દોરવણી આપી છે, તેનો પ્રધાનપણે ઉલ્લેખ કરતા જણાવ્યુ હતું કે ગૂજરાતી ભાષાને કાંઈ જૂનું સાહિત્ય છે, તેવો સબળ રીતે સાચો પરિચય મળ્યો હોય તો તે દી. બ ઝવેરીના ગ્રંથોથી એ રાજમાર્ગ ઉપર રહીને આજે ગૂજરાતના યુવાન સંશોધકોને કાંઈક કરી શકવાની સુવિધા મળી છે ગૂજરાતી ભાષાને ૧૪ મા શતકથી સાહિત્ય હતુ તેના બતાવનાર તેઓશ્રી છે. ઇતિહાસના વિષયમા પણ તેઓનું માર્ગદર્શન પ્રધાન છે મિરાતે એહમદીનો અનુવાદ અને નાથદ્વારાના પાદશાહી ફરમાનોનુ વિવરણ પ્રસિદ્ધ કરી એ દિશામા કરવાનો માર્ગ એમણે ઉઘાડી આપ્યો છે આજે ૭૫ વર્ષે પણ એક યુવાનને લજાવે તેવી શક્તિ અને બુદ્ધિથી તેઓ ગૂજરાતી સાહિત્યની અને સાહિત્ય સંસ્થાઓ તેમ જ કેળવણી સંસ્થાઓને માર્ગદર્શન આપતા રહ્યા છે આવા વિદ્વાનથી ગૂજરાત ખરેખર ગૌરવાન્વિત છે

### પ્રમુખનું વક્તવ્ય

પ્રમુખ સર ગિરિજાશંકર ચીનુભાઈ બેરોનેટે પ્રમુખ સ્થાનેથી દી બ કૃષ્ણલાલ મો ઝવેરીની અનેકવિધ સેવાઓનો ટૂંકામા પરિચય આપી સભા તરફથી એઓશ્રીના તંદુરસ્તી સાથેના દીર્ઘ જીવનની પ્રભુ પાસે પ્રાર્થના કરી હતી

### દી બ. નો જવાબ

દી. બ ઝવેરીએ જવાબ વાળતા અમદાવાદના જૂના સંસ્મરણો, સ્વ રમણભાઈ નીલકંઠની મૈત્રી વગેરે વિસ્તારથી કહી બતાવ્યા હતા, અને અમદાવાદે આજે જે અભિનંદન આપ્યુ છે તેનો આભાર માન્યો હતો

એ પછી હારતોરા થયે સભા બરખાસ્ત થઇ હતી

# સમાલોચના

: ૧ :

**Vasant-Vilas,** an old Gujarati phagu : Edited and published by Prof. Kantilal B. Vyas, M. A., Elphinstone College, Bombay, 1942. Price Rs. 2-8-0, PP. Lxxvi + 90.

'વસન્તવિલાસ' એ પ્રાચીન ગૂજરાતી કાવ્યસાહિત્યનું એક અણમોલ રત્ન છે. એ કાવ્યને પ્રથમ વાર બહાર લાવવાનું માન સદ્‌ગત દી. બા. કેશવલાલ ધ્રુવને ઘટે છે. સદ્‌ગતના હાથે એનાં ત્રણ સંસ્કરણો થયાં છે. પહેલું ઘણાં વર્ષો પૂર્વે 'ગૂજરાત શાળાપત્ર'માં, બીજું 'હાજીમહમ્મદ સ્મારક ગ્રન્થ'માં અને ત્રીજું 'પંદરમા શતકનાં પ્રાચીન ગુર્જર કાવ્ય'માં. પરન્તુ સદ્‌ગતની કલ્પનાશીલ સંપાદનપદ્ધતિને કારણે આમાંના કોઇ સંસ્કરણમાં મૂળ હાથપ્રતના યથાવત્ પાઠો આપણને મળ્યા નથી. આથી જૂની ગૂજરાતીના શાસ્ત્રીય અભ્યાસની દૃષ્ટિએ હાથપ્રતોને સંપૂર્ણ રીતે વફાદાર એવી આ કાવ્યની એક આવૃત્તિ તૈયાર થાય એ જરૂરી હતું. એ જરૂરિયાત પ્રો. કાન્તિલાલ વ્યાસે પૂરી પાડી છે તે માટે તેમને અભિનંદન ઘટે છે.

સદ્‌ગત કેશવલાલભાઈ પાસે 'વસન્તવિલાસ'ની જે સચિત્ર હાથપત્ર હતી તે તો આપણા દુર્ભાગ્યે અમેરિકા ચાલી ગઈ છે; એટલે એ પ્રતનો ઉપયોગ પ્રો. વ્યાસ કરી શકયા નથી. તેમણે આ કાવ્યની વાચના ભાંડારકર ઇન્સ્ટિટયૂટમાંની બે હાથપ્રતો ઉપરથી તૈયાર કરી છે. એમાંની એક (A) નો પાઠ તેમણે મુખ્ય પાઠ તરીકે સ્વીકાર્યો છે અને બીજી (B) નો પાઠ નીચે પાદટિપ્પણમાં નોંધ્યો છે. કાવ્ય છપાઇ ગયા બાદ પાટણમાંથી મળેલી એક જૂની અને વિશ્વાસપાત્ર હાથપ્રત (C) ના પાઠ તેમણે પરિશિષ્ટમાં નોંધ્યા છે. અર્થનિર્ણયની દૃષ્ટિએ આ ત્રીજી પ્રતના પાઠ ઘણી વાર ખૂબ મદદગાર થઈ પડે છે.* મૂળ હાથપ્રતોના પાઠો જરા સરખીયે ઘાલમેલ સિવાય આ સંપાદનમાં રજૂ થયા છે, અને તેથી 'વસન્તવિલાસ'ના સ્વતંત્ર પરિશીલન માટે જોઈતી સામગ્રી આમાંથી મળી જાય છે, એ માટે જૂની ગૂજરાતીના અભ્યાસીઓએ પ્રો. વ્યાસનો ખરેખર ઉપકાર માનવો જોઈએ.

૭૬ પાનાંની વિસ્તૃત અંગ્રેજી પ્રસ્તાવનામાં પ્રો. વ્યાસે આ કાવ્યને લગતા તમામ પ્રશ્નોની સારી ચર્ચા કરી છે. સદ્‌ગત કેશવલાલભાઈનું 'વસન્તવિલાસ'નું સંપાદન તથા તેમાં રહેલી ત્રુટિઓ, પ્રો. વ્યાસની પોતાની આવૃત્તિ માટેની હાથપ્રતોનો પરિચય, પાઠ તથા ટિપ્પણો તૈયાર કરવામાં સ્વીકારેલી પદ્ધતિ, 'વસન્તવિલાસ'નો અનામી કર્તા જૈન હશે કે જૈનેતર એ વિશેની ચર્ચા, કાવ્યનો રચનાકાળ, ફાગુનો સાહિત્યપ્રકાર તથા જૂનાં ફાગુ–કાવ્યોની 'વસન્તવિલાસ' ઉપર થયેલી અસર વગેરે પ્રશ્નાની ચર્ચા કરી તેમણે મૂળ

---

* આ ઉપરાંત અન્ય ત્રણ હાથપ્રતો શ્રી. મધુસૂદન મોદીને મળી છે, જેમાંની એકમાં કેટલીક ગૂજરાતી કડીઓ તથા સંસ્કૃત શ્લોકો પણ અન્ય ઉપલબ્ધ પ્રતોથી ભિન્ન છે. આ હાથપ્રતોની મદદથી શ્રી. મોદીએ 'વસન્તવિલાસ'નું સંપાદન પ્રો. વ્યાસનું સંપાદન બહાર પડયું તે પહેલાં કરેલું છે, જે હજી અપ્રસિદ્ધ છે.

કાવ્યનો સાર આપ્યો છે તથા એના રસ, અલંકાર અને છંદોબંધ વિગે પણ વિવરણ કર્યું છે ઉપયોગમા લીધેલી હાથપ્રતોની લિપિ વિશે સંપાદકે નોંધ લખી છે તથા અર્વાચીન દેવનાગરીથી એ હાથપ્રતોની લિપિનો ભેદ દર્શાવનારો એક કોઠો પણ છાપ્યો છે અંતમા, 'વસન્તવિલાસ'ની ભાષાની વ્યાકરણપ્રક્રિયા તથા બંધારણ વિશે વિસ્તારથી માહિતી આપી છે કાવ્યને અંતે ભાષાશાસ્ત્રીય તથા અર્થદ્યોતક ટિપ્પણો આપ્યા છે છેલ્લા પરિશિષ્ટમા આપેલી શબ્દસૂચિથી પણ કાવ્યના અભ્યાસમા સરળતા થાય છે

સદ્ગત કેશવલાલભાઈએ 'વસન્તવિલાસ'ના રાગી કર્તાને વૈદિક માન્યો હતો શ્રી કેશવરામ શાસ્ત્રીએ તેમના 'કવિચરિત' ભાગ ૧ મા 'વસન્તવિલાસકાર' એ શીર્ષક નીચેના લેખમા અકાટ્ય પ્રમાણોથી આ વસ્તુ સિદ્ધ કરી બતાવી છે પ્રો વ્યાસ પણ કેટલાક નવા પ્રમાણો ઉમેરીને આ જ નિર્ણય ઉપર આવ્યા છે 'વસન્તવિલાસ'ની સદ્ગત કેશવલાલભાઇની સચિત્ર હાથપ્રત સં ૧૫૦૮ મા લખાયેલી છે, એટલે કાવ્યનો રચનાકાળ એ પહેલાનો તો છે જ 'વસન્તવિલાસ'ના ભાષાસ્વરૂપ ઉપરથી તેનો રચનાકાળ સં ૧૪૦૦–૧૪૨૫ હોવાનુ અનુમાન પ્રો વ્યાસ કરે છે, તે ઉચિત છે જો કે આપણી પાસેની હાથપ્રતો વિક્રમના સત્તરમા સૈકાથી જૂની નથી, એ જોતા આ કાવ્યને 'મુગ્ધાવબોધ ઔક્તિક' (સં ૧૪૫૦) નુ સમકાલીન એટલે કે વિક્રમની પંદરમી શતાબ્દીનુ ગણીએ તો કંઈ ખોટુ નથી

'ફાગુ' શબ્દની વ્યુત્પત્તિ પ્રો ડોલરરાય માંકડે 'ગૂજરાત સંશોધન મંડળના ત્રૈમાસિક' (પુ ૫, અંક ૩)મા જણાવ્યુ છે તેમ फल्गु (વસન્ત)>फग्गु>फागु એ રીતે સિદ્ધ થઈ શકે તેમ છે મૂળે વસન્ત ઋતુમા ગવાતો આ સાહિત્યપ્રકાર હોવો જોઈએ 'વસન્તવિલાસ' પૂર્વેના ફાગુકાવ્યોમા મળતા फागु रमेवउ (જિનપદ્મસૂરિકૃત 'સ્થૂલિભદ્ર ફાગ, સં ૧૩૯૦) તથા फागु रमीजइ (રાજશેખરસૂરિકૃત 'નેમિનાથ ફાગ', સં ૧૪૦૫) જેવા પ્રયોગો સૂચવે છે કે ફાગ એ સંસ્કૃત નૃત્યકાવ્ય કે ગેય રૂપકને કંઈક મળતો પ્રાચીન ગૂજરાતી સાહિત્યપ્રકાર હશે 'સ્થૂલિભદ્ર ફાગ' ની खेला नाचइ चैत्रमासि रंगिहिं गावेवउ એ અંતિમ પંક્તિમા તો જાહેરમા ગવાતા ફાગનો જ સ્પષ્ટ નિર્દેશ છે આ સાહિત્યપ્રકાર જાહેરમા ગવાતો ક્યારથી બંધ થયો એ નક્કી કરવાના ચોક્કસ પ્રમાણો નથી, પણ 'વસંતવિલાસ' તથા તે પછી ખાસ કરીને જૈન કવિઓના હાથે લખાયેલા કુડીબંધ કાવ્યો જાહેરમા ગવાતા હતા એમ માનવાનુ કોઇ પ્રમાણ નથી (મારવાડમા તેમ જ કાઠિયાવાડમા હોળીના દિવસોમા 'ફાગ' બોલાય છે પણ અહીં જે 'ફાગુ'ના સાહિત્યપ્રકારની ચર્ચા આપણે કરીએ છીએ તેની સાથેનો એનો સંબંધ દૂરતમ છે)'નેમિનાથ ફાગુ', 'સ્થૂલિભદ્ર ફાગુ' વગેરે જૂના ફાગુઓનો પદ્યબંધ એક કડી દુહાની અને એક કડી રોળાની એ પ્રકારનો છે, જ્યારે પછીના ફાગુઓમા સર્વસાધારણ છંદ અંતર્યમકવાળો દુહો જ છે, જેનુ સૌથી જૂનુ ઉદાહરણ કદાચ અનામી જૈન કવિનો 'જંબુસ્વામી ફાગ' (સં ૧૪૩૦) છે પછીના કાળમા તો આ અંતર્યમકવાળો દુહો ફાગુમા એટલો રૂઢ થઈ ગયેલો કે કેટલાક રાસા-પ્રબન્ધોની હાથપ્રતોમા અંતર્યમકવાળો દુહો પદ્યરચનામા પ્રયોજાયેલો હોય તેના ઉપર દેશી फागनी એવો નિર્દેશ કરેલો જોવામા આવે છે

મૂળ કાવ્યના જુદી જુદી પ્રતોના પાઠાન્તરો નોંધવામા તથા ભાષાશાસ્ત્રીય અને અર્થ-

દ્યોતક ટિપ્પણો આપવામાં સંપાદકે ભારે શ્રમ લીધો છે. એમાં તેમને ઘણે અંશે સફળતા પણ મળી છે. પરન્તુ કેટલેક સ્થળે મૂળ હાથપ્રતો વાંચવામાં અથવા તેમાંનાં વાક્યોના અન્વય કે પદચ્છેદ કરવામાં કંઇક સમજફેર થવાથી અથવા કોઇ વાર સદ્‌ગત કેશવલાલભાઈએ 'હાજીમહમ્મદ સ્મારક ગ્રંથ'માં આ કાવ્ય ઉપર આપેલાં ટિપ્પણોથી દોરાઈ જવાથી અન્યથા અર્થો થવા પામ્યા છે. 'વસન્તવિલાસ' કાવ્ય બી. એ. તથા એમ. એ.ના ગૂજરાતીના અભ્યાસક્રમમાં યુનિવર્સિટીએ નિયત કરેલું છે; એટલે આ સંપાદનની એક નાનકડી અનુપૂર્તિ આપવાના હેતુથી કેટલાંક મહત્ત્વનાં ચિન્ત્ય સ્થાનો પ્રત્યે ધ્યાન દોરું છું.

(૧) ૮મી કડીમાં तलीया तोरण सुंदर चंदरवाल विशाल એ પંક્તિના चंदरवाल શબ્દનો અર્થ ટીકામાં canopies in which designs of the moon and the stars are shown એવો આપ્યો છે, તે વાસ્તવિક નથી. 'ચંદરવા'ના અર્થમાં चंदरवाल શબ્દ જૂની ગૂજરાતીમાં અજાણ્યો છે. પાટણવાળી પ્રત જે પ્રો. વ્યાસને પાછળથી મુનિશ્રી જિનવિજયજી મારફત મળેલી તેમાં वंदरवाल પાઠ છે તે શુદ્ધ છે. ૮ મી કડી પછીના સંસ્કૃત શ્લોકમાં* પણ दीर्घा वन्दनमालिका विरचिता એ પંક્તિનો वन्दमालिका શબ્દ બતાવે છે કે वंदरवालनो અર્થ 'આસોપાલવનું તોરણ' છે. પ્રાચીન ગૂજરાતી સાહિત્યમાં આ શબ્દ અનેક સ્થળે વપરાયેલો છે—तोरण **वंदुरवाली** बारिसाषि जिणभुवणि ('સપ્તક્ષેત્રી રાસ', કડી ૪૬); तोरण **वंदुरवाल** कलस धयवड लहलहए (રાજશેખરસૂરિકૃત 'નેમિનાથ ફાગ', કડી ૬); तोरण धवलगृह भूमिगृह भांडागार...**वंदरवाल** पंचवर्ण पताका दीपइ ('પૃથ્વીચંદ્રચરિત્ર', પ્રા. ગૂ. કા. સં., પૃ. ૯૮).

(૨) ૧૨મી કડીમાં चंदन भरइ कचोलीय चोलीय मंडनरेसिनो અર્થ ટિપ્પણમાં (The fair women) fill their kacholis with sandal paste for beautifying their bodies આપ્યો છે. પરન્તુ ચોળી ઉપર ચંદન ચોપડવાની પ્રથા ક્યારે હતી? "(સ્ત્રીઓ) ચંદનનાં કચોળાં ભરે છે, અને પ્રસાધન અર્થે (मंडन रेसि) પોતાના શરીર પર ચોળે છે (चोलिय)" એવો અર્થ કરવો યોગ્ય છે. चोलियમાં દીર્ઘ ईને સ્થાને હ્રસ્વ इ કરવાનું છંદની દૃષ્ટિએ પણ જરૂરી છે.

(૩) ૧૪ કડીમાં वासभुवनि तहिं विहसइं जलसय अलीअल आण એ પંક્તિના અર્થ માટે પ્રો. વ્યાસે અનેક વિકલ્પો સૂચવ્યા છે. "(તે વનમાં) ઘરને સ્થાને કમળ (સં. जलशय) છે અને ત્યાં અલિકુલની આણ વર્તે છે" એ અર્થ જ બંધ બેસી શકે એમ મને લાગે છે.

(૪) ૧૮મી કડીમાં, કામદેવ પોતાની રતિ અને પ્રીતિ નામની બે પત્નીએ સાથે વનવિહાર કરે છે, ત્યાં પ્રો. વ્યાસે श्रीनंदननो અર્થ heavenly residence કર્યો છે. તેથી બરાબર અર્થ બેસાડી શકાયો નથી. श्रीनंदननो અર્થ 'શ્રીનો પુત્ર'–'કામદેવ' લઈએ

* પ્રો. વ્યાસે, સદ્‌ગત કેશવલાલભાઈએ કર્યું છે તેમ, મૂળ કાવ્યની ગૂજરાતી કડીઓની સાથોસાથ આવતા સંસ્કૃત શ્લોકોને જુદા પાડી છેવટે પરિશિષ્ટમાં સ્થાન આપ્યું છે, તેને બદલે હાથપ્રતોમાં છે તેમ ગૂજરાતી પદ્યોની સાથે જ છાપ્યા હોત તો કૃતિની સળંગસૂત્રતાની દૃષ્ટિએ ઉચિત થાત તેમ જ 'વસંતવિલાસ'નાં ગૂજરાતી પદ્યો ઉપર થયેલી સંસ્કૃતની અસર તપાસવામાં પણ વધારે સરળતા પડત.

એટલે અર્થ સરલ થઈ જાય છે અહીં સન્દર્ભની દૃષ્ટિએ A પ્રતના વિરચઇ પાઠને સ્થાને C નો વિલ્સઇ પાઠ ખૂબ સમુચિત છે

(૫) ૨૮મી કડીમા कामतणु करि आइसि आइसि पाडए सादु એ પંક્તિમા બીજાચરણના आइसि શબ્દને પ્રો. વ્યાસ સં. आदेशिन्=અભિતાપી, પ્રણયી (?) ઉપરથી વ્યુત્પન્ન કરી અર્થ બેસાડવા પ્રયત્ન કરે છે, તે યોગ્ય નથી आ તથા इसि એ જુદા શબ્દો જ છે, એમ સ્વીકારીએ એટલે "કામદેવનો આદેશ (आइसि) કર એમ આ પ્રમાણે (आ इसि C નો પાઠ आ–इसु) કોયલ સાદ પાડે છે," એવો સુસબદ્ધ અર્થ નીકળે

(૬) ૨૪ કડીમા मोह रचउ मग मारि એ ચરણમા આવી ગરબડ થઈ છે मोह रचउ म गमारि એમ શબ્દ છૂટા પાડી વાચતા "હે ગમાર લોકો, મોહ કરશો નહિ" એવો અર્થ સ્પષ્ટ થાય છે

(૭) ૨૫મી કડીમા પણ હાથપ્રતના પાઠનો પદચ્છેદ કરવામાં ભૂલ થઈ છે नाहु निठी छिमगामटि सामटि मइलु अजाणि એ પ્રમાણે પંક્તિ છપાઈ છે તથા તેનો The husband is away in a boarder village, he is as if dead for all purposes એવો કલ્પનાજનિત અર્થ કરવામા આવ્યો છે એ જ પંક્તિના પૂર્વાર્ધનો नाहु निठीछि म गामटि ("હે ગ્રામ્ય સ્ત્રી, નાથની નિર્ભર્ત્સના કરીશ નહિ") એ પ્રમાણે પદચ્છેદ કરીએ એટલે ઉત્તરાર્ધ सामटि मइलु अजाणिનો "હે અજ્ઞાન સ્ત્રી, તારો ક્રોધ-મેલ (मइलु) સમેટી લે" એવો અર્થ સ્પષ્ટ રીતે નીકળે છે

(૮) सयरि सिंगारु अगारु (કડી ૪૦), स्या कर सयरि सतापु (કડી ૪૨), खाखल स्या अम्ह सयर (કડી ૪૩) તથા लावनसयरि (કડી ૫૪)મા सयरનો અર્થ 'સખિ, સહિયર' કરવામા આવ્યો છે તે વાસ્તવિક નથી એ સર્વ સ્થળે 'શરીર' અર્થ જ બેસે સસ્કૃતના રનો લોપ થતા જૂ.ગૂ.મા જેમ करीर>कइर તથા परिमल>पीमल થાય છે તેમ शरीर>सइर>सयर પણ થાય છે પ્રાચીન ગૂજરાતી સાહિત્યમા 'શરીર'ના અર્થમા सइर તથા सयर શબ્દો નિ:શકપણે પ્રયોજાયેલા મળે છે જુઓ—मज्जन करती मानिनी तेल संचारइ **सइरि** (ગણપતિકૃત 'માધવાનલકામકદલા પ્રબધ', અગ ૪, કડી ૨૯), समय घणउ श्रम–श्रात थ्यां, **सयरि** विछूटी स्वेद (એ જ, અગ ૫, કડી ૧૨૩), मेद मास मज्जा दहइ, धूज विछूटइ **शइरि** (એ જ, અગ ૬, કડી ૨૦૪) 'માધવાનલકામકદલા પ્રબધ'મા જ 'સખી'ના અર્થમા सैयर શબ્દ આવે છે જુઓ—

सुकवि-तणउ मुखि कवनु (પાઠાન્તર कपनु), गुण विण ग्रहिउ जाय ।
**सैयर** ! भरिया ससार–माहा, तिम हु होई, माय ! ॥
(એ જ, અગ ૬, કડી ૩૦૯)

આ ઉપરથી सयर (શરીર) અને सैयर (સખી) એ ભિન્ન શબ્દો જ છે, એ સિદ્ધ થાય છે ખરુ જોતા 'વસન્તવિલાસ'ના વિરહિણી–પ્રલાપમા કોઈ સખી આવતી જ નથી ત્યા એનો પ્રવેશ સદ્ગત કેશવલાલભાઈના 'હાજીમહમ્મદ સ્મારક ગ્રથ'માના આ કાવ્યના ટિપ્પણને આભારી કદાચ હોય

(૯) ૪૭મી કડીમા वायसना गुण वरणए अरण ए त्यजीय विशेषि એ પંક્તિનો અર્થ

પ્રો. વ્યાસે આપેલાં ટિપ્પણો ઉપરથી "વાયસ જે અરણ્ય ત્યજીને આવ્યો હતો તેના ગુણ (એ વિરહિણી) વર્ણવવા લાગી" એવો પકડી શકાય છે; પરંતુ આ વાક્યનો કર્તા 'વાયસ' નથી, પણ 'વિરહિણી' (અધ્યાહૃત) છે. વળી 'વાયસ કે જે અરણ્ય ત્યજીને આવ્યો હતો' એ પ્રમાણે 'કે જે'નો આશ્રય લેનારી આ અંગ્રેજી વાક્યરચના નથી, એટલે એ અર્થ બંધ બેસતો નથી. શ્રી. મધુસૂદન મોદી अरणनो અર્થ 'અરતિ–શોક' કરે છે અને "વિરહિણી અરતિ–શોક તજીને વાયસના ગુણ વર્ણવવા માંડી" એમ સૂચવે છે, એમાં સંદર્ભનું ઔચિત્ય જળવાય છે. अरण શબ્દ શ્રી. મોદી સં. अरमण्य >अरवण्ण > अरण्ण >अरण એ રીતે વ્યુત્પન્ન કરે છે.

(૧૦) ૪૯ મી કડીમાં વિરહિણી વાયસને કહે છે કે देसु कपूरची वासि रे वासि वली सरु एउ. એમાં कपूरची वासिनो અર્થ પ્રો. વ્યાસે fragrance of camphor કર્યો છે, તે બરાબર નથી. વાયસને કપૂરની સુવાસ આપવાનું શું ઔચિત્ય? ૪૮ મી કડીમાં જ વાયસને भोजनि कूर करंवलउ આપવાની પોતાની અભિલાષા વિરહિણી દર્શાવે છે. એ ભોજનમાં–વાયસની 'વાશ'(સં. काकवाज)માં–કાકબલિમાં કપૂર નાખવાનું અહીં સૂચન છે. ("હે વાયસ, તું જો આ સ્વર વાઇશ તો હું તને કપૂરની વાશ આપીશ."). ખોરાકના પદાર્થો કપૂરથી સુવાસિત કરવાની પ્રથા આપણે ત્યાં હતી. જુઓ–कूर कपूर तली पापडी ('કાન્હડદે પ્રબન્ધ', ૪–૪૯), તથા कांवा कसण्या दही नइं कूर, काची फडसी माहि कपूर (વીરસિંહકૃત 'ઉષાહરણ', પં. ૭૧).

(૧૧) કડી ૭૨ની અન્યોક્તિની બીજી પંક્તિ तउं गुणवेध ति साचउ काचउं महीउं म रोलिनो અર્થ પ્રો. વ્યાસે Granted that you know how to appreciate beauty, however do not crush an unripe bud ruthlessly એવો કર્યો છે, પણ काचउं महीउंનો અર્થ 'કાચી કળી' શી રીતે થાય? महीउं (સં. मथितकं)નો અર્થ 'મહી–દહીં' કરીએ, એટલે "હે નાયક, તું સાચો ગુણજ્ઞ છે, તો કાચું દહીં રોળીશ નહિ" એવો અર્થ થઈ શકે સંદર્ભમાં પણ આ જ અર્થ વધારે ઉચિત છે. BC પ્રતોમાં रोलिने સ્થાને विरोलि પાઠ છે, તે પણ આ અર્થનું સમર્થન કરે છે.

(૧૨) ૭૭મી કડીની બીજી પંક્તિનો પદચ્છેદ કરવામાં ચૂક થઈ લાગે છે. અને તેથી સંતોષકારક અર્થ થઈ શક્યો નથી. C પ્રતના પાઠની સહાયથી એ પંક્તિ હું આ પ્રમાણે વાંચું છું–

मालइ विरहि बहू अ दहू हूअवह भणीय पईठ ।

તથા બન્ને પંક્તિઓનો અર્થ હું આ પ્રમાણે કરું છું–"હે કિંશુક પુષ્પ, તારા માથા ઉપર ભ્રમર બેઠો છે એમ ધારીને તું ગર્વ ન કરીશ. માલતીના વિરહથી દગ્ધ થયેલો એવો તે (તારો રંગ લાલ હોવાથી) અગ્નિ ધારીને (આત્મઘાત કરવાના ઇરાદાથી) તારા ઉપર બેઠો છે."

(૧૩) ૮૩મી કડીમાં भमर पलास कसां बुला એ ચરણમાં પણ આવી કંઈક ચૂક થઈ છે, અને તેથી અર્થની મુશ્કેલી થઈ છે. कसां बुलाને સ્થાને B પ્રતમાં कराआबुला પાઠ છે, જેનો અર્થ 'કરમદાં' થઈ શકે; તથા આખી કડીનો અર્થ નીચે પ્રમાણે થાય–"હે

ભ્રમર ! પલાશ, કરમદા, આખા, આબલી ઇત્યાદિ વૃક્ષોનો ત્યાગ કરીને કુચફળ વડે કેળેથી તરણી જાણે કે ન હોય એવી કરેણ સાથે તુ ગતિ માડ "

પ્રો વ્યાસે A પ્રતના જ પાઠને મુખ્ય પાઠ તરીકે સ્થાન આપ્યુ છે તેમા સશોધનની દૃષ્ટિએ મને કાઈ અનુચિત લાગતુ નથી, પણ ટીકા-ટિપ્પણ લખતી વખતે બીજી પ્રતોના પાઠોનો વિશેષ ઉપયોગ કર્યો હોત તો અર્થનિર્ણયની કેટલીક મુશ્કેલી અવશ્ય દૂર થઈ હોત ઉપરની ચર્ચામા એના કેટલાક ઉદાહરણો છે આ સિવાય ૧૯મી કડીના ૪ થા ચરણમા जगति प्रतापु न जाईं ને સ્થાને B તેમ જ Cમા माइ પાઠ છે તે અર્થની દૃષ્ટિએ વધારે ઉચિત છે ૨૭મી કડીમા यौवन मदिहि उदंच ति दपति थाइ युवान એ પક્તિમા उदच ને સ્થાને B તથા C મા ऊदप પાઠ છે અને આખાયે કાવ્યબધમા જે અતર્યમક છે તે જોતા તથા અર્થની દૃષ્ટિએ પણ ऊदप પાઠ યોગ્ય છે ૨૮મી કડીમા પહેલી પક્તિના અતે विरहिणि अगु તથા બીજીના અતે चोलीय अगु પાઠ છે. અહીં બન્ને પક્તિઓને અતે अगु આવે છે તે કાવ્યબધની દૃષ્ટિએ ઠીક ન ગણાય B પ્રતમા આ સ્થળે બીજી પક્તિમા तै बहु मगु પાઠ છે, તે આ રીતે યોગ્ય જણાય છે તથા એ પક્તિમા રહેતી જણાતી કઈક અસ્પષ્ટાર્થતા [ પ્રો વ્યાસે चोलीय अगुનો અર્થ limbs flushed red કર્યો છે વિરહથી અગો લાલ શી રીતે થાય ? ફિક્કા થાય આ પાઠ સ્વીકારવો જ હોય તો તેનો અર્થ 'અગો ચોળી નાખીને' (બાળાને અંગો બાળે છે ) એવો થઈ શકો ખરો ] પણ એથી દૂર થઈ જાય છે ૩૮ મી કડીની પહેલી પક્તિમા A કરતા C નો પાઠ વધારે સારો અને સ્પષ્ટ અર્થ આપે છે ૭૧ મી કડીની બીજી પક્તિમા वानि स घनुप वपोडए એ પ્રમાણે A ના પાઠ કરતા वानि स सुवन वपोडइ એ B નો પાઠ વધારે ઔચિત્યપૂર્ણ છે ૭૪ મી કડીની બીજી પક્તિની सपति विणु तणु मालती मालनी वीसरी आज એ પ્રમાણે A પ્રતની વાચનામા तणु मालतीને સ્થાને B મા सुकमालनी પાઠ મળે છે તે પ્રો વ્યાસે ધ્યાનમા લીધો છે તથા એ પદનો અર્થ The flowers of which have all dried up કર્યો છે પણ ત્યા सुकमाल ती (? ति) એટલે 'સુકુમાર એવી તે ( માલતી )' આ પ્રમાણે અર્થ લેવાથી, A નો પાઠ સ્વીકારતા એક જ પક્તિમા मालती બે વાર આવવાથી જે પુનરુક્તિદોષ થાય છે તે પણ દૂર થશે B અને C પ્રતોની સહાયથી અર્થ સુધરતો હોય એવા બીજા કેટલાક સ્થાનો પણ બતાવી શકાય એમ છે

આટલી ચર્ચા કેવળ અનુપૂર્તિ રૂપે જ છે આથી પ્રો વ્યાસે 'વસન્તવિલાસ'ના સપાદન પાછળ જે શ્રમ લીધો છે તેની સાર્થકતા ઓછી થતી નથી આ પહેલાના 'વસન્તવિલાસ'ના ત્રણ સસ્કરણોમાથી જે મળી શક્યુ નહોતુ તે—આ કાવ્યના સ્વતત્ર અભ્યાસ માટેની સામગ્રી—આ સસ્કરણમાથી મળી રહે છે તે એની એક નોધપાત્ર વિશિષ્ટતા છે એ સામગ્રી મળી છે માટે તો પ્રસ્તુત અર્થચર્ચા શક્ય બની છે હાથપ્રતોને વફાદાર એવી પ્રાચીન કાવ્યોની શુદ્ધ વાચનાઓ તૈયાર થશે તથા તે ઉપર સર્વાંગીણ ચર્ચાઓ થતા આ વિષયમા નવી વિગતો તથા નવા દૃષ્ટિબિન્દુઓ આપણને લાધતા જશે તેમ તેમ ગૂજરાતીના શાસ્ત્રશુદ્ધ બૃહદ્ વ્યાકરણ તેમ જ મૂળ કૃતિઓમા પ્રયોજિત શબ્દોના અવતરણો સાથેનો સપૂર્ણ વ્યુત્પત્તિકોશ તૈયાર થવાની શક્યતા નજદીક આવતી જશે

પ્રાચીન ગૂજરાતી સાહિત્યના અનેક સુન્દર કાવ્યો તેમ જ કેટલાયે મહત્ત્વના ગદ્ય

ગ્રન્થો વ્યુત્પન્ન સંપાદકોની રાહ જોતા હજી જુદા જુદા સંગ્રહોમાં કે જૂના ગ્રન્થ ભંડારોમાં પડ્યા છે. એકવાર સંપાદિત થયેલાં કેટલાંક કાવ્યોનું પણ શાસ્ત્રીય પુનઃસંપાદન થવાની જરૂર છે. 'વસન્તવિલાસ'ના આ સંપાદને આપણા એ વિષયના સાહિત્યમાં સારો ઉમેરો કર્યો છે અને આપણે આશા રાખીએ કે પ્રો. વ્યાસ આ કરતાંયે સુન્દર સંપાદનો ભવિષ્યમાં ગૂજરાતના ચરણે ધરે.

**ભોગીલાલ જ. સાંડેસરા.**

: ૨ :

**મનુષ્ય અને નભમંડળ** (કર્તા મણિલાલ ભોગીલાલ દેસાઈ) કીમત ૧ રૂપિયો. ગુર્જર ગ્રન્થરત્ન કાર્યાલય, અમદાવાદ.

ગુજરાતી ભાષામાં ખગોળ સંબંધી જે જૂજ સાહિત્ય છે તેમાં આ પુસ્તક બહુ જ સંગીન ઉમેરો કરે છે તે માટે કર્તાને ખરેખર ધન્યવાદ ઘટે છે. શોખને ખાતર અભ્યાસ કરી તેનો લાભ જનમંડળને આપવાનો હેતુ ઘણો જ સ્તુત્ય છે. પુસ્તક ગુજરાતી જનતાને ઘણું જ ઉપયોગી થઈ પડશે. ભાષા પણ સરળ અને સાદી છે અને ટૂંકામાં બને તેટલું જ્ઞાન આપવા પ્રયત્ન કર્યો છે.

દરેક તારામંડળનો આવતો પૌરાણિક ઇતિહાસ સાથે ગ્રીક અને અરેબિક નામો તથા તે દેશના ઇતિહાસમાં તેમના ગ્રંથોમાં તે તે મંડળોનો ઉલ્લેખ સાથે સાથે આપી વિષયને રસમય બનાવવા પ્રયત્ન કર્યો છે. સાથે ગ્રહો, નિહારિકાઓ, ધૂમકેતુઓ, ખરતા તારાઓ વગેરે વિશે પણ જરૂરી માહિતી આપીને પુસ્તકને વધુ ઉપયોગી બનાવ્યું છે. હિન્દના તેમ જ યુરોપીય ખગોળવેત્તાઓનો ટૂંક પરિચય પણ આપીને આ વિષય કેવી રીતે આ સ્થિતિએ પહોંચ્યો છે તે વિશે ઉલ્લેખ કરી આપણો દેશ કેટલો પછાત પડી ગયો છે તેનું ભાન કરાવ્યું છે. સાથે તારામંડળોનો નકશો પણ આપ્યો છે. ગુજરાતી પ્રજા આ પુસ્તકનો જ્ઞાનવૃદ્ધિ માટે સારો ઉપયોગ કરશે એવી આશા રાખી શકાય.

**ભોગીલાલ કે. પટવા**

: ૩ :

**સંવેદના**—શ્રી. નંદકુમાર પાઠક, પકાશક—એન એમ, ત્રિપાઠીની કાં-પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઇ, ૨

બહુ અજવાળામાં નહિ આવેલા કવિ નંદકુમાર પાઠકનાં કાવ્યો—"ઊર્મિ"માં કેટલાંક છપાયેલાં બાદ કરતાં જેમાનો મોટો ભાગ અપ્રકટ છે તે—એન. એમ. ત્રિપાઠી કંપની દ્વારા ગ્રંથકારે પ્રકટ કરવામાં આવ્યાં છે. ઊર્મિ કાવ્યો, લાંબાં કાવ્યો, મુક્તકો, કથાકાવ્યો કે ખંડ કાવ્યો, ગેય કાવ્યો, એમ જુદા જુદા પ્રકારમાં એમની કવિતા વહી રહી આ સંગ્રહમાં દેખાય છે. "કોઈ પણ સર્જન પર જમાનાની મહોર હળવી કે ગહરી જાણે અજાણે પડી જવાની જ" એમ પોતે પ્રસ્તાવનામાં કહ્યું છે તે એમને માટે સાવ સાચું છે. નવી કવિતાના ધબકાર એમની કવિતાએ પણ ઠેરઠેર ઝીલ્યા છે. પહેલી જ વાર ગ્રંથકાર તરીકે પ્રકાશમાં આવતા આ કવિ પાસેથી નૂતન કવિતાપ્રસ્થાનની તો આશા રાખવી જ વધુ પડતી, પણ "યુગભાવનાનાં ઊર્ધ્વલક્ષી આંદોલનોનું પ્રસન્ન પ્રતિબિંબ" કવિતાના તખતા પર એમનાથી ઝિલાયું હોય તોયે એમની સિદ્ધિ ગણનાપાત્ર ગણાવવી જોઇએ.

અને એ દૃષ્ટિએ આ કાવ્યસંગ્રહ આકર્ષક ને આશાસ્પદ પણ છે અર્વાચીન કવિતાના લક્ષણદેહે એમની કવિતાનો ઘાટ ઘડાયો હોવા છતા ને એમનુ કોઈ વિશિષ્ટ અર્પણ ન લાગે છતા, એમણે આ સંગ્રહદ્વારા કેટલાક ખરેખર સારા કાવ્યો આપી ગૂજરાતી નવી કવિતાના તેજ વધુ વિલસાવ્યા છે ને ઊછરતા આશાસ્પદ કવિની ઊજળી આગાહી કરી છે એ ઓછુ નથી એમના કાવ્યોમા કલ્પનાની ઊડ બહુ ઊંચી કદાચ નહિ દેખાય, પણ એમનામા વિચાર અને ઊર્મિનુ બળ છે ને તેને પ્રસાદભરી લલિત કાવ્યબાનીમા યોગ્ય કલાવિધાનપૂર્વક વ્યક્ત કરવાની ફાવટ પણ છે

" અંધારામા દીપક તેજ રેખા
પડે જલે અસ્થિર કાપતી રહે,
તેવી લસે આંસુ ભરેલ લોચને
વિલોલ કીકી રસબાલિકાની " ( નવોઢા )

જેવી કલ્પનાની મજાની ફરફર પણ ક્યારેક આવી જતી દેખાય છે ખરી

શ્રદ્ધાના અડગ ખડક પર અફળાઈ અફળાઈ દુ ખના મોજા ઓ શીકર શીકર થઈ જાય છે તે જ પળે ખરા તો જીવનજલધિના તેજ ઝગમગી ઊઠે છે, એ ભાવનુ નવીનતાભર્યું નિરૂપણ "જીવનજલધિ"મા સારી રીતે થયુ છે તે જ રીતે, કાળની પ્રચંડ ઘોર ઊર્મિવાળા જીવનનો તટ તોડીને ભુક્કા કરી દેશે તોયે એમા નવસર્જનને ડોકાતું જોવાની— પરાજયમા જ વિજય જોવાની ખુમારી પણ તેટલી જ મંગલભવ્ય છે

" એ કાળના વિજયમા મમ જીત માનું
એ પ્રાણના વિલયમા ક્ષણુ જીંદગીના
ભાવિ અનંત નવસર્જનને નિહાળુ "
( નવસર્જન )

તો બીજા કાવ્યમા નીતરી રહેલો સંતોષ જોવાય છે "પયેપલ રહો જ માનવ ન અલ્પ સંતોષ એ" તો ક્યાક સઘન તરુવટા કે વસતની વનશ્રીથી મુક્ત જડ પથ્થર જોડે વીંટળાયેલી લતાને જોતા, એની જિરવટ ને જીવનઉલ્લાસ પર મુગ્ધ બની જઈ જીવનસત્ય હૃદયંગમ રીતે મૂકે છે —

"જો ચાહવુ પત્થરમાય તો પછી
ન પ્રાણુ કાં પાથરવા ઉમંગે?
જો વિશ્વની ગૂઢ વિચિત્રતામા
કે જીવવુ તો ખીલવુ બધે ન કાં?"

શ્રી રામપ્રસાદ બક્ષી એમના તટસ્થ તલસ્પર્શી પ્રવેશકમા યોગ્ય જ કહે છે કે શ્રી નંદકુમારમા ઊર્મિ વિચાર કલ્પના ત્રણે યે છે છતા એ તત્ત્વોની વિવિધતા કે વિશાલતાને એનુ ઉમેરીએ તો ઊંડાણુ બહુ નથી એમનો ઊર્મિપ્રવાહ એકધારો છે તો ચિંતનના કિનારા પણ ઝાઝા કે જુદા નથી એ ઊર્મિ અંતરના વિષાદથી રંગાઇ છે ત્યારે સારા કાવ્યો જન્મ્યા છે વિષાદ એમના કવનનો પ્રધાન સૂર હો યા ન હો પણ એ એમને ઘણીવાર સ્પર્શી ગયો છે ખરો એનાથી જીવનની રૂંધ અનુભવતુ એમનુ અંતર વિષાદથી કેવુ કકળી ઊઠે છે।

"છે પત્થરોમાં પગ છૂંદવાના
મૂકી નિશાની નવરક્તની જવા."

નથી તો આપણે ખુમારીભર્યું સ્વપ્નજીવન જીવી શકતા કે નથી તો સત્યજીવનને સાંખી શકતા. તેથી જ સ્વપ્નની અસત્તા ને સત્યની અશક્યતા દુઃખમાં ડુબાવી દે છે:

"સ્વપ્ન સત્યે રે સંગમ આરે દુનિયા રોતી જોઈ."

પણ એમનો વિષાદ પણ બહુ વ્યાપક નથી. ઉલ્લાસયુક્ત કાવ્યો પણ છે એ અર્થમાં વ્યાપક નથી તેમ આ નૈરાશ્ય પણ વ્યક્તિલક્ષી જ વિશેષ છે. આત્મલક્ષિતાનું નાનકડું ચકરડું વિસ્તારી પરલક્ષી બનવા પ્રયાસ તો એમણે કર્યો છે પણ એમાં એ બહુ સફળ થયા નથી. એમાં એમની છબી અછૂપી રહી શકતી નથી ને ભાવનું સાધારણીકરણ થઈ થીજી જઈને સધાતી ભાવની સઘનતા પણ પૂરી ઊતરતી નથી. ને આમેય તે એમની કવિતામાં રંગદર્શીપણું, કલ્પનાની ઊંચી ઊડ, મસ્તી, ઉછળાટ પ્રણયોર્મિના તરવરાટ કે તોફાન કરતાં શાંત ઊર્મિ વિશેષ જણાય છે. એમનાં કાવ્યોમાં તેથી જ ક્યારેક ચોટ પૂરી વાગતી નથી. એમનાં કાવ્યોમાં વ્યાપકભાવ પણ આછોતરો છે; તે આત્મલક્ષી કાવ્યો અધઝાઝેરાં છે. "ત્યાગ," "દુનિયાના દંશ," "નવોઢા," "કદર" "જગતાત" જેવાં કાવ્યો પરલક્ષી ગણાવાય તેમ છે પણ તેમાં ભાવવ્યક્તિની સબળતા સધાઈ નથી. માળાનો મેર જાણે ખોઈ બેસીએ છીએ એમ લાગે છે. વેધક પાત્રચિત્રણથી, માંહીંથી જાણે મૂર્તિ ઊઠી, એવું ઓછું લાગે છે. એમનાં કેટલાંક કાવ્યોમાં, એ કહે છે તે કરતાં ટિપ્પણ વધુ કહે છે ને વધુ ચોટથી કહે છે. ભાવ ઘુમરાઈને ટોચે ચઢયો, એવું ઘણીવાર લાગતું રહી જાય છે. 'કદર' કાવ્ય શરૂશરૂથી જ આકર્ષક લાગે છે; ચિત્ર ઊઠયું, હા ઊઠયું, સરસ થશે કાવ્ય, એમ છાપ પડે છે ને ત્યાં વિલાઇ જાય છે. કરુણતામાં ઝબોળવા એક અશ્રુ પર્યાપ્ત ના લાગ્યું તે નદી વહેવડાવી દીધી ને તેમ કરતાં પેલું અશ્રુબિન્દુયે ચાલ્યું ગયું! મૃત્યુથી જ કરુણા નીતરતી બને એ બરાબર નથી. જિવાતા જીવનની કરુણા શું ઓછી છે કે મૃત્યુ-માંથી જ કરુણાની સરવાણીઓ વહેવડાવવી પડે?

ક્યાંક વિચારસંગતિ નથી સચવાઈ કે મનને હઠથી પ્રેરીને કૃત્રિમ લાગણીથી લડાવીને કાવ્ય સરજાયું હોવાનો ભાસ પણ થાય છે. 'કાવ્યવેણુ' માં ધનિકો પાપી ગરીબો પવિત્ર, એ ભાવને મૂર્ત કરતાં કરતાં ગરીબો સારા જ ધનિકો નઠારા જ—"અરે ધનિકો! આવો આવો અમે તમને ઊંચે ચઢાવીએ." એ વિચાર કવિની કાવ્યવેણુમાંથી જે રીતે નીકળે છે તે રીતે તે કૃત્રિમ ને હઠીલાઈથી પ્રેરાયો વધુ લાગે છે. કવિની કાવ્યવેણુમાંથી અર્ધસત્યો જન્મે તો તે સમ્યક્ દર્શન કેમ કહેવાશે? જગતમાં બધાંયે અંતર્ગૂઢ તત્ત્વોની પિછાન લાધી પણ પ્રણયગુંજનભર્યાં ધબકાર–ગીતોનો ભેદ હજીયે અકલ છે એ ભાવ ગમેતેટલો લાગતો હોય પણ પહેલાને પછાડી બીજાને ચઢાવવાથી સાચી રસસંવિત્તિ થતી નથી. કાવ્યના બાહ્ય કલેવર પ્રત્યે તો એમણે સારું ધ્યાન આપ્યું છે ને હાથ બરાબર બેઠો છે એટલે અવિકલ અક્લિષ્ટ રચનાઓ આપોઆપ થઈ છે. પણ ક્યાંક દેખાતો છંદોભંગ ને હ્રસ્વદીર્ઘની ઠરડ-મરડ ક્લેશકર લાગે છે.

પણ આવી કોઈ ક્યાશો રહી જવા છતાંયે એમનાં સારાં કાવ્યો તો ઊભાં જ છે.

એમના ગેયકાવ્યોમા પણ ફૂળો મીઠોભાવ, મજુલ લયગુજન ને અદોપ પદાવલિથી કેટલાક તો ખરેખર આકર્ષક બન્યા છે નૈરાશ્યપ્રેરિત ભાવ ભલે હોય તોયે "ટાણુ" મા એવી અજબ ખુમારીથી એમનુ હૈયુ લલકારી ઊઠે છે

" આજ હમી લો કાલ ભલે હો વેધક આસુધારા।
આજ જીવી લો કાલ ભલે હો કડવા મોત કટોરા
મનવા! ગરવા કાળ કિનારા!"

પરજીવનના ચૂથણામા જિવાતા જીવનને ના સૂકવી દો, કાલની ચિંતામા આજનો આનદ ના લૂટાવી દો—એ ભાવ સમર્થ સુદરતાથી એમણે સક્રાન્ત કર્યો છે

" પર જીવનની વાત જવા દો, છોડો વાદ નકામા,
આજ ઉરાડો કકુમ રગો કાદવ—ધૂળ ધરાતા
મનના! ગરવા કાળ કિનાગ!"

'એક એક મૂરતમા,' 'વસમે ઘાટ,' 'વેરણ વાદળી,' 'દૂરનો દૂર' જેવા કેટલાક ગેય કાવ્યો ને "મર્મર" વિભાગમાના મોટા ભાગના મુક્તકો, સારા કાવ્યો છે, ચોટદાર છે, મજાના છે

એટલે, સરવૈયુ કાઢના પ્રથમ સગ્રહ માટે, એમના જ શબ્દોમા કહીએ તો, આટલુ તો જરૂર કહેવાય "પ્રકાન કેરી પદપક્તિ વેરી" એ કવિતાનો પ્રકાશ હવે ચાલુ જ રહો ને વધુ મનોરમ વધુ તેજસ્વી ને વધુ ચિરતન બનો

ઉપેન્દ્ર છ પંડ્યા

# ખોટા આક્ષેપોનો રદિયો

શ્રી. છગનલાલ ઠાકોરદાસ મોદી

'બુદ્ધિપ્રકાશ' ના જાનેઆરી–માર્ચ, ૧૯૪૩ ના અંકમાં શ્રી. ભીખાભાઇ શિવરામ શુકલનું લખેલું, સ્વ. નાથાશંકર પૂજાશંકર શાસ્ત્રીનું જીવનચરિત્ર છપાયું છે, તેનાં પૃ. ૬–૭ ઉપર સ્વ. છોટાલાલ ન. ભટ્ટના શબ્દો ટાંકી નીચે પ્રમાણે લખેલું છેઃ—

" xxx 'દ્રૌપદીહરણ' ની બીજી પ્રત ઇચ્છારામભાઈ કહે છે તે તો છગનલાલ મોદીએ કે ઇચ્છારામભાઈના બીજા કોઈ મિત્રે વચલી પોળવાળા લલ્લુભાઈ વહાલાભાઈ જાનીને મહેનતાણું આપી છાપેલા ઉપરથી જૂના અમદાવાદી કાગળના ચોપડા ઉપર ઉતરાવી હતી. તે જ એ પ્રત છે. તેમ જ 'માર્કણ્ડેય પુરાણ' ની બીજી પ્રત નવાપરા—ખાનદેશથી મળેલી લખે છે, તેનું પણ તેમ જ છે. આ વાત મેં હરગોવિંદદાસને કહી હતી. xxx "

ઉપર પ્રમાણે "દ્રૌપદીહરણ" વગેરેની પ્રતો ઉતરાવ્યાની વાત લખી છે, તે **એક હડહડતું જુઠાણું** છે. હું 'વડોદરાની વચલી પોળવાળા લલ્લુભાઈ જાની' ને ઓળખતો જ ન હતો, તેને હું કદી મળ્યો ન હતો, તેમ આજસુધી તેનું નામ પણ મેં સાંભળ્યું નહોતું, તેમ જ સ્વ. ભાઈ ઇચ્છારામ 'લલ્લુભાઈ વહાલાભાઈ જાની' ને નામઠામથી પણ ઓળખતા હતા એવું હું માની શકતો નથી. મેં અથવા તેમના કોઇ મિત્રે 'લલ્લુભાઈ પાસે નકલો ઉતરાવી હતી' એ કેવળ અસત્ય છે. કારણ સ્વ. ભાઈ ઇચ્છારામે આવી નકલ ઉતરાવેલી હોય તો મને જણાવ્યા વગર રહેત જ નહિ. સ્વ. છોટાલાલના અવસાન બાદ તેમના નામે આવો આક્ષેપ કરવામાં આવે છે; તે કેવળ શોચનીય છે. વળી પ્રાચીન કાવ્યમાળાના પહેલા અંક તરીકે "દ્રૌપદીહરણ" સંવત ૧૯૪૬ માં એટલે સને ૧૮૯૦ ના અરસામાં છપાયું હતું તે વર્ષથી હું સ્વ. રા. બા. હરગોવિંદદાસભાઇના ગાઢ સંબંધમાં અને પરિચયમાં આવેલો હતો, છતાં તેમના દશેક વર્ષ ઉપર થયેલા અવસાન સુધીમાં એકપણ વખત તેમણે મને સદર બાબત સંબંધી પૂછ્યું નહોતું કે તેને લગતી વાત કરી નહોતી. તેમ જ નોકરી વગેરેને અંગે મારી સાથે સ્વ. છોટાલાલ સારો સંબંધ રાખતા હતા; તેમણે પણ મને કોઈ પણ દિવસ આવી નકલો ઉતરાવ્યા બાબતની વાત કરેલી નથી. જો મુરબ્બી હરગોવિંદદાસભાઈએ કે સ્વ. છોટાલાલે મને સ્પષ્ટ કે મોઘમ પૂછ્યું હોત કે તે સંબંધી વાત કરી હોત તો તેમને હું તે જ વખત ખુલાસો કરી દેત.

'દ્રૌપદીહરણ' સંબંધે જણાવવા જેવું લાગે છે કે તે પુસ્તક પ્રાચીન કાવ્યમાળાના અંક તરીકે સંવત ૧૯૪૬ માં છપાયું હતું; ત્યાર પહેલાં 'આર્યજ્ઞાનવર્ધક' ચોપાનિયું, જે મુંબઇમાં છપાયું હતું, તેના સને ૧૮૮૭ (એટલે સંવત ૧૯૪૩) ના જુલાઈ માસના અંકમાં સ્વ. ભાઈ ઇચ્છારામે ગુજરાતી હસ્તલિખિત પુસ્તકોની યાદી છપાવી હતી, તેમાં પ્રેમાનંદનાં કાવ્યોમાં 'દ્રૌપદીહરણ' નું નામ છે; તો સ્વ. નાથાશંકરે 'દ્રાપદીહરણ' નામનું પુસ્તક પોતાની ૨૬–૨૭ વર્ષની ઉમરે રચ્યું હતું એમ માનવું, કે તે પહેલાં તે પુસ્તકની હસ્તલિખિત પ્રત કોઈક સ્થળે પણ હશે જ એમ માનવું ઇષ્ટ છે, એનો સાક્ષર વર્ગ વિચાર કરશે.

# સ્વીકાર

૧ ગીતા માધુરી ડાહ્યાલાલ હ જાની ૦-૫-૦
૨ દત્ત અને પરશુરામ કૃષ્ણાત્મજજી મહારાજ સ સા. વ. કાર્યાલય, અમદાવાદ ૨-૦-૦
૩ શિવાજી છત્રપતિ અનુ ડાહ્યાભાઇ રા. મહેતા ,, ,, ૨-૪-૦
૪ જીવનદ્વાર રૅા કૈખશરૂ હોરાબજી જિલા, નવસારી
૫ આપણે આગળે ઊડનારાં નિરંજન વર્મા 'ફૂલછાબ' કાર્યાલય, રાણપુર ૩-૦-૦
૬ કુંદન : (બંકિમબાબુ) અનુ દિનેશ ઠાકોર નવચેતન સાહિત્ય મંદિર-અમદાવાદ ૩-૪-૦
૭ માબેલા સ ઝવેરચંદ મેઘાણી ફૂલછાબ નવપ્રકાશન શ્રેણી-રાણપુર ૦-૮-૦
૮ સમ્રાટ પ્રિયદર્શી અથવા જૈન સમ્રાટ સંપ્રતિ રૅા ત્રિભુવનદાસ લ શાહ
પ્ર-શશિકાન્ત અને કંપની વડોદરા ૬-૦-૦
૯ પગલી હમેશ કવિ રામવાડી, ભાવનગર
૧૦ ચંદ્રને ભગીરથ મહેતા ૨૯, મરીન લાઈન મુંબઈ ૦-૩-૦
૧૧ ઋણમુક્તિ ડાહ્યાલાલ હ જાની આર આર શેઠની કંપની મુંબઇ ૩-૦-૦
૧૨ મનુષ્ય અને નભમંડળ મણિલાલ ભોગીલાલ દેસાઇ-મહુધા ૧-૦-૦
૧૩ અજબ દુનિયા ઝવેરચંદ મેઘાણી ફૂલછાબ નવપ્રકાશન શ્રેણી-રાણપુર ૦-૮-૦
૧૪ હિન્દુ મુસ્લીમ રાજકારણ અનુ "માડવીઆ" ૧-૦-૦
૧૫ કાયદેઆઝમ મહમદઅલી ઝીણા ,, ૦ ૧૦-૦
૧૬ મુસ્લીમ-લીગનો ઇતિહાસ ,, ૨-૦-૦
૧૭ પાકિસ્તાન ,, ૦-૬-૦
૧૮ બિન્દુ રામપ્રસાદ શુક્લ એન એમ ત્રિપાઠી એન્ડ કંપની મુંબઇ ૧-૦-૦
૧૯ भारतीयदर्शन બલદેવ ઉપાધ્યાય ૩-૮-૦
૨૦ દુર્ગારામ મહેતાજી અને બીજાં નાટકો ગારદાપ્રસાદ વર્મા
યુગાન્તર કાર્યાલય-સુરત ૧-૪-૦
૨૧ તણખલા "વનકુલ" અનુ રમણીક મેઘાણી ફૂલછાબ નવપ્રકાશ-શ્રેણી-રાણપુર ૦-૮-૦
૨૨ પૂર્વજન્મનો નિયમ હરજીવનદાસ કાળીદાસ મહેતા
૨૩ કર્મનો નિયમ ,, ,,
૨૪ જીવનશુદ્ધિ ,, ,,
૨૫ The Modern Gujrat Paintings P L Devkar
૨૬-૨૯ S'raman Bhagavan Mahavir vol I, pt 1 vol II, pt II
vol III, vol IV, pt I Muniratna Prabhavijaya Shri Granth
Prakasha Sabha 12-0-0
૩૦ શરતના ઘોડા યશવંત પંડયા એન એમ ત્રિપાઠીની કંપની મુંબઇ ૧-૮-૦
૩૧ વરઘોડો ઈન્દુલાલ ક યાજ્ઞિક ,, ,, ૧-૪-૦
૩૨ હયદરી કાવ્યમ ગ્રહ કલીમુદ્દીન અબ્દુલ હુસેની
૩૩ પ્રભુ પધાર્યા ઝવેરચંદ મેઘાણી સ્વાધીન મુદ્રણાલય-રાણપુર ૨-૮-૦
૩૪ ગુજરાતના ઐતિહાસિક લેખો ભા ૩ જો આચાર્ય ગિરજાશંકર વલ્લભજી
પ્ર ૬ ધી ફાર્બસ ગુજરાતી સભા-મુંબઈ ૬-૦-૦
૩૫ ऋग्वेदसंहिता भा ३ मं ६-८ l Pnb Vaidika Samshodhan Mandal ૧૬-૦-૦

૩૬ **"પાયોરિયા" દિગ્દર્શન** : વૈદ્ય કિશોરદાસ ભા. ગુપ્તા : આયુર્વેદિય ડેન્ટલ મિશન-મુંબઈ ૧-૦-૦
૩૭ **આપણું હિંદુસ્તાન** : અનુ: પુરસોત્તમ ત્રિકમદાસ : ઓકસફર્ડ યુનિ. પ્રેસ-મુંબઈ ૨-૦-૦
૩૮ **Proceedings of the Fifth All India Library conference-Bombay 1942** : ...
૩૯ **અનિલકુમાર** : ડો. એમ. ઓ. સુરૈયા-મુંબઈ ૫-૦-૦
૪૦ **સુબોધક ગરબાવળી અથવા રાસ લહરી** : લાલજી વીરેશ્વર જાની ૦-૪-૩
૪૧ **Biography of Jasdan State Rulers & Duties of a Prince** : લા. વી. જાની ...
૪૨ **Twenty Five Years of Historical Research on Bibliograhpy of the Pub-writtings** : P. K. Gode ...
૪૩ **સીધાં ચઢાણ** : કનૈયાલાલ મા. મુનશી : ગુર્જર ગ્રન્થ રત્ન કાર્યાલય-અમદાવાદ ૩-૮-૦
૪૪ **જિગર અને અમી** : ચુનીલાલ વર્ધમાન શાહ (પંડિત મોક્ષાકર તરફથી) ૨-૮-૦
૪૫ **પિરામીડની છાયામાં** : ચંદ્રશંકર શુકલ : ગુજરાતી સાહિત્ય પરિષદ-મુંબઇ ૨-૦-૦
૪૬ **તંદુરસ્તીના રક્ષકો** : ડો. કેખશરૂ દોરાબજી જિલા-નવસારી ...
૪૭ **શ્રી હરિસ્મરણ** : પ્ર. ક. સ્વામિ આત્માનંદગિરિ-બોરસદ ...
૪૮ **શ્રી રામ[તત્ત્વ]દર્શન** : મહારાજ ગોપાલદાસજી-નડિયાદ ...
૪૯ **દિવ્યદર્શન ખં ૧-૨** : શ્રી જિણુભિકખુ : જૈન સ્વાધ્યાય મંડળ-સાવરકુંડલા ...
૫૦ **શુદ્ધ કાર્તિકી પંચાંગ સં. ૨૦૦૦ નું** : સસ્તુ સાહિત્ય વર્ધક કાર્યાલય-અમદાવાદ ૦-૬-૦
૫૧ **સંસારમાં સુખ કયાં છે?** વાડીલાલ મોતીલાલ શાહ : સ. સા. વ. કાર્યાલય ,, ૧-૦-૦
૫૨ **કચ્છની લોકવાર્તા** : ડુંગરસી ધરમસી સંપટ : ,, ,, ૨-૦-૦
૫૩ **અરુણ (વાર્ષિક) વર્ષ ૫-અંક ૫** : મનઃસુખરામ મ. દવે ગુજ. સાહિ ઉત્તે. મંડળ-નાઇરોબી ૧-૮-૦
૫૪ **સંવેદના** : નંદકુમાર પાઠક : એન. એમ. ત્રિપાઠી એન્ડ કંપની-મુંબઇ ૧-૮-૦
૫૫ **કલાની સહચરી** : સોમાભાઈ ભાવસાર : નવચેતન સાહિત્ય મંદિર-અમદાવાદ ૨-૮-૦
૫૬ **હિંદનો યુદ્ધ બોજો** : "શ્રી અર્થશાસ્ત્રી" રાષ્ટ્રીય વિદ્યાર્થી મંડળ-અમદાવાદ ૦-૫-૦
૫૭ **સ્વ. કુમારશ્રી મોતીસિંહજી મહીડા સ્મારક ગ્રંથ** : સં. તારાચંદ્ર પો. અડાલજા ૩-૦-૦
૫૮ **સ્વ. શ્રી મહીડા સ્મારક ફંડનો અહેવાલ** :
૫૯ **સાવધાન** : ઉમેશ કવિ-ભાવનગર
૬૦ **ગુજરાતી પંચાગ સં. ૨૦૦૦** : જગુભાઈ હિરાલાલ શાહ-ખંભાત ૦-૪-૦
૬૧ **Important Inscriptions from Baroda State vol. I** By A. S. Gadre 5-0-0

# "દીવાન બહાદુર કેશવલાલ હર્ષદરાય ધ્રુવ સંગ્રહ"

તા. ૨૦-૬-૧૯૪૮

શ્રી ઓનરરી સેક્રેટરી,
**ગુજરાત વર્નાક્યુલર સોસાયટી**
અમદાવાદ

મે સાહેબ,

મારા મરહૂમ પિતાશ્રીની હસ્તલિખિત પ્રતિઓનો સગ્રહ નીચે જણાવેલી સરતોએ સોસાયટીને હુ સોપવા માગુ છુ —

૧ "દિવાન બહાદુર કેશવલાલ હર્ષદરાય ધ્રુવ સગ્રહ" એવુ એને નામ આપવુ

૨ એમાના કોઈ ગ્રથનુ સશોધન—સપાદન શાસ્ત્રીય રીતે સોસાયટી કરાવે ત્યારે તેના ઉપર મરહૂમનુ નામ મૂકવુ

૩ આ સગ્રહમાની પ્રતિઓની મદદથી સોસાયટી જે પ્રકાશન કરાવે તેની પાચ નકલ મને ભેટ આપે

૪ સગ્રહમાની કોઈ પ્રતિની મારે જરૂર પડે ને હુ માગુ ત્યારે એ પ્રતિ આપવા સબધેના સોસાયટીના નિયમોમા અપવાદ કરી, સાદી પહોચ લઈ મને તે પ્રતિ ઉપયોગ કરવા માટે બહાર આપવી ને ઉપયોગ થઈ રહે પ્રતિ હુ સોસાયટીને પાછી સોપુ

આ બાબત આપની કારોબારી આગળ રજુ કરી આપનો નિર્ણય જણાવશોજી

લિ

**(સહી) વિલોચન કેશવલાલ ધ્રુવ**

× × ×

[ કારોબારી સમિતિ ] [ તા. ૧૭-૭-૧૯૪૩ ]

**ઠરાવ - ૪**

શ્રી વિલોચન કેશવલાલ ધ્રુવ તરફથી તા ૨૦-૬-'૪૩ નો પત્ર, બાબતે તેમના મરહૂમ પિતાશ્રીની હસ્તલિખિત પ્રતિઓના સગ્રહની શરતો—આવ્યો છે તે રજૂ થતા ઠરાવ કે સદરહુ સગ્રહ જણાવેલી શરતો મુજબ (દાખલા રૂપે નહિ ગણીને) સ્વીકારવો

(સર્વાનુમતે)

## દી બા કેશવલાલ ધ્રુવ સગ્રહ

૧ चाणाक्यसूत्राणि ( નોટ પૃ ૫૪ )
૨ स्वप्नवासवदत्तम् ( નોટ પૃ ૧-૯૬ ) }
प्रतिज्ञायौगन्धरायणम् પૃ ૯૮-૧૮૫ }
૩ गीतगिरीश ( નોટ પૃ ૭૦ ) લિ સ ૧૯૫૧
૪ गीतगोविंदम्—મરાઠી ભાષાતરની નકલ (चेतोहरदेव)નુ ( નોટ પૃ ૫૦ )
૫ मुद्राराक्षसव्याख्याग्रह ( નોટ પૃ. ૭૧ )

૬ मुद्राराक्षस-टीका वटेश्वरकृत — નોટ ૧—૭૮
मुद्राराक्षस पूर्वपीठिका — „ ૧—૧૯
पूर्वसंकथानक — „ ૧—૨૫

૭ मुद्राराक्षसम् ( નોટ પૃ. ૧ થી ૨૬ — ૧૦ )

૮ विक्रमोर्वशीयव्याख्या-काटयवेमनी ( નોટ ૧—૧૯૦ )

૯ मुद्राराक्षसनां પાઠાંતરો ( પરબીડિયું )

૧૦ वीणावासवदत्तम्-અપૂર્ણ ત્રણ અંક પછી — નોટ ૧-૧૨
त्रैविक्रमम् —સંપૂર્ણ — „ ૧—૩

૧૧ गरुडपुराण—સારોદ્ધાર ( સં. ૧૮૧૮ ) નોટ ૧-૩૨

૧૨ स्वर्गारोहण ( લિ. સં. ૧૮૧૭ ) પૃ. ૧—૩૧

૧૩ अमरुशतकशृंगारदीपिका टीका ( લિ. સં. ૧૭૪૧ ) પૃ. ૪-૪૪ પહેલાં ૩ તૂટક

૧૪ सिद्धहेम-તૂટક सूत्रपाठ

૧ મદાલસા—પ્રેમાનંદ (નોટ ૧-૮૩)
૨ નરસિંહ મેહેતાનું મામેરું (નોટ )
૩ ઉપવનવિનોદ—છોટાલાલ શિવલાલ ધ્રુવ (નોટ)
૪ નળાખ્યાન—પ્રેમાનંદ (નોટ— )
૫ અભિમન્યુ આખ્યાન—પ્રે૦— (નોટ— )
૬ કચ્છી ભાષાની ચોપડી (નોટ— )
૭ સપ્તશતીના છંદ—મધુસૂદન વ્યાસ — (નોટ ૧—૨૩)
કૃપાશંકર લાલજીનો રાસ — „
૮ રણજંગ—વજિયો

ગજેન્દ્રમોક્ષ—રામકૃષ્ણ
લક્ષ્મીપાર્વતીસંવાદ—ભાઈશંકર
સતભામાનું રૂસણું—ગોવિંદરામ — નોટ—
ધ્રુવાખ્યાન—વૈકુંઠસુત
પરચૂરણ કવિતા—

૯ લક્ષ્મણાહરણ—કુબેરકૃત — નોટ—છ. વિ. રાવળની નકલ
૧૦ શામળશાનો વિવાહ—હરિદાસ — „ „
૧૧ સુદામા ચરિત્ર—પ્રે૦ — „ „
દાણલીલા—પ્રે૦ — „ „
ધ્રુવાખ્યાન—તૂટક — „ „
દશમલીલા—પ્રે૦—તૂટક — „ „
ભ્રમરપચીશી—પ્રે૦— — „ „
૧૨ રુક્મિણીહરણ—પ્રે૦ તૂટક — „ „
૧૩ ઓખાહરણ—પ્રે૦ કડવાં ૨૯ ૧૭૨૨ની પ્રતની નકલ (નોટ)
૧૪ દ્રોણપર્વ—વિષ્ણુદાસ. તૂટક. કડવાં ૫ થી ૭૭ „

| | | | |
|---|---|---|---|
| ૧૫ મામેરુ—વિષ્ણુદાસ તૂટક<br>લવકુશ આખ્યાન—તૂટક<br>•શુકદેવાખ્યાન—વસ્તો લિ સ ૧૭૦૮<br>વિરાટ પર્વ—ખંડિત | નોટ | | |
| ૧૬ નક્ષત્રીમી—શામળ ૧૮૨૭ | | | |
| ૧૭ સુંદર વિલાસ—હિંદી | (૧–૮૮ નોટ) | | |
| ૧૮ નળાખ્યાન—પ્રે૦<br>સ્વર્ગારોહિણી—સુભદ્ર | ચોપડો<br>,, | પૃ૦ | ૧—૫૧<br>૧—૧૩ |
| રણયજ્ઞ—પ્રે૦ | ,, | | ૧—૩૧ |
| અભિમન્યુ આખ્યાન—પ્રે૦ | ,, | | ૧—૩૪ |
| શિવરાત્રિની કથા—પ્રે૦ | ,, | | ૧—૧૨ |
| પાંડવ વિષ્ટિ—ભાઉ | ,, | | ૧—૩૨ |
| એકાદશીની કથા—શિવદાસ | | | —— |

૧૯ અશ્વમેધ—તુલસી—તૂટક

૨૦ છક્કમોવએસો—અમરકીર્તિ લિ સ ૧૫૪૪

૨૧ રામાયણ—નાકર—નકલ ૧૯૦૫ પૃ૦ ૧—૨૦૨ વચ્ચે વચ્ચે તૂટક

૨૨ બ્રહ્મોત્તરખંડ ૨ (૧-૧૨-તૂટક) મહાદેવસુત હરદેવ

૨૩ કોકસાર—હિંદી લિ સ ૧૭૫૫ પૃ૦ ૩–૩૩ (પહેલા બે તૂટક)

૨૪ હારમાલા વગેરે (ચોપડો)

૨૫ સુધન્વા—નાકર (નોટ)
ઓખાહરણ તૂટક

૨૬ અશ્વમેધ—તુલસી ક ૧ થી ૬૧ તૂટક

૨૭ નળાખ્યાન—પ્રે૦ તૂટક

૨૮ અશ્વમેધ—તુલસી લિ સ ૧૭૯૬
ગદાપર્વ—નાકર લિ સ ૧૮૦૨
સુદામા ચરિત્ર પ્રે લિ સ ૧૮૦૨
} ચોપડો

૨૯ નાગદમન—લિ સ ૧૮૧૭

૩૦ સપ્તશતી—(તૂ) શ્રીધર
અને તેની નકલ

૩૧ રામકથા ૧૮–૨૨ (તૂ)
સીતા હરણ ૧–૧૬ (તૂ)

૩૨ પ્રકીર્ણ પદો પૃ ૧–૧૪
(વસંત ફાગ)

૩૩ શિવરાત્રિ કથા—શામળ લિ સ ૧૮૪૬

૩૪ વૈતાલ પચીશી ગુજ૦ ગદ્ય પૃ૦ ૧—૩૭

૩૫ ભક્તિ તરંગિણી

૩૬ નંદબત્રીસી પૃ૦ ૧—૬૮

૩૭ સ્વર્ગારોહણી } ખંડિત
ઓખાહરણ }

૩૮ સિંહાસન બત્રીસી--ખેડામાં
કલાવતી—વિનયગણિ
પુરંદર—ચોપઈ

૩૯ અભિમન્યુ આખ્યાન પ્રે૦ |
સુદામાચરિત્ર ( અપૂર્ણ ) પ્રે૦

૪૦ અશ્વમેધ—કહાનજી
યૌવનાશ્વ આખ્યાન વિ. સં. ૧૬૯૧ } ચોપડો
ચંદ્રહાસ આખ્યાન ,, ૧૬૯૩ }

૪૧ રાસનાં કવચ ( મરાઠી )

૪૨ કાનડદે પ્રબંધનાં તૂટક પાનાં ૪ થી ૬ }
,, ,, પાનાં ૨૧–૨૪ }
,, ,, પાનાં ૫ અને૮ }
હમીર રાસ પૃ૦ ૯–૧૦ }
ઉજ્જેણીનું વર્ણન પૃ૦ ૧

૪૩ પ્રહ્‌લાદ આખ્યાન તૂટક પાનાં ૫

૪૪ વિરાટપર્વ—તૂટક છૂટાં પાનાં--નાકર

૪૫ દશમસ્કંધ—પ્રે૦ વિ. સં. ૧૮૯૮

૪૬ હર્ષદકૃતિ—મોટો ચોપડો

૪૭ રસિકવૃત્તિ વિનોદ—મીઠુ, શરૂમાં ૪ તૂટક, છેવટ પણ.

૪૮ શ્રીરસ ઉલ્લાસ ૩—૧૨ મીઠુ—જાનીના સંગ્રહમાંથી ઉતારા

૪૯ શ્રીરસ

૫૦ મીઠુના બીજા ઉતારા

૫૧ શક્તિવિલાસ ૧૦

૫૨ પદો શ્રુતિ સ્તુતિ મહિમ્ન સ્તોત્ર

૫૩ પરચૂરણ—તૂટક

૫૪ સ્ત્રી તત્ત્વ ( સં૦ )

૫૫ પરચૂરણ પાનાં

૫૬ રાસરસ—વસંતનાં પદ

૫૭ રાસરસ—મુખ્ય પ્રત ખંડિત

૫૮ રાસરસ

૧ તુઝમલુત—તવારીખ—ફોટો કોપી
૨ રાજા સીયકનું દાનપત્ર } બે પૂં
૩ ,, ,, }
૪ વડોદરાનો નકશો
૫ પાળિયાનો ફોટો
૬ ધરણમાતા—ફોટો
૭ તરણમાતા—,,
૮ કોટયર્ક માહાત્મ્ય—છાપેલું

## ગુ. વ. સોસાયટીને મળેલુ નવું ટ્રસ્ટફંડ

## ‘ગોપાળ (ભચેચ) ભેટ ફંડ’ રૂ. ૩,૦૦૦/–નું

Ellis Bridge, Dilhar Dwar,
Ahmedabad.
17th August 1943

To,
The Honorary Secretary,
Gujarat Vernacular Society, Ahmedabad.
Dear Sister,

I wish to entrust Rs 3000/- Rupees three thousand only, to the Gujarat Vernacular Society, in the form of 3½% Promissory Notes ( Govt Paper ), under the following conditions —

1 The amount of Rs 3,000/– is to be kept intact and the interest only is to be used every year if there are receipients

2 The two gifts are to be named " Gopal ( Bhachech ) Bhet "

3 The two Bhets are to be given **one to a male student and one to a female student,** without distinction of caste or creed, race or religion

4 The male and the female students must fulfil the following conditions—

(A) The male & the female students must be studying for **The University of Bombay Matriculation Examination** in any one of the Ahmedabad city or Suburban High Schools

(B) If either a male student or a female student comes among the First ten of all the University of Bombay Passed Matriculates, then Rs 60/- Gopal Bhet is to be given to that male student or female student, and Rs 40/- Gopal Bhet to the next female student or male student, to be found out from D, E, or F of this condition one after the other

or (C) If a male student and a female student both pass the

University of Bombay Matriculation Examination among the First ten of all the University of Bombay Passed Matriculates, then the two Gopal Bhets are to be of Rs. 50/- each.

or (D) If a male student & female student stand First and Second or Equal in Highest Marks, in Ahmedabad Centre, then Rs. 47 each are to be given as Gopal Bhet to him and her.

If only a male student or a female student comes First, in Ahmedabad Center, then one Rs. 47/- Gopal Bhet is to be given to Him or Her, and the other Rs. 47/-Gopal Bhet to the next Her or Him, to be found out from E or F of this condition one after the other.

or (E) If a male student and a female student stand First and Second or Equal in Highest Marks, among all the Ahmedabad City and Subarban High Schools, then Rs. 44/- each are to be given as Gopal Bhet to him and her.

If only a male student or a female student comes First among all the Ahmedabad City and Suburban High Schools, then Rs. 44/- Gopal Bhet is to be given to Him or Her, and the other Rs. 44/- Gopal Bhet to the next Her or Him, to be found out from F of this condition.

or (F) If B or C or D or E are not possible, then as a last measure only Rs. 41/- Gopal Bhet is to be given to that male student who stands First among all the male students of all the Ahmedabad City and Suburban High Schools, and Rs. 41/- Gopal Bhet is to be given to that female student who stands First among all the female students of All the Ahmedabad City & Suburban High Schools.

(5) If in sub-clauses D & E the First & Second or Equal in Highest Marks are both Males or Females, then one Gopal

Bhet, of that particular sub clause, is to be equally divided between the two Male students, or Female students, as the case may be, and the other Gopal Bhet of that particular sub-clause is to go entire to that Female student or Male student who stands in the lower grade—upto the last grade, to preserve the standard of One Male student and One Female student

(6) The question of giving the two Gopal Bhets is generally to be decided by keeping in mind, as far as possible, one male student and one female student, Grade & Highest Marks (First and Second or Equal)

(7) The grades are

(a) Either Male Student or Female Student among the First Tens of all the Bombay University Passed Matriculates (Rs 60/- & Rs 40/—)

(b) Both male and female students among the First Ten of all the Bombay University Passed Matriculates (Rs 50/- & Rs 50/-)

(c) First and Second or Equal in Highest Marks in Ahmedabad Centre (Rs 47 & Rs 47/-)

(d) First & Second or Equal in Highest Marks in Ahmedabad City and Suburban High Schools (Rs 44/- & Rs 44/-)

(e) First among all male students and First among all Female students in Ahmedabad City and Suburban High Schools (Rs 41 & Rs 41/—)

(8) Whenever the two Gopal Bhets are to be given according to D or E or F of condition 4 there will remain a balance of Rs 6, 12, or 18, which the Gujarat Vernacular Society may give to the Municipal Girls' High School, to give to that female student who comes in the Matriculation class from Std VI, with Highest Marks

But in case the Gujarat Vernacular Society requires a certain sum which this balance can permit, for the purposes of Gopal Bhets or for the management of this fund, that sum may

first be taken from the above balance.

(9) The eligibility of the male and female students to the Gopal Bhets may be decided by the Honorary Secretary of the Gujarat Vernacular Society as thought fit.

(10) The Managing Committee of the Gujarat Vernacular Society may make necessary changes in the conditions of this trust, as time and circumstances require, keeping in mind its main object i. e. not only of giving but also of the way of giving.

(11) The Gujarat Vernacular Society may take, from the interest of this fund, the sum as per the rules and regulations framed for the management of Trust Funds.

(Sd). **Kamlashankar Gopalshankar Bhachech.**

[ કારોબારી સમિતિ ] [ તા. ૧૯-૮-૧૯૪૩ ]

**ઠરાવ નં. ૮**

શ્રી. કમળાશંકર ગોપાળશંકર ભચેચનો તા. ૧૭-૮-૪૩નો પત્ર બાબતે ગોપાળ ભેટ રૂ. ૩,૦૦૦/- ની સોસાયટીને ટ્રસ્ટ તરીકે સોંપવા રજૂ થતાં ચર્ચા બાદ ઠરાવ કે ગોપાળ ભેટ સ્વીકારવી. (સર્વાનુમતે)

## પ્રિયંવદા ઠાકોર ગ્રામ વાંચનાલય

ગુજરાત વર્નાક્યુલર સોસાયટીને શ્રીયુત વૈકુંઠલાલ શ્રીપતરાય ઠાકોરે એમનાં સ્વર્ગસ્થ પુત્રી બહેન પ્રિયંવદાના નામથી ગુજરાતમાં ગ્રામ વાંચનાલયો ખોલવા માટે રકમ બક્ષીસ આપેલી તેમાંથી હજુ રકમ બાકી છે. તેનો ઉદ્દેશ એવો છે કે, ગુજરાતમાં જે કોઈ ગામડું, જેની વસ્તી ૧૦૦૦ ની અંદર હોય, જ્યાં નિશાળો ચાલતી ન હોય અને બીજું કોઈ વાંચનાલય ન હોય તે, રૂ. ૧૦ ની રકમ એકઠી કરી મોકલી આપે તેને એટલી બીજી રકમ ઉમેરી, એ આખી રકમનાં એટલે રૂ. ૨૦ નાં વર્તમાનપત્રો અને માસિકો મોકલવા વ્યવસ્થા કરવામાં આવશે. વાસ્તે જે ગામો સદરહુ યોજનાનો લાભ લેવા ઇચ્છતાં હોય તેઓએ ગુજરાત વર્નાક્યુલર સોસાયટીના સરનામે **તા. ૧૫ મી ફેબ્રુઆરી સુધીમાં** અરજી લખી મોકલવી.

તા. ક.—નિશાળ અને વસ્તી બાબત પ્રમાણપત્ર સામેલ રાખવું. પાછળથી તેનો લાભ મળી શકશે નહિ.

પો. બો. નં. ૨૩
**ભદ્ર, અમદાવાદ.**
તા. ૨૬-૯-૧૯૪૩

લિ૦
**વિદ્યાબહેન ર. નીલકંઠ**
ઑન. સેક્રેટરી, ગુજરાત વર્નાક્યુલર સોસાયટી

# સને ૧૯૪૩–૪૪ નાં ભેટનાં પુસ્તકો

ગુજરાત વર્નાક્યુલર સોસાયટીના સન ૧૯૪૩—૪૪ ની સાલના ભેટ આપવાના પુસ્તકો પૈકી નીચેના પુસ્તકો તૈયાર થયા છે. જે સભ્યોને તથા નોધાયેલા પુસ્તકાલયોને તે તરત જ જોઈતા હોય તેમણે તે સોસાયટીના કાર્યાલયમાથી મગાવી લેવા બહારગામથી મગાવનારે ટપાલ તથા રવાનગી ખર્ચના, રજિસ્ટ્રેશન ખર્ચ સાથે, રૂ ૦–૭–૦ મોકલી મગાવી લેવા

| | | |
|---|---|---|
| ૧ સંસ્કૃત નાટયશાસ્ત્રના વિકાસની રૂપરેખા | પ્રો ડોલરરાય ર માકડ | ૦-૧૨ ૦ |
| ૨. સ્ત્રીઓનુ આર્થિક સ્વાતંત્ર્ય | શ્રી સુમતિબહેન વિ પરીખ | ૦–૫–૦ |
| ૩ ચારણો અને ચારણી સાહિત્ય | શ્રી ઝવેરચંદ મેઘાણી | ૧–૦–૦ |

*

# આચાર્ય આનંદશંકર ધ્રુવ સ્મારક ગ્રંથ

સ્વ ડૉ આનદશકર ધ્રુવ સ્મારક ગ્રથ એપ્રિલ, ૧૯૪૪ના અરસામા પ્રકટ થશે આ ગ્રથ ક્રાઉન આઠ પેજી ૮૦૦ પાનાનો થશે તેમા સાદાં તથા રગીન ચિત્રો પણ આવશે તેના લેખકોમા હિંદના જાણીતા વિદ્વાનોનો સમાવેશ થાય છે

આ ગ્રથના ગ્રાહક તરીકે નોધાવા ઇચ્છનાર તા ૩૧-૧૦–૧૯૪૩ સુધીમા રૂ ૧૦) મોકલી આપશે તો પાછળથી કીમત વધશે તોપણ તેમને રૂ ૧૦) માંજ આપવામા આવશે આજીવન સભ્ય તથા નોધાયેલા પુસ્તકાલયોને રૂ ૧) કાપી આપવામા આવશે. ગ્રાહક તરીકે નોધાવા માટે તેમણે તા ૩૧–૧૦–૧૯૪૩ સુધીમા રૂ ૯) મોકલી આપવા

તા ૩૦–૯–૧૯૪૩
ગુ વ સોસાયટી,
ભદ્ર, અમદાવાદ

વિદ્યાબહેન ર નીલકંઠ
ઑન સેક્રેટરી

## ગુ. વ સોસાયટીનું સને ૧૯૪૨–૪૩ નુ વાર્ષિક વ્યાખ્યાન

**વિગ્રહ પછીની વિશ્વરચના—વ્યાખ્યાતા પ્રો કે ટી. શાહ ૦-૪-૦**

આ વ્યાખ્યાન **અંગ્રેજીમાં**

**India's Place in Post-War Reconstruction** **Prof K. T. Shah 1-0-0**

બન્ને માટે લખો **ગુ. વ સોસાયટી, ભદ્ર, અમદાવાદ**

---

મુદ્રક - મણિલાલ કલ્યાણદાસ પટેલ, ધી સૂર્યપ્રકાશ પ્રિન્ટિંગ પ્રેસ,
ઠે પાચકૂવા દરવાજા બહાર, કૂવારા સામે—અમદાવાદ

# બુદ્ધિપ્રકાશ

## ત્રૈમાસિક

ગુજરાત વર્નાક્યુલર સોસાયટી (અમદાવાદ) તરફથી તંત્રી અને પ્રકાશક
રસિકલાલ છો. પરીખ

વર્ષ ૯૦મું : અંક ચોથો ] ઑક્ટોબર-ડિસેમ્બર ૧૯૪૩ [ વાર્ષિક ૧-૮ : છૂટક ૦-૮-૦

## અનુક્રમ

बुद्धिप्रकाश
Buddhiprakash
पुस्तक ९० मुं ] ऑक्टोबर–डिसेम्बरः १९४३ [ अंक ४

# [1]ધાતુઓ : નવી અને જૂની

ડૉ૦ નરસિંહ મુ. શાહ

મનુષ્ય જન્મે ત્યારથી શરૂ કરીને તે પંચત્વ પામે ત્યાં સુધી તેના શરીરમાં અનેક રાસાયનિક ક્રિયાઓ ચાલ્યાં કરે છે. મનુષ્યશરીર એક મોટી પ્રયોગશાળા છે. હવામાંથી પ્રાણવાયુ લઈને શ્વાસોચ્છ્વાસ ચાલે છેઃ ખોરાક પચાવવા માટે હોજરીમાં અનેક રાસાયનિક ક્રિયાઓ થયાં કરે છે. હવા, ખોરાક અને કપડાં મનુષ્યની પ્રાથમિક જરૂરિયાતો છે. પણ માનવીનું સાંસ્કારિક જીવન માત્ર આટલી વસ્તુઓ પર નભતું નથી. મનુષ્યનું પ્રથમ રાસાયનિક હથિયાર અગ્નિ હતો. પોતાનો ખોરાક પકવવા માટે તેનો ઉપયોગ કરવામાં આવતો અને આજે પણ આવે છે. ઠંડી સામે પોતાનું રક્ષણ કરવા મનુષ્ય અગ્નિ પ્રજળાવતો. હિંસક પ્રાણીઓ સામે પોતાના રક્ષણાર્થે મનુષ્ય ઘણા જૂના કાળથી હથિયારનો ઉપયોગ કરતો આવ્યો છે. આ હથિયારો તેણે શરૂઆતમાં હાડકામાંથી બનાવ્યાં હતાં, એમ પુરાવો મળી આવે છે. ત્યારબાદ પથ્થરયુગ આવ્યો. આ યુગમાં પથ્થરનો ઉપયોગ થવા લાગ્યો. આ કાળ લગભગ ૭૦૦૦ વર્ષો પહેલાં હતો.

પછી જેમજેમ સંસ્કૃતિ આગળ વધવા લાગી, તેમતેમ ધાતુઓનો ઉપયોગ હથિયારની બનાવટમાં થવા લાગ્યો. આ ધાતુઓ મોટે ભાગે ધાતુરૂપે જ મળી આવતી, એટલે તેમાં મનુષ્યને વિશેષ રાસાયનિક જ્ઞાનની જરૂર ન પડતી. આવી ધાતુઓમાં સોનું, રૂપું, ત્રાંબું—જે સહેલાઇથી મળી આવે છે—તે મુખ્ય હતાં. કેટલાક ખરતા તારાઓમાંથી અત્યંત જૂજ પ્રમાણમાં શુદ્ધ લોઢું મળી આવે છે. આ ધાતુએ મનુષ્યનું ધ્યાન ખેંચ્યું. આ ધાતુ સારી રીતે ઘડી શકાય અને ટીપી શકાય એટલે તેમાંથી હથિયાર બનાવવાની શરૂઆત થઈ અને તેનો ઉપયોગ વધવા લાગ્યો. પણ લોઢું મોટા પ્રમાણમાં સહેલાઇથી પ્રાપ્ય ન હોવાથી પથ્થરનાં હથિયારોનો ઉપયોગ ચાલુ રહ્યો. ઉપરની બધી ધાતુઓમાંથી ત્રાંબું સહેલાઇથી મળી શકે છે. તેના ખનિજમાંથી ત્રાંબું બનાવવું ખૂબ મુશ્કેલ નથી. ત્રાંબાનું ખનિજ સર્વત્ર મળી આવે છે. રાજપૂતાનામાં ત્રાંબાની પુષ્કળ ખાણો હતી, અને ત્યાં મોટા પાયા પર ત્રાંબું ગાળવામાં આવતું. એમ આચાર્ય પ્રફુલ્લચંદ્ર રૉયે પોતાના 'હિંદુ રસાયનના ઇતિહાસ'માં લખ્યું છે. પરિણામે લોઢા કરતાં ત્રાંબાનો ઉપયોગ વધી ગયો અને ત્રાંબાયુગની શરૂઆત થઇ. પછી કલઇની શોધ થઇ. કલઈ ખૂબ પોચી ધાતુ છે, એટલે તેમાંથી બનાવેલાં હથિયાર જલદી વળી જતાં. આ મુશ્કેલી દૂર કરવા કલઈની સાથે ત્રાંબું ભેળવવામાં આવતું. આ મિશ્રણ એટલે કાંસું. કાંસાના હથિયાર કઠણ, એટલે તેનો

---

૧. ધી રૉયલ ઇન્સ્ટિટ્યૂટ ઑફ સાયન્સ અને મુંબઈ ઇલાકા એડલ્ટ એજ્યુકેશન ઍસોસિયેશનના સંયુક્ત આશ્રય નીચે તા. ૭–૮–૪૩ ના રોજ 'રોજિંદા જીવનમાં રસાયન' એ વિષય પર લેખકે આપેલ ભાષણમાંથી.

ઉપયોગ વધતો ગયો આમ કાંસાયુગ શરૂ થયો. આ લગભગ ૫૦૦૦ વર્ષો પૂર્વેની વાત છે

લોઢાના ખનિજમાથી લોઢુ બનાવવાનુ જ્ઞાન મનુષ્યને થવા લાગ્યુ તેમા રહેલી ગૂચવણભરેલી ગસાર્યાનક ક્રિયાઓ મનુષ્ય પરપરાએ વધારે સારી રીતે સમજવા લાગ્યો લોઢુ ધીમેધીમે આગળ આવવા લાગ્યુ કાસાયુગમાથી મનુષ્ય લોહયુગમા આવ્યો. આજે પણ આફ્રિકાની કેટલીક હબસી જાતિઓ જૂની પુરાણી રીતે પોતાના ઉપયોગપૂરતું લોઢુ બનાવી લે છે હિંદુસ્તાનમા લોઢુ બનાવવાની કળા ઊંચી કક્ષાએ પહોચી હતી દિલ્હી નજીક કુતુબમિનાર પાસે ૫૫ ટનનો લોહનો અશોક-સ્તભ આની જીવત સાક્ષીરૂપે હજી પણ ઊભો છે. લોઢામાથી મિશ્ર ધાતુ ( alloys ) સારી રીતે બનાવી શકાય છે ખાસ કરીને કાર્બન —કોલસાના તત્ત્વ સાથે પ્રમાણસર લોઢું મેળવવાથી જુદીજુદી જાતના લોહની ઉત્પત્તિ થાય છે—ગજવેલ, પોલાદ, બીડ બીડમા સૌથી વધારે પ્રમાણમા (૨ ૨ થી ૪.૫ ટકા) કાર્બન છે, પોલાદમા ઓછામા ઓછો (૦.૧૨ થી ૦ ૨૫ ટકા) છે, અને ગજવેલમા એ બેની વચ્ચે એટલે ૦ ૧૫ થી ૧.૫ ટકા આવે છે–તેમ જ લોહ સાથે સયુક્ત સ્થિતિમા હોય છે

આ બધી પ્રાચીન ધાતુઓની વાત થઈ તેઓનો ઉપયોગ મોટે ભાગે હથિયાર-બનાવટ માટે થતો સસ્કૃતિ ફેલાવા લાગી મનુષ્યની બુદ્ધિ પ્રકૃતિના બળો પર વિજય મેળવવા લાગી ધાતુઓ ગાળવાની કળા વૈજ્ઞાનિક પદ્ધતિએ આગળ વધવા લાગી આનુ કારણ એ કે રાસાયનિકો પોતાના સિદ્ધાતો વિસ્તૃત કર્યે જતા હતા પ્રાચીન તત્ત્વવેત્તાઓએ આકેલી યા બાધેલી મર્યાદાઓ પ્રયોગોદ્વારા તૂટતી હતી પદાર્થોની સાદામા સાદી સ્થિતિ શોધી કાઢવા પ્રયત્નો થતા હતા. આમ મૂળતત્ત્વો ( Elements ) અસ્તિત્વમા આવ્યાં આ મૂળતત્ત્વો શરૂઆતમાં થોડા હતા, પણ અત્યારે ૯૨ ની શોધ થઈ છે શરૂઆતમા ચૂના અને મીઠાને મૂળતત્ત્વો ગણવામા આવતા ૧૮૦૭મા વીજળીની મદદ વડે ચૂના અને મીઠાના મૂળતત્ત્વો જુદા પાડવામા આવ્યા આ મૂળતત્ત્વોમાથી બીજી કોઈ સાદી વસ્તુ નીકળી શકતી નથી મૂળતત્ત્વોનો આ એક લાક્ષણિક ગુણ છે આ સદીમા રેડિયમ નામનુ મૂળતત્ત્વ શોધી કાઢવામા આવ્યુ છે આ રેડિયમ સ્વય તૂટી પડે છે અને તેમાથી બીજા તત્ત્વો પેદા થાય છે આ રેડિયમ-પ્રક્રિયા સ્વય ચાલ્યા કરે છે, તેમા કોઈ ગરમી કે બીજી રાસાયનિક મદદની જરૂર પડતી નથી આથી એક મહાપ્રશ્ન ઉદ્ભવ્યો છે કે રેડિયમને મૂળતત્ત્વ કહેવુ કે નહિ? અને જો રેડિયમને મૂળતત્ત્વ ગણીએ તો મૂળતત્ત્વની પ્રચલિત વ્યાખ્યામા ફેરફાર કરવાની જરૂર ઊભી થાય છે

આ તો રાસાયનિક સિદ્ધાતની વાત થઇ પણ રેડિયમ દર્દનિવારણમા ખૂબ ઉપયોગી નીવડયુ છે કેન્સર—ચાદા જેવુ ભયકર દર્દ મટાડવામા તેનો ઉપયોગ થાય છે આ ૯૨ મૂળતત્ત્વોમાથી વિશ્વની ઉત્પત્તિ થઈ છે આ મૂળતત્ત્વોના અનેકવિધ સયોજનથી હજારો પદાર્થો અસ્તિત્વમા આવ્યા છે ધાતુઓ આ મૂળતત્ત્વોમા આવી જાય છે પ્રાચીન ધાતુ-ઓને જુદી રાખતા અનેક નવી ધાતુઓ શોધાઈ છે અને આ નવી ધાતુઓ આપણા રોજિંદા જીવનમા શો અગત્યનો ભાગ ભજવે છે એ વિષય ખૂબ રસદાયી છે

મૂળતત્ત્વોમાથી અ-ધાતુઓ ( non metals ) જુદી તારવતા બાકીની બધી ધાતુઓ આપણા જીવનમા પરોક્ષ યા પ્રત્યક્ષ ઘણો ભાગ ભજવે છે આમાની કેટલીક ધાતુઓનુ તો આપણા પૂર્વજોને ભાન પણ નહોતુ—તેનો સ્વપ્ને પણ ખ્યાલ નહોતો આ ધાતુઓનુ અસ્તિત્વ આધુનિક સશોધનને આભારી છે આ નવી ધાતુઓનુ જૂની ધાતુઓ

સાથે સંમિશ્રણ કરવામાં આવે છે. પરિણામે અનેકવિધ નવા ગુણો ધરાવતાં સંમિશ્રણો અસ્તિત્વમાં આવ્યાં છે. એટલું કહેવું બસ થશે કે લોહયુગમાંથી મનુષ્ય અત્યારે બીજી ધાતુઓનો યુગ સરજી રહેલ છે. આ બીજી ધાતુઓમાં એલ્યુમીનિયમ પ્રથમ સ્થાન લે છે. એલ્યુમીનયમ અને તેનાં સંમિશ્રણો ખૂબ મોટા પ્રમાણમાં ઉપયોગમાં આવતાં જાય છે. ગજવેલમાં એલ્યુમીનિયમનું સંમિશ્રણ કરવાની ભલામણ થઈ છે. ૨.૨૫ ટકા એલ્યુમીનિયમવાળું લોઢું વીજળીક સંચાકામમાં પુષ્કળ વપરાય છે. એલ્યુમીનિયમ હલકી ધાતુ છે; સહેલાઇથી ખવાઇ જતી નથી. ત્રાંબાના તારના જેટલી કે તેથી પણ વધારે વિદ્યુત્–વાહિની શક્તિ તેમાં છે. એટલે વીજળીના તાર બનાવવા માટે હવે એલ્યુમીનિયમ ખૂબ વપરાય છે. એલ્યુમીનિયમની શોધ આધુનિક છેઃ તેના ખનિજમાંથી એલ્યુમીનિયમ ધાતુ કાઢવાનું કાર્ય વીજળીની મદદ વડે કરવામાં આવે છે. આપણા હિંદુસ્તાનમાં એલ્યુમીનિયમનાં ખનિજ પુષ્કળ જથ્થામાં મળી આવે છે, પણ સસ્તી વીજળી અને બીજી સગવડોના અભાવે આ ધાતુ અહીં બનાવાતી નથી.

હવે આપણે બીજી ધાતુઓ લઈએ. આમાં નીકલ, ક્રોમિયમ, મેન્ગેનીઝ, બીસ્મથ, એન્ટીમની વગેરેનો સમાવેશ થાય છે. નીકલના સિક્કાથી હવે સૌ કોઈ માહિતગાર છે. આ નીકલનો ઉપયોગ સિક્કાની બનાવટ ઉપરાંત, લોઢા સાથે સંમિશ્રણ કરવામાં થાય છે. આવું સંમિશ્રણ સૌ પ્રથમ ફ્રાંસમાં બનાવવામાં આવ્યું હતું. આ મિશ્ર–ધાતુ ઘણી ઉપયોગી છેઃ તેની વિસ્તીર્ણતા—expansion—સૌથી ઓછી છે—પ્લેટીનમ નામની ધાતુ કરતાં પણ •૩૦ ટકા નીકલ–લોહનું સંમિશ્રણ ઘડિયાળના લોલકની બનાવટમાં વાપરવામાં આવે છે. ઇન્વાર ( invar )ની બનાવટમાં ૩૬ ટકા નીકલ, ૦•૫ કાર્બન, ૦•૫ મેન્ગેનીઝ હોય છે. આ સંમિશ્રણ પર કાટ ચઢતો નથી, પૉલિશ સારું ચઢે છે અને વીજળીક ભઠ્ઠીમાં —જ્યાં ઘણી સખ્ત ઉષ્ણતા હોય છે—પણ તે વાપરી શકાય છે. નીકલનો અત્યંત બારીક ભુક્કો હાઇડ્રોજન વાયુને ખૂબ સમાવી લે છે એટલે વનસ્પતિના તેલમાંથી બનાવટી ઘી તૈયાર કરવામાં તેનો ઉપયોગ કરવામાં આવે છે. લોઢામાં ક્રોમિયમ ઉમેરવાથી લોઢામાં સખ્તાઇનો ગુણ આવે છેઃ આવું સંમિશ્રિત લોઢું કાપવાનાં હથિયારો બનાવવા માટે અને ભારે ઘર્ષણવાળા સાંચાકામની બનાવટમાં ઉપયોગી થાય છે. જર્મનસિલ્વરમાં ૬૦ ટકા ત્રાંબું, ૩૦ ટકા જસત અને ૧૦ ટકા નીકલ આવે છે. બીસ્મથમિશ્રિત સંમિશ્રણો ગરમ પાણીમાં પણ ઓગળી જાય છે, એટલે આ ગુણનો લાભ લઈને વરાળના બોઇલર અને એવા સંચાઓમાં આ બીસ્મથ–યુક્ત સંમિશ્રણો સહીસલામતીના વાલ યા પ્લગ તરીકે વપરાય છે. આથી અકસ્માત વખતે જાનમાલની ખુવારી અટકે છે. બીસ્મથ–યુક્ત સંમિશ્રણ વરાળ લાગતાં ઓગળી જાય છે અને વરાળનું જોસ કમી થઈ જાય છે. આ સંમિશ્રણોને fusible alloys કહેવાય છે. છાપવાનાં બીબાંની બનાવટમાં એન્ટીમનીનો ઉપયોગ થાય છે.

એન્ટીમની કેટલાંય અગત્યનાં સંમિશ્રણોના અંશ તરીકે પુષ્કળ વપરાય છે;

| | સીસું | એન્ટીમની | કલઈ | ત્રાંબું | જસત |
|---|---|---|---|---|---|
| બીબાંની ધાતુ | ૬૦ | ૩૦ | ૧૦ | ... | ... |
| લીનો ટાઇપ ધાતુ | ૮૩•૫ | ૧૩•૫ | ૩ | ... | ... |
| મોનો ટાઇપ ધાતુ | ૮૦ | ૧૫ | ૫ | ... | ... |
| બ્રિટાનિયા ધાતુ | ... | ૧૦•૪ | ૮૫•૭ | ૧•૦ | ૨•૯ |

| | | | |
|---|---|---|---|
| ઘર્ષણ વિનાની (બેરીંગમાં વપરાતી) ધાતુ | ૮૦ | ૮ | ૧૨ |

હિંદુસ્તાનના દક્ષિણ છેડે આવેલ ત્રાવણકોરમા એક જાતની રેતી થાય છે તેને મોનાઝાઈટ—monazite–રેતી કહેવામા આવે છે આ રેતી ખૂબ ઉપયોગી છે તેમા સેરિયમ અને થોરિયમના પદાર્થો આવેલા છે આ સેરિયમ અને થોરિયમ પેટ્રોમેક્ષના મેન્ટલ બનાવવામા પુષ્કળ વપરાય છે આ ઉપરાંત તેમા બીજી પુષ્કળ વિરલ ધાતુઓનું મિશ્રણ આવેલું હોય છે તેમા ડીડાઈમિયમ નામનું એક તત્ત્વ હોય છે આવા પદાર્થોમા એવો ગુણ છે કે તેમાથી કાચ બનાવી તેના ચશ્મા પહેરનારની આખને ઝગઝગાટથી નુકસાન થતું નથી એટલે મોટા કારખાનાઓમા વેલ્ડીંગ અને ભટ્ટી આગળ કામ કરનાર કામદારોની આખોનું રક્ષણ કરવા આવા કાચના ચશ્મા પહેરાવાય છે મોનાઝાઇટ રેતીમાથી સીગારલાઇટરના પથ્થરો પણ બનાવાય છે

એલ્યુમીનિયમથી પણ હલકી ધાતુ મેગ્નેસિયમ છે આ ધાતુ વિમાનોની બનાવટમા પુષ્કળ વપરાય છે આધુનિક યુદ્ધસચાલનમા મેગ્નેસિયમ ખૂબ અગત્યનું ગણાય છે અમેરિકામા આ ધાતુ બનાવવાની નવી રીતો યુદ્ધના પ્રયાસ તરીકે અસ્તિત્વમાં આવી છે મેગ્નેસિયમ બળે ત્યારે આખો અજાઈ જાય એટલો પ્રકાશ પેદા થાય છે એટલે રાત્રે ફોટો લેવા માટે મેગ્નેસિયમ-યુક્ત પદાર્થો ( flash–powders )નો ઉપયોગ કરવામા આવે છે ફૂલઝર અને ફટાકડામા પણ આ ધાતુનો બારીક ભુક્કો વપરાય છે મેગ્નેસિયમ સયુક્ત પદાર્થો દવા–ઔષધોમા ખૂબ વપરાય છે વીજળીક ભટ્ટીમા મેગ્નેસિયમની ભસ્મવાળી ઈંટો વપરાય છે આ ઈંટો પુષ્કળ ગરમીને લીધે ખવાઈ જતી નથી ૯૦ ભાગ મેગ્નેસિયમ ભસ્મ, ૫ ભાગ લોહભસ્મ અને ૫ ભાગ ચૂનો રેતી વગેરેમાથી બનાવેલી ગરમીની સામે ટક્કર લે એવી આ ઈંટો પર ૨૦૦૦°સી પર્યંત ગરમીની અસર થતી નથી કોબાલ્ટ નામની ધાતુ નીકલની સાથે મળી આવે છે આ ધાતુ રૂપા જેવી સફેદ છે અને જરાક વાદળી રંગની છાંટ હોય છે ૩૫ ટકા કોબાલ્ટવાળુ ગજવેલ લોહચુબકની બનાવટમા વપરાય છે આવા લોહચુબકોનો લોહ આકર્ષવાનો ગુણ લાબા કાળે પણ કમી થતો નથી કોબાલ્ટ, ક્રોમિયમ અને ટગસ્ટનનુ સમિશ્રણ 'સ્ટેલાઈટ' નામથી પ્રખ્યાત છે આ સમિશ્રણ ખૂબ સખત હોય છે, તેના પર તેજાબ ઇત્યાદિની કોઈ અસર થતી નથી વાઢકાપના હથિયારો બનાવવામા તેનો ઉપયોગ થાય છે કાપકૂપનો સામાન ( cutlery ) અને હથિયારો બનાવવામા ફેરેટેલ નામનું લોહ–ક્રોમિયમ અને કોબાલ્ટનુ સમિશ્રણ ઉપયોગમા લેવાય છે

આમ જૂની ધાતુઓ સાથે નવી ધાતુઓ મેળવવાથી તદ્દન નવા ગુણ ધરાવતા સમિશ્રણો અસ્તિત્વમા આવ્યા છે લોહયુગની અગત્ય ઘટી છે લોહેતર ધાતુઓ અગત્યનુ સ્થાન લેતી જાય છે ભવિષ્યમા આ પરિવર્તન કઈ દિશામા વળશે એ અત્યારે કલ્પવુ મુશ્કેલ છે આ બધી પ્રગતિ ધાતુઓના અભ્યાસમા સૂક્ષ્મદર્શક યત્રના ઉપયોગને આભારી છે ખનિજમાથી ધાતુઓ કાઢવાની વિદ્યામા પણ આ સદીમા નવી રીતો દાખલ થતી જાય છે જે ધાતુઓ બીજી રીતે ન કાઢી શકાય તેને એલ્યુમીનિયમની મદદ વડે જુદી પાડવામા આવે છે આને થરમાઈ રીત—thermie process–કહેવામા આવે છે આ રીતની મદદથી બીજી રીતે અપ્રાપ્ય ધાતુઓ મેળવવાનુ સુલભ છે

# દરિયાપારના હિંદીઓ

શ્રી. ડુંગરશી ધ. સંપટ

**લંકાનાં મોટાં શહેરો**—લંકાનાં નીચે મુજબ શહેરો છે.

૧. **કોલંબો**—એની વસ્તી પાંચ લાખની છે. આખા બ્રિટિશ પૂર્વ સામ્રાજ્યનું એ ચાવીરૂપ મધ્યબિંદુ છે. વિલાયતથી આવતી દરેક સ્ટીમર કોલસા લેવા અહીં લાંગરે છે. ઑસ્ટ્રેલિયા જવાનો સાગરમાર્ગ પણ કોલંબો સ્પર્શ કરીને અનુકૂલ રીતે જાય છે. મલાયાનાં મોટાં બંદર સીંગાપુર, જાવાના બેટેવિયા અને સુરબાયા બોર્નિયો સુમાત્રાના બેટો ખાતે જનારી સ્ટીમરો પણ અહીં સલામ કર્યા પછી જ જાય છે, ચીનનાં હોંગકોંગ શેંગાઈ, કંતાન બંદરો માટે માલ અને પ્રવાસી લઈને ઊપડેલી સ્ટીમરો પણ આ બંદરને નમસ્કાર કરે છે. જાપાનના યોકોહામા અને કોબી બંદરે જતી દરેક સ્ટીમર પણ આ સાગરના મુખ્ય મથકને ફૂડદે નાંગરીને જ જાય છે. હિંદના પશ્ચિમકિનારાનાં બંદરો મુંબઈ, કોચીન, કલીકટ, ગોવા અને ત્યુતિકોરીનથી ઊપડેલી સ્ટીમરોને પણ કોલંબોને નમસ્તે કર્યા પછી જ કલકત્તા, વિજંગાપટ્ટમ, કોકનાડા, ચાગામ, રંગૂન વગેરે બંદરે જવાનું બને છે. એની સલામી આવશ્યક હોવાથી સ્ટીમરોનું સૌથી મોટું દૂર પૂર્વમાં એ ધામ બન્યું છે.

કોલંબો શહેરનું કુદરતી બંદર અને બારું સારાં નથી. આથી બે કરોડ રૂપિયાના ખર્ચે સિમેન્ટના ૨૫ ફૂટ ઊંચા અને ૨૦ ફૂટ પહોળા મોટા પથ્થરોની લાંબી પહોળી દીવાલ બંદરને આડે કૃત્રિમ રીતે બાંધી છે. એની અંદર ત્રીસપાંત્રીસ સ્ટીમરો સુખેથી લાંગરી શકે છે. દીવાલના અટકાવથી સમુદ્ર ખૂબ ઊંચે ઊડી સાઠથી સો ફૂટ ઊંચા ફુવારા ઉડાવે છે.

કોલંબો સુંદર આધુનિક વેપારી શહેર છે. મુખ્ય વેપાર અંગ્રેજોના હાથમાં છે. એમની મોટી ઑફિસો, બેન્કો અને એજન્સીઓ છે. વિલાયતથી કાપડ, યંત્રો, લોઢાનું કામ, કાચનું કામ, ચામડાની વસ્તુઓ, રમકડાં, મોટરો, ફોનોગ્રાફો, રેડિયો એવી એવી અનેક ચીજો લંકાના આ મુખ્ય બંદરે ઊતરે છે. બદલામાં ચા, રબર, નારિયેળનું તેલ, પ્લમ્બેગો (સીશાપેનની ધાતુ), કોપ્રી, કોકાઆ વગેરે વિલાયત ખાતે ચઢે છે. ઘણી ખરી યુરોપિયન પેઢીઓ સ્કોટ લોકોના હાથમાં છે, એઓ એજન્સીઓ પણ રાખે છે. વિમો, શરાફી, ચાહના બગીચાઓની એજન્સીઓ એમના હાથમાં છે.

કોલંબોમાં હિંદીઓની સંખ્યા એક લાખ જેટલી છે. બધા નાના વેપારો એમના હાથમાં છે. ઑફિસોના ગેરન્ટી બ્રોકરો, ઑફિસો પાસેથી માલ લઈ પરચૂરણ વેચનારા હિંદીઓ જ છે. કોલંબોના લોઢા, કાપડ, અનાજ અને કરિયાણાના વેપારો હિંદીઓના હાથમાં છે. સૂતરની મિલ, બેન્કો, શરાફો, સિનેમાઓ અને સ્ટીમર એજન્સીઓ હિંદીઓના હાથમાં છે. લંકાના રહેવાસીઓને એમના ઉપર પુષ્કળ ઈર્ષ્યા છે. પરંતુ લંકાવાસીઓ મોજીલા સ્વભાવના હોવાથી પોતે વેપારમાં ઝંપલાવવાથી ડરે છે. કોલંબોના મોટા રસ્તાઓ બેંક શોલ સ્ટ્રીટમાં સોએ સો ટકા હિંદી વેપારીઓની જ દુકાનો છે. વિલાયતનો પરચૂરણ

વેપાર પણ હિંદી દુકાનદારો મારફતે થાય છે સિલોનનો હિંદ સાથે મોટો વેપાર છે અનાજની મોટી રકમ હિંદથી આવે છે ખાંડ, કાપડ, લોઢાકામ પણ પુષ્કળ આવે છે એ સર્વે હિંદી વેપારીઓ મંગાવીને વેચે છે લંકાવાસીઓ મૂડી એકત્ર કરીને વેપાર માટે દૂર દેશાવરેથી માલ મંગાવતા નથી તેમ હિંદ ખાતે મોટી રકમમાં કોપરા, તજ, સોપારી નારિયેળનું તેલ, હાથીદાંત જનાહિગ ચઢે છે તે સર્વે માલ હિંદી વેપારીઓને જ લંકાવાસીઓ વેચે છે પોતે પરદેશો સાથે સંબંધ ધરાવતા નથી,

કોલંબો એ મોટું સુંદર શહેર છે એની હવા ભીની છે આખું વરસ વરસાદ આવે છે કોઈ માસ વરસાદ વગર ખાલી નથી ગરમી ૬૦ થી ૮૦ ડિગ્રી સુધી હોય છે મોટા પહોળા રસ્તાઓ, મોટાં સુંદર મકાનો, સરકારી સ્થાપત્યોથી શહેર ખરેખર સુંદર છે આ બંદર ઉપર દરેક દેશનો પ્રતિનિધિ દેખાય છે કોલંબોના મધ્યમાં હિંદીઓના રહેવાના રસ્તા છે સ્વચ્છતા, સફાઈ, દેખાવ (બહારનો અને અંદરનો) વગેરેમાં એ સરસ લાગતા નથી ત્યાં મોકડાશ, સહેજ ગલીચી અને બગીચાઓનો અભાવ જોવામાં આવે છે મદ્રાસ તરફના હિંદીઓની વસ્તી વધારે છે પરંતુ તેઓ બહુ ધીચ રીતે રહે છે લંકાવાસીઓ ગરીબ છતાં પોતાના બગીચાઓમાં નારિયેળ, કણસ અને કેળના વૃક્ષોના વૃંદોની નીચે ઝૂંપડીઓ બાંધી રહે છે

કોલંબોનો દરિયાકિનારો સુંદર રીતે બાંધી સોહામણો બનાવ્યો છે અહીં ગોલફેસના માર્ગને કિનારે હજારો લોકો હવા ખાવા આવે છે કિનારા ઉપર માઇલોના માઇલો સુધી નરમ સુંવાળી રેતી કુદરતે પાથરી છે આથી ફરવાહરવાનું સરસ સ્થાન લોકોને મળે છે

કેટલાક ધનવાન બુદ્ધધર્મીઓએ કોલંબોમાં સુંદર બુદ્ધમંદિરો બાંધ્યાં છે તેમાં આંખને ગમે એવા બુદ્ધ ભગવાનના પૂર્વજન્મના ચિત્રો લંકાના ચિત્રકારોએ ચીતર્યાં છે પરંતુ તે ચિત્રો ઉપર પાશ્ચાત્ય પદ્ધતિની વલણ જોઈ ખેદ થાય છે આંખને એ ચિત્રો ગમે છે, હૃદયને ગમતા નથી જ્યાં ત્યાં આધુનિક યુરોપિયન સ્થાપત્યો અને ઉપવનોમાં ભપકાદાર અને ગાઢ રંગોના ચિત્રવિચિત્ર દશ્યો જોઈ મન પ્રસન્ન થતું નથી જાતકસમયની એ રાજાઓની અને તેમના રાજ્યના સભ્યોની પ્રતિકૃતિઓની મુખમુદ્રા, વેશભૂષા અને આસપાસના સભાગૃહોના ચિત્રોમાં ઐતિહાસિક અજ્ઞાન પ્રતિબિંબ થાય છે મંદિરોમાં હાથીદાંત અને લાકડાની કારીગરીનું કામ આકર્ષક અને હુન્નરમંદીભરેલું છે

હિંદુઓને માટે પણ કેટલાક સારા મંદિરો છે તેમાં સર પોનામ્બલમ રામનાથન જેઓ સિલોનના સરકારના અતિ ઉચ્ચ અધિકારી હતા તેમનું મંદિર સરસ સ્થાપત્ય, કળાવાળું છે આ શિવમંદિર પાછળ લાખો રૂપિયા ખર્ચાયા છે

કોલંબોમાં એક મોટું વિશ્વવિદ્યાલય છે તેમાં ઉચ્ચ શિક્ષણની ગોઠવણ છે છ એક કૉલેજો પણ છે હાઇસ્કૂલો પણ ઘણી છે બુદ્ધધર્મીઓ માટે બૌદ્ધિષ્ટ કૉલેજ છે સાધુઓના પાલિશિક્ષણ માટે આનંદ કૉલેજમાં પાલિભાષાનું ઉચ્ચ જ્ઞાન અપાય છે એ કૉલેજ પીળા ચીવરધારી સાધુઓ ચલાવે છે

કોલંબો રાજ્યધાનીનું શહેર છે એટલે સેક્રેટરિયટ અને ગવર્નર પણ અહીં રહે છે પ્રધાનોના હાથમાં મર્યાદિત સત્તા છે ગવર્નરને કુલ સત્તા છે આખા શાસનનો મુખ્ય ભાર

કોલોનિયલ સર્વિસવાળા બ્રિટિશ અધિકારીઓના પોલાદી ચોકઠામાં ચાતુર્યથી ગૂંથાયેલ છે. લંકાની પ્રજાની કોંગ્રેસ વધારે સ્વતંત્રતા અને શાસનસત્તા માંગી રહી છે. પરંતુ અંગ્રેજ સરકાર પોતાની સત્તા મૂકવા તૈયાર નથી. લંકાવાસી રાજ્યદ્વારીઓ દશ પ્રધાનનાં ખાતાં-ઓમાંથી સાતના અધિષ્ઠાતા તરીકે કામ કરે છે. એમને સલાહ આપવાને સ્ટેટ કાઉન્સિલના સભ્યોની કમિટીઓ નિમાય છે. સ્ટેટ કાઉન્સિલમાં ૫૦ ચૂંટી કાઢેલા સભ્યો અને આઠ લઘુમતીના નિમાયેલા સભ્યો અને ૩ સરકારી અધિકારીઓ છે. જાતીય ધોરણ ઉપર ચૂંટણી રચાયેલી નથી.

**કાન્ડી**—આ શહેર કુદરતના પૂરા સૌંદર્યના બહાર વચ્ચે આવેલું છે. ચારે તરફ આંખને ઠારે એવી અઢારે ભાર વનસ્પતિથી ભરપૂર ગિરિમાળાની વચ્ચે આ શહેર આવ્યું છે. એની વસ્તી ૫૦ હજાર માણસોની લગભગ છે. શહેરની આસપાસ પર્વતમાળાઓ ઉપર ચાહના યુરોપિયન બગીચા આવ્યા છે. ત્યાં જવા માટે સુંદર લાલ સડકો પર્વતો ઉપરે લાલ પટાઓ પાડયા હોય તેવી શોભે છે. કોલંબોમાં વાર્ષિક વરસાદ એકસો ઈંચ ઉપર પડે છે, જ્યારે કાન્ડીમાં પચાસ ઈંચ પડે છે. ચારે તરફ વનસ્પતિની નીલાશથી હવા ખરેખર શિતળ અને અનુકૂલ રહે છે. પર્વતોના ઉચ્ચ પ્રદેશમાંથી વહેતાં ઝરણાંઓ દૂરથી રૂપાનો ઝગઝગતો પ્રવાહ વહેતો હોય એવા દેખાય છે. સિલોન રેલ્વેથી આ શહેર સંધાયેલું છે.

મહાવેલી ગંગા નામે નદી એના પ્રાન્તદેશમાંથી વહી જાય છે. એના કિનારા ઠેઠ ઉચ્ચ ભાગથી તે નીચા ભાગ સુધી લીલા લીલા ઘાસથી આચ્છાદિત છે. એ ગાલીચા ઉપર પડી ચારે તરફ ગિરિમાળા ઉપર છવાયેલી વનસ્પતિઓથી આંખો ઠારવી એ પણ એક લહાવો છે.

કાન્ડી શહેરની વચ્ચે ૧।। માઈલ લાંબું સુંદર સરોવર છે. સરોવરની ચારે તરફ સુંદર પાકી સડક બાંધી છે. સડક ઉપર બેસવાને બાંકડાઓ ગોઠવ્યા છે. મોટાં વૃક્ષોની છાયા નીચે બાંકડાઓ ઉપર બેસી શિતળ પવનની લહેરીઓનો લાભ લઈ શકાય છે. સરોવરના કિનારા ઉપર માટીના સ્તંભોની નાની અગાસી આખા દશ્યને મનોહર બનાવે છે.

સરોવરની નજદીક રાણીઓનો નાજુક લાકડાનો બનાવેલો મહેલ છે. આ આખું સિલોન વલંદાઓ અને પાછળથી અંગ્રેજોએ લઇ લીધું હતું. પરંતુ કાન્ડીનું રાજ્ય સ્વતંત્ર હતું. પચાસેક વર્ષો થયાં આ રાજ્ય પણ યુરોપિયન મહત્ત્વાકાંક્ષાના વહેણમાં તણાઈ ગયું છે. રાણીઓના મહેલમાં હવે હુન્નરશાળા બેસે છે. હુન્નરશાળામાં લાકડાની, હાથીદાંતની, અને કચકડાની કારીગરીની અનેક નાદર વસ્તુઓ વિદ્યાર્થીઓ બનાવે છે. રાજાના મહેલમાં એજન્ટ ટુ ધી ગવર્નર ( રેસીડંટ ) રહે છે. તેની બગલમાં સુંદર શ્વેત પ્રાસાદમાં ગવર્નર એક માસ અત્રે ગાળે છે.

સરોવરની પાસે જ ધર્મોદય કોલેજ છે. હું જ્યારે ત્યાં ગયો હતો, ત્યારે તેના પ્રિન્સિ-પાલ મિ. બિલીમોરિયા કરીને પારસી ગૃહસ્થ હતા. એમનો ચૌદ વરસનો પુત્ર સ્કાઉટોની સાથે યુરોપ અમેરિકા ફરી આવ્યો હતો. આ કોલેજ ખાનગી દાનથી ચાલે છે. આ સિવાય એક ખ્રિસ્તી જેસુઅર ધર્મગુરુઓ પણ એક મીશન કોલેજ ચલાવે છે. એક કોલેજ

બુદ્ધધર્મના સાધુઓ માટે છે એક સરકારી કોલેજ પણ છે આના નાના શહેરમા ચાર કોલેજો એ આશ્ચર્ય ઉપજાવે છે.

કાન્ડીનુ સૌથી વધારે આકર્ષક સ્થાપત્ય ભગવાન બુદ્ધનું દંતમદિર છે. એ દાંતના ઇતિહાસનુ ૨૫૦૦ વરસો ઉપર પાલિભાષામા લખાયેલું પુસ્તક મળે છે આ મદિર સરોવરકિનારા નજદીક છે મદિરના મુખ્ય હોલમા બુદ્ધધર્મના અનેક પુસ્તકોની તાડ પત્ર ઉપર સરસ રીતે હસ્તલિખિત લાયબ્રેરી છે એ પુસ્તકોમા કેટલાકમા સુંદર ચિત્રો પણ ચિત્રકારોના ચીતરેલા છે મદિર વચ્ચેના નાના હોલમા કાચની પેટીની અદર સોનાની પેટીમા આ બુદ્ધ ભગવાનનો દાત રાખવામા આવે છે એ નાની પેટીની અદર જવાહિરો થી મઢેલી પેટીમા ચાપ દબાવે એટને વીજળીની બત્તીના પ્રકાશમા દાત બે કાટા વચ્ચે ઊંચો થઈ દેખાય છે કોઈ રાજકુમારી હિદથી પોતાના માથાના અબોડામા છુપાવી દાત લકામા લાવી હતી.

દાતવાળો હોલ વરસમા એક વખત કાર્તિક સુદ ૧૫ ને દિવસે દર્શન માટે પેટીમા જ ખુલ્લો મૂકે છે દેશપરદેશના બુદ્ધધર્મીઓ હજારોની સખ્યામા ભેગા થાય છે લાગ-વગે જ આ ભીડમા દાતના દર્શનની અનુકૂળતા મળે છે રાત્રે મદિરના દરબાર હાથી-ઓને મોખરે કરીને મોટુ સરઘસ નીકળે છે પરેહરાનુ આ સરઘસ દીપમાળાઓથી ખૂબ સરસ રીતે ભપકાદાર બને છે દાતની પ્રતિકૃતિ એટલે ચક્ષમૂર્તિ હાથી ઉપર સોનાની અબાડીમા ખૂબ ધામધૂમથી નીકળે છે સિલોનના બુદ્ધધર્મીઓ ભારે શ્રદ્ધાળુ રહે છે પર હેરાના દિવસ સિવાય બીજા કોઈ પણ દિવસે દાતના દર્શન કરાવવાની સખ્ત બધી છે

કાન્ડીમા બીજુ સરસ સ્થાન ત્યાનુ બોટેનિકલ ગાર્ડન છે કાન્ડીથી ચાર માઇલ દૂર પરદુનિયા વિભાગમા નદીતીરે આ વિશાળ ઉપવન આવ્યુ છે હિદમા કલકત્તા ખાતે એવુ વનસ્પતિ અને જાતજાતના વૃક્ષોનુ મોટુ ઉપવન છે પરતુ કાન્ડીનું આ ઉપવન આકર્ષણ, વનસ્પતિની વિવિધતા અને નયનને રમણીય લાગે તેવા દશ્યો માટે એશિયામા અદ્વિતીય છે દેશપરદેશોના અમેરિકા, આફ્રિકા અને ઑસ્ટ્રેલિયાના વિવિધ પ્રકારના વિચિત્ર વૃક્ષોને અહી અનેક યુક્તિપ્રયુક્તિઓથી ઉછેર્યાં છે તજના, લવીંગના, જાયફળના, એલચીના, સૂઠના, કોફીના, કોકોઓના, સોપારીના, પાચછ રતલ વજનવાળા નારિયેળના, રબરના, પીપરના, મરીના, હરડેના, બહેડાના એમ અનેક જાતના તેજાનાના વૃક્ષો અને, લતાઓ અહી ફલફલોથી લાદેલા દેખાય છે વનસ્પતિશાસ્ત્રી માટે આ નદનવન છે કોઇ વૃક્ષો તો એવા ઝેરી વાતાવરણવાળા બનાવે છે કે તેમની નીચે સૂઈ રહેવાથી મનુષ્ય બેભાન થઈ જાય છે પક્ષીઓ એ વૃક્ષને દૂરથી જ નમસ્કાર કરે છે આ ચાર માઇલના ઘેરાવામા નદીકિનારે આવેલા ઉપવનમા સરસ ફરવાલાયક લાલ રગના રસ્તાઓ અને સડકો મોટી સખ્યામા છે જીનરીક્ષા ઉપર બેસીને લોકો એમા ફરવા નીકળે છે

લકામા ચાર હજાર માઇલોના સુદર રસ્તાઓ અને પાકી સડકો છે એ સર્વે જાહેર બાધકામખાતુ ભારે ખર્ચે સરસ હાલતમા નિભાવે છે આ રસ્તાઓ ઉપર મુખ્ય વાહન તરીકે જીનરીક્ષા ગાડીઓનો ઉપયોગ થાય છે એ ગાડીઓમા એકથી બે માણસો બેસે છે તામિલ મજૂર ઘોડાને ઠેકાણે એમા જોડાઈને એને ખેચે છે આપણને મનુષ્યથી ખેચા-

ચેલી રિક્ષા ગાડીમાં બેસતાં જરા ક્ષોભ લાગે છે, પરંતુ પછી અભ્યાસથી ક્ષોભ ચાલ્યો જાય છે. આ તામિલ મજૂરો ચાહના બગીચાઓમાં ગિરમીટિયા પદ્ધતિથી મજૂરી કરવા આવેલ હતા. ગિરમીટનાં પાંચ વરસ ખલાસ થતાં હજારો તામિલ મજૂરો સ્વતંત્રતા મેળવીને મજૂરી કરે છે. લંકામાં હજારો જીનરિક્ષાઓ આ મજૂરો જાહેર વાહન તરીકે ખેંચે છે. એઓ કલાકના ૭ માઇલની ઝડપે અઢારવીસ માઇલ સુધી જીનરિક્ષાને ખેંચી દોડી શકે એવા અભ્યાસી મહેનતુ છે.

કાન્ડીમાં પ્રાતઃકાળે બગીચાઓના હાથીઓ અને મંદિરના હાથીઓ મહાવેલી ગંગા નદીમાં સ્નાન અને ક્રીડા માટે આવે છે. તે પ્રસંગ ખૂબ આકર્ષક છે. હાથીઓ અને હાથણીઓની જળક્રીડા જોવાની પણ મોજ છે. એકબીજા ઉપર સૂંઢોથી પાણીના ફુવારા છોડતાં આ મોટા પ્રાણીઓ બાળકોની પેઠે જળમાં રમતો કરે છે.

કાન્ડી સુંદર અને હૃદયને ગમે તેવું સારી આબોહવાવાળું શહેર છે. જોવાલાયક છે. કાન્ડીમાં પણ વેપાર હિંદીઓના હાથમાં છે. કાન્ડીમાં મોટી મદ્રાસીઓની વસ્તી છે. થોડા ગુજરાતીઓ પણ વસે છે.

**અનુરાધપુર**—લંકાના બુદ્ધધર્મીઓનું આ પવિત્ર તીર્થસ્થળ છે. પ્રાચીનવિદ્યા માટે એના વિશાળ સ્થાપત્યનાં ખંડેરો ભારે આકર્ષક છે. અહીં જ ચક્રવર્તી પ્રિયદર્શી અશોક સમ્રાટના આદેશથી એનો કુમાર મૈત્રેય અને કુમારી સંઘમિત્રા લંકામાં નિવાસ-સ્થાન બાંધી રહ્યાં હતાં. અહીં જ એમણે લંકાના રાજા તિસ્સાને બુદ્ધધર્મમાં દીક્ષિત કર્યો હતો. અહીં જ એમના ઉપદેશથી હજારો બુદ્ધધર્મના સાધુઓને દીક્ષા આપી તેમના માટે મહાન મઠો બાંધ્યા હતા. આ મઠો, ઉપવનો, તડાગો, બુદ્ધમૂર્તિઓથી આ શહેર ભરેલું છે. અશોકના કુમાર અને કુમારિકાએ બુદ્ધ ગયાના બોધિવૃક્ષ (જેની નીચે શ્રીબુદ્ધ-ભગવાનને બુદ્ધત્વ અને જ્ઞાન મળ્યાં હતાં)ની એક શાખા અહીં લઇ આવીને વાવી હતી. આજે એ વૃક્ષ સારી સ્થિતિમાં ઊભું છે. લંકામાં ત્યારથી એટલે ૨૩૦૦ વરસો થયાં બુદ્ધ-ધર્મ ચાલે છે. અનેક આક્રમણો, પરધર્મીઓના વટલાવવાના ઝનૂની પ્રયાસો અને વિપ્લવોનાં મોજાઓ લંકા ઉપરે પસાર થયાં છે, છતાં લંકાની પ્રજાનો મોટો ભાગ બુદ્ધધર્મના ચુસ્ત અનુયાયીઓ તરીકે હજી પણ છે. અનુરાધપુર દર્શનીય સ્થાન છે. ચારે તરફ જંગલ ઊગી નીકળ્યા છતાં જૂના અવશેષો પ્રવાસીઓની મોટી સંખ્યાને આકર્ષે છે.

**આદમનું શિખર**—આ પર્વતનું શિખર લગભગ ૫૦૦૦ ફૂટ ઊંચું છે. હિંદુ, બુદ્ધધર્મી, ખ્રિસ્તીઓ અને મુસ્લિમો સૌ એ શિખરને પવિત્ર માને છે. અહીં શિખર ઉપરનાં પગલાંઓને હિંદુઓ શ્રીરામચંદ્રનાં, બુદ્ધધર્મીઓ બુદ્ધભગવાનના અને મુસ્લિમ ખ્રિસ્તીઓ આદમનાં માને છે. આ શિખરની ટોચે આપણને કુદરતનું એક અતિશય સુંદર દૃશ્ય નજરે પડે છે. સંધ્યાસમયે સૂર્ય અસ્ત થાય છે તે વખતે સૂર્ય આકાશમાં ગુલાંટીઓ મારતો હોય એવું નજરે પડે છે. સૂર્યોદય સમયે પણ એવું જ દૃશ્ય ત્યાં દેખાય છે. દાર્જી-લિંગના કંચનગંગાના પર્વતશિખર ઉપર પણ સૂર્યોદય સમયે એ જ પ્રકારનો દેખાવ હોય છે. આદમની ટેકરીની આસપાસ ખૂબ વનસ્પતિ ઊગી છે. રસ્તામાં કેળનાં વૃક્ષોનાં વનો અને નાળિયેરનાં વનોના રસ્તામાંથી પસાર થતાં વનસ્પતિઓના સાંનિધ્યનો સરસ લાભ લેવાય છે.

**હાથીઓનાં વનો**—લંકાના જંગલોમાં પુષ્કળ હાથીઓનાં ટોળાંઓ છે. જંગલી ભેંસો અને પાડાઓનાં પણ પુષ્કળ ધણો જંગલમાં રહે છે. કોઈ રાજારજવાડા અથવા મોટા યુરોપિયન અધિકારીને લાગવગે હાથીઓના શિકારનો પરવાનો મળી શકે છે. જંગલી હાથીઓને કેળવીને એમની પાસે મોટાં લાકડાં તાણવાનું કામ કરાવે છે. એક હાથીની કીમત બે હજાર રૂપિયાથી તે પાંચ હજાર રૂપિયા સુધી હોય છે. જંગલી હાથીઓને જ્યારે પકડવા હોય ત્યારે જંગલના ઝાડોની વચ્ચે એક મજબૂત વાડો વાડ બાંધીને જંગલના રખેવાળો તૈયાર કરે છે. જંગલી હાથીઓના ટોળાની પાછળ જોસથી ઢોલો વગાડી અને બીજા અવાજો કરી એને ચમકાવે. જે આ ચમકાવેલું ટોળું બાંધી રાખેલા વાડામાં દાખલ થાય છે, એટલે એનો મોટો મજબૂત ઝાંપો વાસી દે છે. ઊંચા ઝાડો ઉપર ચઢીને ઉપરથી દોરડાના સકાકિયા છોડીને આ ગભરાયેલા હાથીઓને ઝાડોની સાથે બાંધી લે છે. બેત્રણ દિવસ એમને ભૂખે મારીને એમની બગલમાં પાળેલા હાથીઓ બાંધે છે. આ હાથીઓ એમને ધીમેધીમે હળાવે છે. લંકામાં મોટાં જંગલો છે. ચિત્તા, સાબર, હરણો ઘણાં છે, પરંતુ લંકાનાં વનોમાં સિંહો વાઘો અને ઘોડાઓ નથી.

**ત્રિંકોમાલી**—લંકાનું આ બંદર સાગરરક્ષણ બંદર તરીકે મહાન પદવી ભોગવે છે. અહીં બ્રિટિશ મહારાજ્યની સાગર મનવારોનો કાફલો રહે છે. આથી ત્રિંકોમાલીનો સાધારણ બંદર તરીકે ઉપયોગ થતો નથી. આ બંદર બ્રિટિશ એડમિરાલિટીનું મથક છે. એડનથી તે સિંગાપુર સુધી હજારો માઇલના સાગરની આ કાફલો ચોકી કરે છે. ત્રિંકોમાલીમાં વિમાની કાફલો પણ રહે છે. મનવારોના અધિકારીઓ અને વિમાનીઓને માટે ત્યાં સારી સગવડવાળાં મકાનો બાંધ્યાં છે. બ્રિટિશ મહારાજ્યના વિશાળ સાગરરક્ષણની લાંબી સાંકળમાં ત્રિંકોમાલી એ અગત્યનું મથક છે. જાપાનીસોએ ગયે વરસે હિંદી મહાસાગરના બંગાળના ઉપસાગરમાં એક વિમાનવાહક મોટી મનવાર મોકલી હતી. એની ઉપરના સાઠ મોટા બૉમ્બર વિમાનોએ ત્રિંકોમાલી ઉપર ઊડીને ત્યાંના વિમાની મથક અને ડક્કાઓ ઉપર બૉમ્બો ફેંકી નુકસાન કર્યું હતું. આ વિમાની આક્રમણમાંથી બચવા માટે ખુલ્લા સાગરનો આશ્રય શોધતી થોડી અંગ્રેજી મનવારોને પણ સમુદ્રતળિયે પહોંચાડી હતી. ત્યાર પછી ત્રિંકોમાલીના વિમાની કાફલાને અમેરિકન વિમાનો મૂકી ખૂબ મજબૂત બનાવવામાં આવ્યું છે. તેમ સાગર મનવારોના નવા કાફલાએ પણ એને ફરી શક્તિ અને બળ આપ્યાં છે.

**પોલોગોવા**—લંકામાં પરાક્રમબાહુ મહાન સમ્રાટ થઈ ગયો છે. એણે મદ્રાસના ઝાંપા સુધી વિજયો મેળવ્યા હતા. આ પોલોગોવાની ગુફાઓ એની કીર્તિના કળશ તરીકે શોભે છે. આ ગુફાઓમાં સમ્રાટની મોટી મૂર્તિ છે. એની વિજયયાત્રાઓ, એના સૈન્યની રચના, અને એનાં પરાક્રમોની ગાથારૂપે આ ગુફાઓ જોવા જેવી છે. અંદરની કોતરણી, મૂર્તિવિધાન, મુખોનું લાલિત્ય વગેરે સરસ શિલ્પીઓની શ્રેષ્ઠ કળા રૂપે વિરાજે છે. આ સ્થાન પ્રાચીનવિદો અને કલારસજ્ઞોને માટે જોવા જેવું છે.

**રત્નપુર**—આ શહેરની આસપાસની ભૂમિમાંથી રત્નો નીકળે છે. લંકાથી અનેક જાતનાં જવાહિરો પૃથ્વીના પટમાંથી બહાર કાઢી પરદેશો ખાતે ચઢાવે છે. આ જવાહિરો રત્નપુરની જમીનમાં મળે છે. ચાર રૂપિયા ફી ભરી લાયસન્સ મેળવીને રત્નશોધકો ૧૬

ફૂટ બાર આને-સોળ ફૂટ પહોળા પર્વતની તળેટી નીચેના જમીનના ટુકડા મેળવે છે. એમાં આઠદશ ફૂટ ઊંડા ખોદી માટીને મોટી ચાળણીઓથી ચાળે છે. એમાંથી શનિ, માણેક અને બીજાં રત્નો મળે છે. ખોદનારના નસીબ ઉપર મોટો આધાર રહે છે. ક્યારેક જરા સાધારણ કદનાં રત્નો મળવાથી ખોદનારને નફો મળે છે. જવલ્લે એકાદ મોટું જવાહિર મળી જાય તો એ સારું કમાઈ લે છે. આ સ્થળે પણ પુષ્કળ મદ્રાસી હિંદીઓ કામ કરે છે. આ વાણિજ્ય લગભગ એમના હાથમાં છે. આ રત્નો કાચના ટુકડા જેવાં ઝાંખાં અને બેડોળ હોય છે. એમના ઉપર પાસા પાડનારા અનેક સરાણવાળા કારીગરોની રત્નપુરમાં દુકાનો છે. રત્નપુરના મોરનાગલાના રંગના શનિઓ વખણાય છે. તેમાંથી મોટાં નંગો અમેરિકાની લલનાઓના અલંકારોમાં યોજાવા નિકાશ થાય છે. (ક્રમશઃ)

## સાહિત્ય–સમીક્ષા

ગૂજરાત સાહિત્ય સભા, અમદાવાદ, તરફથી સને ૧૯૪૩ના વર્ષનાં લલિતેતર વાઙ્મયનાં પુસ્તકોની સમીક્ષા કરવાનું કાર્ય મને સોંપવામાં આવ્યું છે તે આપ જાણો છો. વર્ષ પૂરું થવા આવ્યું છે; તો આપનાં સાહિત્ય–વિવેચન, નિબંધ, જીવનચરિત્ર, ધર્મ, તત્ત્વજ્ઞાન, ઇતિહાસ, પુરાતત્ત્વ, ભાષાશાસ્ત્ર, કેળવણી, બાળ સાહિત્ય, પ્રવાસ આદિ લલિતેતર વાઙ્મયનાં પ્રકાશનો મને વેળાસર મોકલી આપીને મારું કાર્ય સરળ બનાવશો?

સિવિલ સ્ટેશન, — લિ. સેવક

રાજકોટ — હસમુખલાલ મ. કાજીના વંદન

# અજમેરનો અજેપાળ

## સાતમા સૈકાની ઐતિહાસિક ઘટના

રા સા મગનલાલ દલપતરામ ખખ્ખર

અજેપાળ મૂળ અજમેરનો રાજા હતો, અને તે ચહુવાણ વંશનો હતો તે ૪ સ ૬૮૫ મા થઇ ગયો. અજમેરનો તે આદ્ય સંસ્થાપક હતો તેણે પોતાની હયાતીમા જ રાજગાદી પોતાના ભાઈ પૃથ્વીરાજને સોપી દીધી હતી. એ અજેપાળ પોતે નંદેશ્વરનો ઉપાસક હતો યોગશાસ્ત્ર વિદ્યા પારંગત હતો, અને એ વિદ્યાનાં બળે પોતાના ચક્રો એવા સરસ રીતે ફેરવી શકતો, કે તેને કોઇ છતી શકતું નહિ તે પરથી અજેપાળને "ચક્વા" અથવા "ચક્રવર્તી" ઉપાધિથી સંબોધવામા આવતો હતો

### રોશનલી ફકીર

પૃથ્વીરાજના વખતમા એક રોશનલી ફકીર અજમેરની ધર્મશાળામા આવી ઊતર્યો ત્યા બીજા હિન્દુ મુસાફરોએ તેને જોઇને, તેની જાતભાત પૂછી, ત્યારે પોતે ઇસ્લામધર્મી છે, એમ જણાવ્યાથી, અન્ય હિન્દુ મુસાફરોએ કહ્યુ કે, અત્રે હિન્દુ સિવાય કોઈને રહેવા દેવામાં આવતા નથી, છતાં જો કોઇ રહે તો રાજા તેને ભારે દંડ કરે છે, માટે ધર્મશાળા છોડી જવાની તેમણે સલાહ આપી ત્યારે તેણે કહ્યુ કે વગર વાંકે પણ શુ મને રાજા દંડ કરશે? એટલું કહી એ મુસલમાન ફકીર હિન્દુ મુસાફરોથી ઘણે છેટે જઇને બેઠો. આખી રાત વિચારમા ને વિચારમા જ ગાળી કે "હવે મારે શુ કરવુ."

### દહી બેચનવાળી મહિયારી

બિજે દિને સવારના એક મહિયારી માથા પર દહીનુ મટકુ લઈ રસ્તેથી પસાર થતી તેણે જોઇ તેણે તેને બોલાવી, અને દહી વેચાતું આપવા કહ્યુ પણ તે મહિયારીએ દહી આપવા ચોખ્ખી ના પાડી, કારણ કે એ દહી પૃથ્વીરાજ રાજાને માટે બનાવીને હું લઇ જાઉ છુ તેમાં ખાંડ, જાયફળ, ઇલાયચી વગેરે સુગંધી વસાણા નાખીને એ દહી બનાવ્યુ છે, અને તે જો તને આપુ, અને રાજાને ખબર પડે તો મને મારી નાખે એવો જવાબ આપ્યો

ફકીરે તેને બહુ સમજાવી, પણ જ્યારે તે એકની બે ન થઈ ત્યારે તેણે તેને બે સોના મહોરો આપી કહ્યુ કે "મને કંઈ નહિ તો મટકાનુ દહી બતાવ તો ખરી, તારુ દહી કેવુ છે, તે જોઉ તો ખરો" મહિયારીએ બે સોના મહોરોની લાલચે મટકુ માથા ઉપરથી નીચે ઉતારી, તેનુ ઢાંકણું ઉઘાડીને દહી બતાવ્યુ એટલે પેલા ફકીરે પોતાના હાથની બે આગળીઓ તેમા ઘાલીને બહાર કાઢી દહી ચાખી જોયુ પછી તેણે કહ્યુ કે હવે ભલે તું તારા રાજા પાસે-લઇ જા, હવે તે બિલકુલ નકામુ છે, કંઇ પણ કામ લાગે તેવુ નથી મહિયારીએ જાણ્યુ કે બે આગળી બોળી તેમા શુ થઈ ગયુ! એમા કંઇ બગડી ગયુ નથી એવો વિચાર કરી રાજાને મહેલે જઈ તેના પરિચારક (બબરચી) ને દહીનુ મટકુ સુપ્રત કરી ચાલી ગઇ

## યોગવિદ્યા જાણનારી રાજાની કુંવરી

એ વખતે રાજાની કુંવરી પણ ત્યાં હાજર હતી. તે અજેપાળની લાડકી હતી, તેથી તેણે યોગવિદ્યા સારી રીતે શિખવાડી હતી. મટકાનું દહીં જોઈ એ કુંવરીએ કહ્યું કે આ દહીંમાં દગો છે, તેથી તેણે પોતાના પિતા પૃથ્વીરાજને એ દહીં ખાવાની સાફ મનાઇ કરી કહ્યું કે આ દહીં ખાવામાં મોટું જોખમ સમાયેલું છે, કારણ તેને કોઇ ફકીરે બગાડયું છે, ને ખાવામાં આવે તો મુસલમાન ધર્મમાં વટલાઇ જવાય.

એ ઉપરથી પૃથ્વીરાજે તે મહિયારીને બોલાવી મંગાવી, અને એ દહીં સંબંધી ખરી બનેલી બીના શી છે, તે કહી દેવા તાકીદ કરી કે જો તું ખરેખરું કહી દઈશ, તો તારો ગુનો માફ છે, નહિતર તને મોતની શિક્ષા કરવામાં આવશે. તે ઉપરથી તેણે ખરા બનેલા સર્વ હકીકત ખરેખરી કહી દીધી.

## ફકીરના હાથની બે આંગળી કપાઈ

એ સાંભળી રાજાએ બે સવારો મોકલી ફકીરને તેડી લાવવાનો હુકમ કર્યો. સવારો ફકીર પાસે જઈ તેને મુસ્કેટાટ બાંધી લાવ્યા, અને રાજા સન્મુખ તેને ઊભો કર્યો, અને કુંવરીની સલાહ લઈ, તેના હાથની બે આંગળીઓ તુર્ત જ કપાવી નાખી.

લોહી નીકળતા હાથે દુઃખી થતો, બૂમ બરાડા પાડતો ફકીર બરઆરબ સૈયદ મિરાન પાસે જઈ રડી પડયો ને કરગરવા લાગ્યો કે ખુદાની ખાતર, રાજાએ જે તેની બે આંગળીઓ કાપી નાખી છે, તેનું વેર લેવાને અરજ કરી.

## ઘોડાનો સોદાગર સૈયદ મિરાન

જે દિવસે ફકીરે સૈયદ મિરાન આગળ આવી અરજ કરી તે જ દિને સૈયદનાં લગ્ન ખ્વાજા પીરની બેટી સાથે થવાનાં હતાં. પણ ગરીબની દાદ હૈડે ધરીને પોતાનાં લગ્ન પડતાં મૂકી ફકીરને ખાતર સૈયદ મિરાન ૫૦૦ ઘોડેસવારનું લશ્કર તાબડતોબ લઈ ઘોડાના સોદાગર તરીકે મુસાફરી કરતો કરતો અજમેર આવી લાગ્યો. અને પોતાનાં તંબૂડેરા શહેરના નાકા બહાર તાણી પોતાનો પડાવ નાખ્યો.

રાજાને ખબર પડી કે કોઈ ઘોડાનો સોદાગર બહુ જ ઉમદા, પાણીદાર ઘોડાઓ લઈને શહેર બહાર આવી ઊતર્યો છે, તે પરથી રાજાનું મન લલચાયું, પણ કુંવરીએ તેને એક પણ ઘોડો ખરીદવાને ચોખ્ખી ના પાડી કે "ખબરદાર! એક પણ ઘોડો ખરીદ્યો છે તો, તેનું પરિણામ ભારે વિપરીત આવશે. એમાં જાદૂઈ ઈલમની કરમાત છે, માટે ચેતતા રહેજો."

## રાજાએ એક ઘોડો ખરીદ્યો

પૃથ્વીરાજે કહ્યું કે ઘોડા જોવા જવામાં કોઈ જાતની હરકત નથી. એમ કહી મોટી સવારીએ ચઢી સોદાગરની છાવણીએ ગયો. ત્યાં પાણીદાર ઘોડાઓના શરીરનું લાવણ્ય, તથા રવાઇ ચાલ જોઇ રાજાનું મન ભારે લલચાયું. છેવટ એક સરસમાં સરસ ઘોડો હતો, તે પસંદ કરી, મોં માગ્યા દામ આપી ખરીદ કરી લીધો.

## ઘોડારના બધા ઘોડા લંગડા

એ ખરીદેલા ઘોડાને લાવી રાજાએ પોતાની દરબારી ઘોડારમાં બીજા ઘોડાઓની સાથે બાંધ્યો, ને તેની બરાબર વ્યવસ્થા જાળવવા, દાણાપાણીની સુવ્યવસ્થા કરાવી. બીજે દિને સવારના ઘોડારમાં રાજા જઇને જુએ છે, તો એ નવા ખરીદેલા ઘોડાએ ભારે

તોફાન મચાવી મૂક્યુ, અને ઘોડાગના બધા ઘોડાઓને લગડા કરી નાખ્યા, તેથી રાજાને ઘણો જ ગુસ્સો લાગ્યો

## સોદાગરને મારી નાખ્યો

રાજાએ એક મોટુ લશ્કર મોકલી, મોદાગર ઉપર હુમલો કરી, તેને મારી નખાવ્યો તેના સવારો બહુ બહાદુરીથી લડ્યા, પણ છેવટે તેણે હાર ખાધી ને ભગી ગયો હવે સૈયદ મિરાનનો મામો ખ્વાજાપીર જેની બેટી સાથે સૈયદ મિરાનના લગ્ન થવાના હતા, તે ઘણા દિવસ વાટ જોયા પછી, પોતાના દામાદ–જમાઈને લેવા માટે અજમેર આવ્યો, પણ આ સૈયદને મારી નાખ્યાના સમાચાર સાભળવાથી પીરને બહુ ક્રોધ ચઢ્યો, ને તેનુ વેર લેવા મક્કમ ઇરાદો કર્યો

## પીરે પૃથ્વીરાજને મારી નાખ્યો

એ ખ્વજા પીરે પોતાના જાદૂઈ ઇલમથી પૃથ્વીરાજ તથા તેની રૈયતને કુદરતના નિયમોથી બધ કરી દીધી ને ભારે કનડગત કરવા માડી, અને ત્રાહે ત્રાહે પોકરાવી. એ વર્તમાન પૃથ્વીરાજના ભાઇ અજેપાળને મળતા, પોતાના ભાઇની કુમકે તે દોડી આવ્યો, અને તેણે પોતાના દૈવી ચક્રો ખ્વાજા પીર ઉપર છોડી દીધા, અને પોતાનુ યોગબળ અજમાવવા માડયુ પરંતુ ખ્વાજા પીરે પોતાના ઇલાહી ઇલમથી તે ચક્રોને પાછા હઠાવી દીધા, એટલુ જ નહિ પણ અજેપાળની પૂઠે પોતાના ઇલાહી શસ્ત્રો છોડી મૂક્યા. તેની સામે અજેપાળનાં શસ્ત્રો ટકી શક્યાં નહિ, અને અજેપાળ ઘોડા પર સવાર થઈ, અજમેર છોડી નાઠો, તે પોતાના યોગીઓ પાસે જેમ તેમ જઈ પહોચ્યો પીરના ઇલાહી ચક્રો તેની વાસે એવા તો લાગેલા હતા કે યોગીઓ પણ નાઠા, અને અજેપાળ યોગીઓની સાથે નાસીને કચ્છમા એક મોટા બિયાબાન–જગલમા પૂગ્યો ત્યા પોતાનો મઠ બાધી રહેવા લાગ્યો ત્યા શકરનુ ભારે તપ કર્યુ, ને પોતે સતમહાત્મા તરીકે પુજાવા લાગ્યો એ જગલ તે હાલનુ કચ્છમા અજાર શહેર છે તે એ શહેરના ઇશાનકોણમા અજેપાળનુ જૂનુ સ્થાન હાલમા છે ઉપલો બનાવ સ ૭૪૧ મા બન્યો છે

એ ઇલાહી શસ્ત્રો ત્યાથી પાછા વળ્યા, અને અજમેર આવ્યા, અને ત્યા ખ્વાજાપીરે પૃથ્વીરાજને મારી નાખ્યો, પણ તેના દીકરાને ગાદીએ બેસાડયો રૈયતને બિલકુલ કનડગત કરી નહિ, પણ ઊલટુ સુખ આપ્યુ પોતાના દામાદ સૈયદ મિરાનને સજીવન કર્યો

## સૈયદ સજીવન, કુવરી સાથે તેના લગ્ન

પીરે સૈયદને સજીવન કર્યો પછી, તેના લગ્ન પૃથ્વીરાજની કુશળ કુમારિકા સાથે કરી આપ્યા, અને અજેપાળનો કીર્તિસ્તભ અજમેરમા ઊભો કર્યો તે પોતે અજમેરમા જીવતા જીવત દફનાયો, ને પીર તરીકે પુજાવા લાગ્યો, અને હાલમા પણ ત્યા તેની દરગાહ છે, ને તેની ભારે માનતા ચાલે છે

## અજેપાળનુ મૃત્યુ

અજેપાળ વિશે કહેવાય છે કે કોઈ મુસલમાન દુશ્મનો કરનારે તેને મારી નાખ્યો પણ એ વાતને કઈ લેખિત ટેકો મળતો નથી, એટલે તે માન્ય રાખી શકાય તેવી નથી બાકી તે અજારમા જ વિ સ ૭૪૧, ઇ સ ૬૮૫ મા ગુજરી ગયેલ છે તેના ગુજર્યા પછી તેને પીર ગણી લોકો માનવા લાગ્યા, અને તેના નામનુ દેવળ ચણાવી તેમા ઘોડેસવાર

જેવી મૂર્તિ બેસાડી. પાછળથી અણહિલ્લ પાટણના બીજા ભીમદેવે અજેપાળની જગ્યા સારુ ગામો આપેલાં, એવું એના વખતનાં તામ્રપત્રો પરથી સિદ્ધ થાય છે. તેની સાથે આવેલા યોગીઓ તેની પૂજા કરતા, પણ પાછળથી તેમનો જુલમ વધી પડવાથી નારણગરજી નામના અતીતે આસરે ૪૦૦ વર્ષ ઉપર જૂનાગઢથી આવી, તેમની પાસેથી પૂજા છીનવી લીધી, ને પોતે કરવા લાગ્યા.

ટૉડ રાજસ્થાનમાં પણ ફકીરનું નામ રોશનલી આપેલું છે. હમીર રાસામાં લખ્યું છે કે અજમેરના રાજા અજેપાળના બે કુંવરો હતાઃ હર્ષરાજ અને બીજેરાજ. હર્ષરાજે સં. ૮૧૨થી સં. ૮૨૭ સુધી રાજ કર્યું, અને તે સુબકતગિનની સાથે લડાઈમાં મરાયો.

## અંજાર નામ કેમ પડયું.

અજેપાળના વખતમાં અંજાર એક જંગલ હતું. ત્યાં કોઈ વસ્તી હતી જ નહિ. ફક્ત અજેપાળની મૂર્તિ થઈ. હળવે હળવે વસ્તી વધવા માંડી, અજેપાળ ઉપરથી નામનો અપભ્રંશ થતાં "અજપાર", "અજાર", અને છેલ્લે અંજાર નામ પડયું. "જાર", એટલે પીલુનાં ઝાડો કચ્છમાં ઘણાં થાય છે. અંજારનું તોરણ સં. ૮૬૨માં બંધાયું છે. કચ્છ મહારાવશ્રી પહેલા ખેંગારજીએ સં. ૧૬૦૨માં એ શહેર આબાદ કર્યું. જોકે અંજાર શહેરની સ્થાપના સં. ૮૬૨ના અષાડ સુદિ ૨ ને દિને થઈ છે. રાવશ્રી દેશળજી મોટાના વખતમાં દેવકરણ નામના શેઠે શહેરને ફરતો કિલ્લો બંધાવી તેનું રક્ષણ કર્યું છે, ને મહિમા વધાર્યો છે. અંજાર તે વખતે દ્વાદશક અથવા બાર ગામોનું પ્રગણું કહેવાતું હતું, અને હાલમાં ચતુર્વિંશક એટલે ૨૪ ગામોનું પ્રગણું અથવા અંજાર ચોવીશી કહેવાય છે.

તે વખતના પીરને રાવશ્રી ભારમલજીએ સં. ૧૬૭૩માં એક ત્રાંબાનો લેખ કરી આપ્યો હતો. જ્યારે જામરાવળને કચ્છમાંથી હાંકી કાઢવામાં આવ્યો, ત્યારે એમ કહેવાય છે કે તે પોતાની સાથે અજેપાળના નેપાળગર અતીત (સાધુ) ને સાથે લઈ ગયો હતો. તેણે ધ્રોળ, ધ્રાંગધ્રા, ભાવનગર, નવાનગર વગેરે સ્થળોએ પોતાના પંથના મઠો સ્થાપ્યાં હતાં.

## કચ્છમાં અંગ્રેજનો પ્રવેશ

કચ્છવાગડના લુટારાઓએ અંગ્રેજ સરકારને ભારે નુકસાન કરેલું હોવાથી તે ભરી આપવા રાવશ્રી ભારમલજીને લખવામાં આવ્યું, પણ તેનો ઉત્તર રાવે નહિ આપવાથી તા. ૧૪-૧૨-૧૮૧૫ ને દિને કર્નલ ઇસ્ટના ઉપરીપણા હેઠળ લશ્કર મોકલવામાં આવ્યું. રસ્તામાં વાંઢિયા ઠાકોર તો તુર્ત જ શરણે આવ્યો. પણ અંજાર પાસે ભીમાસર આગળ લશ્કર આવી પૂગતાં અંજારના સુખી હસનમિયાંએ તેને અંજારમાં પેસવા દીધું નહિ, એટલે સરકારે તા. ૨૫-૧૨-૧૮૧૫ ને દિને અંજારને ઘેરો ઘાલ્યો, એટલે હસનમિયાં શરણે આવ્યો અને ઇ. સ. ૧૮૧૬ (સં. ૧૮૭૩)માં અંજાર કબજે કરી ચોવીશ ગામનું ખાલસા પ્રગણું કર્યું. પછી મેકમર્ડો સાહેબના ઉપરીપણા હેઠળ લશ્કર ભૂજ ગયું, જ્યાં તા. ૧૪-૧-૧૮૧૬ ને દિને રાવ સાથે કોલકરાર થયા કેઃ—

રાવે લશ્કરનો સઘળો ખર્ચ આપવો, પરદેશી લશ્કર કચ્છમાં આવવા પામે નહિ, સરકારને વાર્ષિક બે લાખ કોરી આપવી, રાજ્યમાં ગાયો, બળદની કતલ કરવી નહિ, બહારવટિયાઓને રાજમાં આશ્રય આપવો નહિ, વળી સરકારનો પ્રતિનિધિ ભૂજમાં રાખવો, વગેરે કરારો રાવનાં સહીસીલ સાથે કરવામાં આવ્યા. પરંતુ સને ૧૮૧૯ (સં. ૧૮૭૬)

મા જમાબદી લેનાનુ ઠરાવી, તે બધુ પાછુ રાવને સ્વાધીન કરી દીધુ, બધાં ગામો પાછા આપી દીધા, બે લાખ કોરી પણ છોડી દીધી

જોકે સિધના મીરોએ ભૂજમા પોતાનો પ્રતિનિધિ મોકલી, કચ્છ વિરુદ્ધ ઘણી ફરિયાદો કરી, ને અડચણો નાખી પરતુ ગવર્થીની બહેન કેસરબા જે તે વખતે ૨૩ વર્ષના હતા, અને રાજકાજમા મારો ભાગ લેતા હતા, તેની નેક સલાહથી રાવે સરકાર સાથે વફાદારીનો સબધ જાળવી રાખ્યો, તેથી મીરોનું કંઈ ચાલ્યુ નહિ ત્યાર પછી કેસરબાના લગ્ન જૂનાગઢના નવાબ સાથે થયા

ભૂજમા ભૂજિયા ડુંગરની તળેટીએ સરકારી છાવણી તથા લશ્કર રાખવામા આવતું હતુ, તેને મધળો ખર્ચ ગવશ્રી આપતા, તે હાલમા સરકારે ઉઠાવી લીધુ છે, ને ખર્ચ બધ કર્યો છે

## મુસલમાન ખત્રીઓની નૂખો

છોટાઉદેપુર તાબે આવેલા જેતપોર ગામના હાલના રહીશ અને ગજપીપળા સ્ટેટમા એક વખતના તલાટી ખત્રી સુલેમાનજી અમદુલ્લાજી મને લખી જણાવે છે કે, મુસલમાન ખત્રી કોમમા બાવીશ નૂખો છે તે નીચે મુજબ —

(૧) ભેડા, (૨) ડાવગ, (૩) મોનેજી, (૪) છાટપાટ, (૫) ડીણિઆ, (૬) માધુ, (૭) ધાધુ, (૮) કકકલ, (૯) વાડે, (૧૦) ગેલા, (૧૧) ખુઆ, (૧૨) ઢેઢ, (૧૩) પાતાર, (૧૪) છછરા, (૧૫) ફીડી, (૧૬) લયા, (૧૭) ખતા, (૧૮) ધકા, (૧૯) ભૂછડા, (૨૦) ટગગ, (૨૧) વાઢા અને (૨૨) રૂખા

---

નોધ —અજેપાળ વિશેના ઉપલા લેખમા જે ગ્રથોમાથી હકીકત લેવામા આવી છે તેમાં મુખ્યત્વે કરીને લેખકના પિતા રાવસાહેબ દલપતરામ પ્રાણજીવન ખખ્ખર કૃત કચ્છ આર્કિયોલૉજિકલ સર્વેનુ અગ્રેજી પુસ્તક, તથા તેમની બનાવેલી કચ્છની ભૂગોળ, તથા ટૉડ કૃત રાજસ્થાન, તથા હમીર રાસાના પુસ્તકોમાથી હકીકત લખેલી છે

# ફરતાં પુસ્તકાલયોની પેટીઓ

અમદાવાદના જાણીતા શેઠ ગતિલાલ નાથાલાલ અને શેઠ કાન્તિલાલ નાથાલાલ, એઓ તરફથી ગુ વ સોસાયટીને આશરે ૩૬૦૧ પુસ્તકો ફરતા પુસ્તકાલયો સ્થાપવા એમના માતુશ્રી સ્વર્ગસ્થ મગુબહેનના સ્મરણાર્થે મળેલા છે, અને સોસાયટીએ તેનો વહીવટ કરવાનુ હાલ તરત સ્વીકાર્યું છે

શહેરમાથી અને બહારગામથી જે ભાઇબહેનો જ્ઞાનપ્રચાર અર્થે, સેવાવૃત્તિથી સદર્હુ પુસ્તકોની પેટીઓ મગાવશે તેમને, નિયમાનુસાર યોગ્ય ખાત્રી આપ્યેથી, મોકલી આપવામા આવશે

વધુ માહિતી માટુ ગુજરાત વર્નાક્યુલર સોસાયટી સાથે પત્રવ્યવહાર કરવા વિનતી છે.

ગુ. વ. સોસાયટી,
પોસ્ટ બોક્સ ન ૨૩
અમદાવાદ

વિદ્યાબહેન રમણભાઈ નીલકંઠ
ઑન સેક્રેટરી

# પ્રો. બ. ક. ઠાકોરને અભિનંદન

અમદાવાદની પાંચ આગેવાન સંસ્થાઓ : ગુજરાત વર્નાક્યુલર સોસાયટી, ગુજરાત સાહિત્ય સભા, અમદાવાદ એજ્યુકેશન સોસાયટી, ભારત કલામંડળ અને પ્રકૃતિમંડળ—તરફથી ગૂજરાતના અગ્રગણ્ય વિદ્વાન, કવિ, વિવેચક અને ઇતિહાસજ્ઞ પ્રો. બળવંતરાય કલ્યાણરાય ઠાકોરને ૭૫ વર્ષમાં પ્રવેશ નિમિત્તે અભિનંદન આપવાનો એક મેળાવડો લેડી વિદ્યાબહેન ર. નીલકંઠના પ્રમુખપદે તા. ૫–૧૨–૪૩ને દિવસે સાંજે ૫ વાગ્યે ભોળાનાથ સારાભાઈ લેડીઝ ઇન્સ્ટિટ્યૂટના મકાનમાં થયો હતો, જેમાં અમદાવાદના જાણીતા વિદ્વાનો, શહેરીઓ, પાંચે સંસ્થાના સભ્યો, વિદ્યાર્થીઓ અને વિદ્યાર્થીનીઓએ સારા પ્રમાણમાં હાજરી આપી હતી. સભાનું કાર્ય બરોબર ત્રણ કલાક પૂર્ણ શાંતિથી ચાલ્યું હતું.

પ્રમુખસ્થાન વગેરેનો ઔપચારિક વિધિ થયા પછી શ્રી. હૃષીકેશ ના. પાઠકે પ્રો. ઠાકોરની "અસલનેરનાં નૂર" એ કૃતિ ગાઈ સંભળાવી હતીઃ

**અસલનેરનાં નૂર**

( લાવણી )

ગજવિયે ગાઈ ઉચ્છલત ઊર અમારા અસલનેરનાં નૂર;
હિન્દુ જિન મહમ્મદી પારસી કરી જુદાઈ દૂલ;
બને જ્યાં એક દૂધ મનુકુલ—અમારા૦ ગજ૦
નથી જ્યાં દોલત કેરા છાક, નથી જ્યાં સત્તામદ નાપાક;
નથી જ્યાં રંક નર્યાં હેવાન, નથી જ્યાં દુર્બળ કેવળ બાન;
વિદ્યા તપ આતમ બળને જ્યાં પૂજે રાજા રંક,
ભિલ્લ ઘાતકી બન્યા મહર્ષિ મ્હાર બન્યા જ્યાં સન્ત,
પળાયા જેહ તણા ઉપદેશ, વેદના દ્રષ્ટાથીય વિશેષઃ—
ગજ૦ હિંદુ૦ અમારા૦ ગજ૦

સંગીત પૂરું થયે પ્રમુખશ્રીએ પ્રો. ઠાકોરની ગૂજરાતી સાહિત્યની સેવાનો પરિચય આપી એમની વિદ્વત્તાની પ્રશંસા કરી હતી. એ પછી ડૉ. હરિપ્રસાદ દેસાઈ, અધ્યા. રામનારાયણ પાઠક, શ્રી. રવિશંકર રાવળ, શ્રી. સુંદરમ્ અને શ્રી. ઉમાશંકર જોશીએ પ્રો. ઠાકોરના પોતપોતાને થયેલા અંગત અનુભવો અને ગૂજરાતી સાહિત્યને કરેલી સેવાઓનો પરિચય આપ્યો હતો. વિચારપ્રધાન નવી કવિતાના પ્રો. ઠાકોર માર્ગવિધાયક છે અને આજના નવલોહિયા કવિઓને તેમના તરફથી કેવું અને કેટલું પ્રોત્સાહન મળ્યું છે, તેનો પણ ખ્યાલ આપ્યો હતો.

આ પછી પ્રો. ઠાકોરે આ પ્રસંગે જવાબ આપતું ભાષણ વાંચ્યું હતું. (તે આ પછી છપાયેલું છે.)

ઉપરની દરખાસ્તને ટેકો આપતાં પ્રો. ફિરોઝ કા. દાવરે પણ પોતાને પ્રો. ઠાકોર પાસેથી પૂનામાં કેવી રીતે પ્રોત્સાહન મળ્યું હતું તે બતાવ્યું હતું.

આ પ્રસંગને અભિનંદન આપતા શ્રીમતી સરલાબહેન અંબાલાલ સારાભાઈ અને ભરૂચના અગ્રગણ્ય શહેરીઓ તેમ જ શિક્ષકોના સંદેશા આવ્યા હતા, તેની નોંધ લેવામાં આવી હતી.

# પ્રો. બ. ક. ઠાકોરનું ભાષણ

**આજન્મ સ્નેહી પ્રમુખશ્રી વિદ્યાબ્હેન, દા હરિપ્રસાદ, પ્રો રામનારાયણ, ગુ૦ વ૦ સોસાયટી, સાહિત્યસભા, કલામંદિર, વગેરેના ઉત્સાહી સભ્યો, અને અમદાવાદના સાહિત્યરસિક ભાઈઓ અને બ્હેનો —**

આપ સૌ મ્હને આવુ મહામોટુ માન આપશો એમ મે સ્વપ્ને પણ ધારેલુ નહીં સોસાયટી જેવી પીઠ અને સુપ્રતિષ્ઠિત સસ્થાના જૂના બ'કે કાયમી જેવા કાર્યવાહકોમાથી ભાઈ હરિપ્રસાદ સાથે મ્હારે મૈત્રી–સબધ હુ જુવાન હતો એઓ નવજવાન હતા, અને અહીં અમદાવાદમા 'ઉદ્બોધન' નામે માસિક ચાલતું હતુ જેમા પ્રોફેસર સ્વામિનારાયણની સસ્કૃત રચનાઓ પણ આવતી, જે માસિકનુ નામ અહીં સભામા કૉલેજોના વિદ્યાર્થીઓને જોઉ છુ તેમાના ઘણાએ સાભળ્યુ પણ હોય ભાગ્યે, એટલો બધો જૂનો છે આ મૈત્રી-સબધને હવે તો જૂનાને બદલે પુરાનો ય કહેવાય અને અમે જો કે ત્યારથી મિત્રો તે આજ લગી મિત્રો રહ્યા છિયે, તોપણ અમને બનેને ઓળખનાર દરેક તટસ્થ જાણે છે કે આ બધા દાયકાઓ દરમિયાન એમની અને મ્હારી ભાવનાઓ પ્રવૃત્તિઓ રુચિઓ આદિ વચ્ચે મોટામોટા ભેદ ચાલૂ જ રહ્યા છે અમે એકબીજાને મળીહળી શક્યા છિયે પણ બહુ જ ઓછા, કેમ કે બને પોતપોતાના કામકાજમા મગ્ન એટલે (૧) લીન તેમજ (૨) મગન અમારી બેની પ્રકૃતિઓમા મોટુ સામ્ય પણ આ, કે અમે ઘડી નવરા નહી, અમારા જીવનનો મુખ્ય આનદ અમારા કામકાજની અખૂટ પરપરા આ બાબત સાભળતા જેણે જાણ્યું પણ હશે કે એના શ્રીગણેશ માડનાર તો અમદાવાદ અને ગુજરાતના જાણીતા આગેવાન કૉન્ગ્રેસપક્ષી શ્રી હરિ પ્રસાદ દેસાઈ ત્યારે તેમાના ઘણાને હું ધારુ છુ કે, કઈક અચબો પણ થયો હશે સાથે સાથે મનોમન સાક્ષી ન્યાયે આ પણ જાણુ છુ કે આ વાત સાભળતાં જેમને આપોઆપ આનદનો ઊર્મિ સ્ફુરેલો તેનાની પ્રથમ પક્તિમા એક તો હશે શ્રી હરિપ્રસાદના એક બ્હેન, મ્હારા વડોદરાના મિત્ર શ્રી જયવતી, બીજા એમના ભાભી, મ્હારા પૂણાના મિત્ર શ્રી પદ્માવતી

વારુ આવા સમારભ અને સન્માન માટે મ્હને સત્તર આના ખાતરી છે કે હું કઈ લાયક નથી એને આપ સૌની સહાનુભૂતિનો જ ઉમળકો ગણીને ઘણોઘણો ઉપકાર માનુંછુ

ઘણા કલાકારોને પોતાના સર્જનો પોતાના બાળકો જેવા પ્રિય હોય છે એટલે જેમ માતા પિતા બાળકના તલમાત્ર ગુણને ડુગર જેવડો દેખે છે, તેના કાળા કાળા દોષોને જોઈ જ શકતા નથી, તેમ કલાકારોની પોતાની માનસસતતિ ઉપર આધળી પ્રીતિ અને શ્રદ્ધા હોય છે આપણે માનવજતુઓ અનેકાનેક રીતે કૃપણુ અને અતિપરિમિત છિયે એટલે કે આપણુ પોત શીસુ છે આપણો પનો ટૂકો છે એ આપણી અશક્તિ લગભગ કુદરતી ગણી શકાય પણ હું મ્હારી જાતને આવા અધ પક્ષપાતમાથી કેટલેક અશે ઉગરેલો માનું છુ મ્હારા સર્જનો ને કરજદો મ્હારા સ્નેહીઓ અને સાથીઓ, મ્હારા પક્ષને અને મ્હારા વિરોધી પક્ષને પણ હુ કેટલેક અશે મ્હને અગત કશુ લાગેવળગે નહીં એમ તટસ્થતાએ જોઈ શકુ છુ આગળ વધીને પણ દાવો કરીશ કે મ્હારા વતન ગુજ-રાતને, મ્હારા સહોદર ગુજરાતીઓને પણ, જાણે હુ પોતે ગુજરાતી જ નહીં એ પ્રમાણે જોઈ શકુ છુ ગુજરાતી પ્રજા મ્હારી જ છે મ્હને પ્રિય છે તથાપિ એના કેટલાક લક્ષણોને

દોષો જ ગણું છું; માત્ર સપાટી પરથી જોતાં દોષ, ઊંડી નજરે જોતાં એ પણ ગુણ ગણાય, એવી ખૂબીદાર હેત્વાભાસી લીલા મ્હને પ્રયત્ને પણ મોહ પમાડી શકતી નથી.

આવું મ્હારું માનસ છે, તો મ્હારાં સર્જનો તો મુકાબલે છેક છોટી વસ્તુઓ છે. એમાંનાં ઘણાં હજી પ્રયોગો જેવાં જ થાય છે. અને મ્હારા પ્રયોગો હજી તો મ્હારી કવિતા કલા–ભાવનાને આંબી ક્યાંથી શકે, કેમકે મ્હારી એ ભાવના અત્યંત ઊંચી છે. ભણકાર ('૪૨ની આવૃત્તિ) પ્હેલા ગુચ્છમાં એ ભાવનાને મેં અનેકાનેક રીતે અને રૂપે વર્ણવેલી છે. તેમાંથી એક જ ન્હાની કૃતિ આપને સંભળાવું. છંદ માત્રામેળ અને ગેય છે, અને મ્હારો કંઠ તો કુદરતે આપેલો ધાતુધ્વન ('મેટેલિક') છે તે સહી જશો.

ઝરણાં હિન્ચયાં ફરિ વહો બનો ફરિ શિલા સજીવ અહલ્યા!
ગુર્જર કવિતા બઢો સાહસિક કલા ખીલતી વિમલા!
અર્થ શબ્દ દ્યુતિ છાંય રૂપરંગો સુરતાલો,
વળિ મેધાબળ ભૌમ વ્યોમની પ્રતિભા છોળો,
જુગલ પરસ્પર પ્રીતે,
સ્વકીય સ્વતંત્ર રીતે,
સાહિ બાંધ મલકંત જહાં આસ્માન ઉજાળો!
દેશ કાલ હદ ટવી અમર નરવંશે મ્હાલો!

"નરવંશે અમર મ્હાલો!" નરવંશ, આખી માનવજાતિ, તેની ચોગમ વખણાયલી કવિતાઓમાં સન્માન પામતી, દેશ અને કાલની સીમાઓને વટાવતી જે સૈકાઓ પર્યંત—કાલિદાસ, શેક્સપીયર, હોમરાદિની કૃતિઓ પ્રમાણે જે પેઢીએ પેઢીએ સૈકે સૈકે નવાનવા રસિકોને ઉદાત્ત પ્રેરણાઓ અને માનવતાના ભાવો પાયા કરે, તે સાચી કવિતા. મ્હારા સાહિત્યપ્રયોગો આ ઉચ્ચ નિશાન તાકે છે, એ વાત ખરી. આ વાત પણ ખરી છે કે એવું ઊંચું નિશાન હજી મ્હારે હાથે સર થયું નથી

એટલા માટે હું તો કેટલાક વખતથી આવો માનનો મેળાવડો કરવા દેવા મ્હને દબાણ કરતા સ્નેહીઓ અને બંધુઓને સ્થળે સ્થળે ના પાડતો આવ્યો છું, એવા ઊર્મિલ બંધુઓની કંઈક અજાયબી અપ્રીતિ પણ વ્હોરતો આવ્યો છું.

ત્યારે ગુજરાત વર્નાક્યુલર સોસાયટીને ય ના પાડવી જોઈતી'તી, હા કેમ પાડી?—મ્હારાં આજલગીનાં આચરણથી આ વખતે આ વિસંગત આચરણ કેમ કરું છું વારુ?—એવો સવાલ કુદરતી છે. આનો બીજો શો જવાબ હોય! આ વખતે હા પાડનાર હું નથી, મ્હારી નબળાઈ છે, મ્હારું ઘડપણ છે. ઘરડો માણસ ક્યાં લગી ના ના નાને વળગી રહે? કેટલાને કેટકેટલી વાર નારાજ કરે? આ એક વાર આવું સહી લઉં,—ગુજરાતીઓને તો પોતાની કદરદાની માટે આવાં પ્રમાણપત્રો ભેગાં કરવાની લત પડી છે, લાયક કને જ મેળવે છે એમ પણ ક્યાં રહ્યું છે?—તો આ ફેરો ભલે ઝડપાઈ જાઉં, પછી તો નીરાંત ને!—એમ ઘરડા થયેલ માણસને ન લાગે વારુ?

બીજું, અને હસવામાં કહાડી ના નખાય એવું કારણ, આ સોસાયટી પોતે. મ્હારો અને સોસાયટીનો સંબંધ હું ઇ. ૧૯૨૭થી એક દાયકો વડોદરાનિવાસી થયેલો ત્યારથી વધી ગયો છે. સોસાયટી આપણી ઘણી જૂની અને સુપ્રતિષ્ઠિત સંસ્થા છે. વળી એ પોતાનું કામકાજ ખુલ્લે બારણે ધારાધોરણની રીતે અને ડેમોક્રેટિક પદ્ધતિએ કરે છે. આ

ઝમાને એની ડેમોક્રેટિકના વધી છે અને હજી વધે અને ખીલી આવે એમ એના સૌ કાર્યવાહકો ઇચ્છે છે હું પોતે બહુધાગણી પદ્ધતિમા અને ડેમોક્રેટિક સ્પિરિટમા માનુ છુ ઝીણી મોટી ચૂંટણી તેમ વહીવટની દરેક વિગત ખુલ્લે બારણે અને સૂર્યના પ્રકાશમા જેમ થાય તેમ મડાનુ સત્તાના દુરુપયોગનું અને એકલદત્થુ જોહુકમીનુ જોખમ ઘટે સોસાયટીના વહીવટનો પરિચય વધતા એના ઉપર અંગત ભાવ પણ બધાય એવી એ સંસ્થા છે, નિર્જીવ સંસ્થામાંથી સ્નેહી વ્યક્તિમા પલટાઈ જાય એવી એ સંસ્થા છે હું કંઈ ઊર્મિલ પ્રકૃતિનો નથી એ તો જાણીતી બાબત છે તથાપિ આ જો કે છે સંસ્થા જ, તોપણ એના ઉપર મ્હારો અનુરાગ એ કોઈ આત્મીય સંબંધી સ્નેહી હોય એવો બંધાયો છે વળી આજે એ કરે છે તેવા કાર્યમા લોકમતને બને તો માર્ગદર્શક થવાનો એનો અધિકાર જેવો તેવો નથી, ગમે તેવા સ્નેહીઓને અને સાથીઓને ગમે તેવી ઉચ્ચ પદવીએ પ્રતિષ્ઠિત વ્યક્તિને, ભાઈ મ્હારી લાયકી ત્હમે આકો છો એવડી મોટી નથી મ્હને ક્ષમા કરો એમ ના પાડવી, તે એક બાબત છે ગુજરાત વર્નાક્યુલર સોસાયટીને ના ન પડાઇ, અને એમના સ્વાગતને આજ્ઞા ગણી અવિચારણીય માનીને હાજર થઈ ગયો છુ મ્હારી કૃતિઓનો તેજોભંગ કરવાને ટાંપી રહ્યા છે તે બંધુઓના હાથમા મ્હારુ આ ડગલુ એક નવુ સાધન બનવાનુ હોય, તો ય ભલે

સોસાયટીના સ્વાગતને વાણીના વાઘા સજાવવાનુ કર્તવ્ય માથે લઈને જે જે વક્તાઓએ આ ઘડીએ પોતપોતાના કલાકૌશલનો આનંદ આપણુ સૌને ઉદાર હાથે આપ્યો છે, તે માટે એ દરેક બંધુનો ઉપકાર માનુ છુ એ પ્રત્યેક ભાષણમા મ્હારા પ્રતિ અંગત સૌજન્ય ભાવ સ્નેહ આદિ સ્પષ્ટ છે અને મ્હારી સાહિત્યપ્રવૃત્તિઓ અને સાહિત્યોત્તેજક સેવાઓના સદ્ભાગ્ય છે કે આવા અધિકારી સહકારીઓ, સાહિત્યશોખી પ્રજા તે તર્ફ વિશેષ આકર્ષાય એમ તેમનુ આટઆટલુ ગૌરવ કરે છે આ સર્વનો બદલો હું શી રીતે વાળુ ? જે જે ગુણ શક્તિ અપૂર્વતા આદિ એ વક્તાઓ અને વિવેચકો મ્હને અને મ્હારી કૃતિઓને આરોપે છે, તેમાથી ના હોય તે નવા મેળવુ, હોય તે વિશેષ ખીલવુ, એમ ઋણ વાળી શકુ અથવા વાળવા મથું તો તે સાચો બદલો ગણાય ખરો પણ મ્હારી ઉમરના માણસે ભાવિમા હું આમ કરીશ ને તેમ કરીશ એવુ શુ કહી શકાય વારુ ? અને ઘડપણમા પોતાના ભાવિ આચરણ વિષે કઇ કહી ન શકાય એ જ્યારે સુસ્પષ્ટ છે, ત્યારે હું ન્હાની ઉમરનાને પૂછુ છુ, કઇ ઉમરે કહી શકાય ? કોઇ પણ ઉમરે કહી શકાય ? કિશોર વયમા કહી શકાય ? ભર જુવાનીમા કહી શકાય ? ના ભાઇ, ના આપણે માણસ માત્ર કેવળ જંતુડા છિયે, આપણી શક્તિ અત્યંત અલ્પ છે આપણામા ( એટલે માત્ર અહીં એમ નહી, આખી માનવજાતિમા ) કેટલાક છાતી આગળ કહાડીને કૂકડાશી ઊંચી ડોકે શેખી હાકવાના શોખીન પાક્યા જ કરે છે, અને ઘણા ભોળા ભાઇઓ એનાઓને કંઈક શ્રદ્ધાસ્પદ માન્યા જ કરે છે, તે વળી આપણી માનવજાતિની વિશેષ નબળાઈ છે આપણા હાથથી ગયેલ ભૂતકાળ અને હજી આપણા હાથમા નથી તે ભાવિકાલ વચ્ચેની વર્તમાન ઘડી ઉપર આપણી ઇચ્છાશક્તિનો કંઈક અમલ હશે તથાપિ ઇચ્છાશક્તિમા સમર્થ માણસોનો પણ ભાવિ ઉપર અમલ નહી જેવો જ છે હું તો આ બાબતમા જે કંઈ રૂઢ માનું છુ તે એક અમેરિકન કવિના સરલ સુંદર શબ્દો સુરેખ વર્ણવે છે,

"Sands, the mountain,
Moments make the year,
And trifles—Life !"

આનો ધ્વનિ એ કાવ્યની ઉપલી નીચલી પંક્તિઓ સાથેના અન્વયમાં સુસ્પષ્ટ થઈ જાય છે, પણ લાંબું અંગ્રેજી અવતરણ આપવાને ઠેકાણે, તેનું ઋણ જણાવાઈ ગયું એટલે તેનો ભાવ આપણી વાણી અને આપણા છંદમાં આપવો મ્હને વધારે અનુકૂલ છે. ગુજરાતી વાચક શ્રોતાઓને વધારે અસર કરે એમ પણ મ્હારો અનુભવ છે એટલે તેમ જ કરું છું:—

( ગુલબંકી )

પર્વતો બને કણોથિ વાળુના,
યુગો બનંત વર્ષના, બને છ જે પલોતણા;
તુચ્છ મંદપ્રાણ વ્યક્તિ એક એક,
એકથી અનેક વાધિ વિસ્તરે મહા સમસ્ત;*
વ્યસ્ત બિંદુ બિંદુ સંમિલી બને છ ધોધ મસ્તઃ
એમ જીવને ય વ્હેન થૈ જતૂં સુપુષ્ટ એક;
ફૂટયું જેથિ તેય જોઈ વિસ્મયે ડુબંત,
ક્ષુદ્ર અંતવાનથી મહંત રે શું આ અનંત !
પ્હાડ જેમ ઝરણ ઝરણ સંમિલી થયો મહા
નદપ્રવાહ વિસ્મયે જુવે,—શું માહરો, અહા !

ઝીણાં ઝીણાં બિંદુઓ; તેમના સંમેલને મહાગિરિની ઉચ્ચ કૂખે સ્થલે સ્થલે દોડતાં અનેક ઝરણો; એ ઝરણોના સંમેલને જરા નીચા પ્રદેશમાં જુદીજુદી ન્હાનકડી નદીઓ, જરા વધારે નીચે પાધર થતી જતી ખીણભોંયમાં એ નદી ભગિનીઓના સંમેલનોએ ઊંડો અને વિશાળ નદપ્રવાહ, જે પછી તો સાગર આવે તે સ્થલ લગી વહ્યા જ કરે. તાત્પર્ય કે માનવી મહાપ્રજા લઘુ પ્રજાઓમાંનાં ઘણાંખરાં જંતુઓમાં, છુટાં છુટાં ઝરણો કોઈ પૂર્વગામી કોઈ પશ્ચિમગામી જેવી સ્વલ્પ અસંખ્ય ભાગ્યે સમઝાતા કોયડા જેવી પ્રવૃત્તિજાલ જ જાણે નિ-ષ્પ્રયોજન વા સ્વાર્થે પથરાઈ રહેતી જ આપણા જોવામાં આવે, તથાપિ તેમાં પણ કોઇકોઈ જંતુની પ્રવૃત્તિઓ ધીરગભીર વિસ્તરતા, અંતરાયોને વટાવતા, અને જાણે પ્રથમથી નિર્માણ અંતધામ પ્રતિ કર્તવ્યયાત્રા કરતા નદપ્રવાહ જેવી પણ આપણા જોવામાં આવે છે. અને પછી તો જેટલી ઘડી જેટલાં વર્ષ જેટલા દાયકા એ જંતુ જીવનચરખો પ્રવર્તે ત્યાં લગી તેનો એ નદપ્રવાહ ( વા નાદપ્રવાહ ) વહ્યા જ કરતો જોવામાં આવે છે. ત્યારે આ ધ્વનિ વા અર્થાન્તર ન્યાસને અપનાવી, અને મહાનમાંથી મ્હારા જેટલો અલ્પાલ્પ, વસ્તુને સમેટી લેતાં આટલું કહી શકું ખરો કે મ્હારા આ ચુમ્મોતેર વર્ષના અનુભવે અને આ અટપટા સંસારની લીલીસૂકીએ મ્હને જે એકબે સંગીન શ્રદ્ધાઓ બક્ષી છે તેમને હું મ્હારા છેલ્લા શ્વાસ લગી વફાદાર રહી શકીશ ખરો.

**મ્હારી પહેલી શ્રદ્ધા છે** માનવપ્રગતિ માટે કલાસૌન્દર્યના મહત્ત્વની.

અલ્પજ્ઞ સ્વલ્પધી માનવજંતુ નિરવધિ વિશ્વનાં બંધારણને લગતાં અને પોતાને સહજ જિજીવિષા અને સમુત્ક્રાંતીચ્છાને પોષે એવાં સત્યો ખોળ્યા જ કરે છે તથા જે કંઈ જડયાં લાગે તેમને ધર્માદેશ રાજકાયદા સમાજરૂઢિ કે મહાજન વ્યવહારનાં સૂત્રો જેવાં રૂપ આપ્યા જ કરે છે. પરંતુ એ સર્વ કરતાં માનવીઓમાંના થોડા કલાકારો સત્યોને કલાદ્વારા જે સુંદર

* મહા સમસ્ત—મોટો ગંજ, આખી પ્રજા, કરોડોની વસતી. ( નામ લેખે વાપર્યું છે. )

રૂપો અર્પે છે તેમને જ શ્રેષ્ઠ માનું છું લાંબી ચર્ચા વિવેચનાદિનો આ પ્રસંગ નથી એકજ તુલના શાંતપણે કરી જોશો તો ઘણું છે વિગ્રહે ઝૂરતા જીવો ગત પ્રિયજનની પાછળ ધર્મને નામે આહુતિઓ આપે છે, ધૂપો બાળે છે, દીપો પ્રકટાવે છે, શ્રોત્રિયથી માંડીને અપંગ બન્ધુઓના અનેકવિધ સંતર્પણ કરે છે, વગેરે, વગેરે, એના જ વિરહીજનો કલાપ્રેમી હોય છે તો તાજમહેલો, મોસોલિયમો, પિરામિડો ચણે છે, ઇન્દુમતીવિરહ, એલેજીઓ, લિસિડાસો, ઇનમેમોરિયમો સર્જે છે સંગીત મોનેટાઓ લલકારે છે આવી પ્રવૃત્તિની અસર સૂક્ષ્મ હશે પણ નિર્મલ છે, વિસ્તારમાં થોડી હશે, પણ સ્થાયી છે, નિર્બલ જેવી દીસે ભલે પરંતુ લેશ પણ સામો વિરોધ પેદા થતો નથી, એ એની બલિહારીઓ છે. ધર્મ પ્રવૃત્તિઓ ધર્મને નામે ધર્મધતિંગ અધર્મ ત્રણેને સાથે બાફે છે રાજ્યપ્રવૃત્તિઓ ન્યાય અને રક્ષાને નામે ન્યાય, અન્યાય, જુલ્મ, ત્રણેની વચમાં ચૈયતને પીસે છે વળી ધર્મ ધર્મ, રાજ્ય રાજ્ય સામસામે અદેખાઇ અને તોરમાં ઘુરકાઘુરકી કરે અને જંગો મચવી જાન માલની એટલી તો ખુવારી કરતા રહ્યા છે કે અર્ધ સદીની પ્રગતિ પાંચ વરસમાં સાફ થઈ જાય છે અને આમ વારંવાર બનતું આવ્યું છે તેનો સાક્ષી ઇતિહાસ છે વગેરે, વગેરે, વગેરે.

**મ્હારી બીજી શ્રદ્ધા આ,** કે માનવજાતિની સમુત્ક્રાંતિ હિંસામાં તો નથી જ પણ આત્યંતિક અહિંસામાંય નથી આત્મવિનાશ કે સત્યાનાશનું જોખમ નીડરતાએ વ્હોરીને પણ અસત્ય અધર્મ જુલમ ક્રૂરતા પાશવતા આદિની હિંસા કરવી જ જોઇએ વળી સંતોની વાત ભલે ન્યારી રહી પણ આપણે માનવ જંતુઓ એવા વઢકણા અને હઠીલા પ્રાણીઓ છિયે કે વારંવાર વારંવાર આપણા આડે ધડ ચડી ગયેલ મગજોને ઠેકાણે આણવાનું રામ-બાણ એક જ છે,—સંતોનું સંતત્વ કે ફિલસૂફોના શુદ્ધ તર્ક નહીં પણ ચૌદમું રતન ! બુદ્ધો ભલે પ્રબોધ કરે કે વેરભાવનું ઉન્મૂલન વેરભાવ સામો કેળવ્યે કદાપિ ના થાય સવાલ નથી શેનાથી ના થાય એવો, શેનાથી થાય એ અને એનો સાચો જવાબ જડે તે સાચો જવાબ પૂરતી સંખ્યા સાચા લેખે સ્વીકારતી ને આચરતી થાય, તે પ્હેલાં તો "પ્રકૃતિ યાંતિ ભૂતાનિ, નિગ્રહ કિં કરિષ્યતિ !—જાય જાત પર જંતૂ, સંયમો ત્યાં ધર્યાં રહે !" અત્યારે આખી દુનિયામાં આપણા મહાભારત કરતાં સોહજાર ગણો વધારે ખૂનખાર અને કારમો વિશ્વસંગ્રામ ચાલી રહ્યો છે ઘટોત્કચ કરતાં દશહજાર ગણાં ચડી જાય એવાં જાદુઈ અભૌમ અસ્ત્રો સામસામે દરિયાઓમાં અને ગગનોમાં વર્ષી રહ્યાં છે સંઘબલ મહામોટી વસ્તુ છે, પણ સંઘબલની જમાનતને નામે માનવસમુત્ક્રાંતિનો ઉચ્છેદ પણ થઈ જાય વ્યક્તિના હક્કો અને વ્યક્તિની આઝાદીનો રસ આખા તંત્રની ન્હાની મોટી તમામ નાડીઓમાં સંજીવન કરતો રહે એવું સંઘબલ જ, ડેમોક્રેટિક સ્પિરિટવાળું સંઘબલ જ સમુત્ક્રાંતિપોષક છે અને તરણોપાય છે આ વિષય પણ શાખાપ્રશાખિ અને વાદાવાદિવાળો છે જે માટે આજનો પ્રસંગ અનુકૂલ ન પડે

**મ્હારી ત્રીજી શ્રદ્ધા આ,** કે સમાજમાં બે જ વર્ગ સન્માનાર્હ છે, માણસોમાં બે જ જાતની વ્યક્તિઓ સન્માનાર્હ છે પેલો પોલાદી સ્કોટસમેન કાર્લાઇલ કહી ગયો છે "Two men I honour and no Third" કાર્લાઇલ જેમને સન્માનાર્હ ગણે છે તે જ બે વર્ગ મ્હને ય સન્માનાર્હ લાગે છે, ત્રીજા એકે નહી, પણ એ વર્ગોના વર્ણન માટે કાર્લાઇલના શબ્દો નથી અવતારતો, મ્હારા વક્તવ્ય માટે આપણી બોલી પણ શી

ખોટી છે ! લક્ષ્મીનંદનને સન્માનાર્હ નથી ગણુતો, સિંહાસનારૂઢને કે સત્તાધારીને સન્માનાર્હ નથી ગણુતો. લક્ષ્મી સત્તા ઓલાદ જેનાં હોય તે એ સાધનોનો કેવો ઉપયોગ કરે છે, શા મનોભાવે કરે છે. તે પ્રમાણે જ એ ત્રણે સદ્વસ્તુઓ ગણાય અથવા દુઃસાધનો ગણાય તેનો આધાર છે. દુરુપયોગ કરવાની લતવાળા માણસો મહાપુરુષો ન ગણાય, દુષ્ટપુરુષો ગણાય એમ હું માનું છું. કેવળ વિદ્વાનેય હું સન્માનાર્હ નથી ગણુતો. વિદ્યા માત્ર પૂજાતી હોય ભલે પણ સદ્વિદ્વાને જ પૂજનાર્હ ગણું છું. દુનિયાદારી ચડતીને પણ હું સન્માનાર્હ નથી ગણુતો. ભાગ્યદેવીના લાડકવાયાને હું સન્માનાર્હ નથી ગણુતો.

સન્માનાર્હ એક તો હું ગણું છું પૂરેપૂરાં બળ આવડત અને દિલે મજૂરી કરતા મજૂરને. સાધન ઓજાર આદિકને ઇષ્ટવસ્તુ ઉપજાવવા તે એટલો તો મચીમથી રહે છે, કે તેના હાથ પગ તેનાં આંગળાં તેના સ્નાયુએ સ્નાયુ એની રગે રગ, તેની બુદ્ધિનાં ય પડે પડ એ સાધનો અને ઓજારો ક્રિયાઓ અને પ્રક્રિયાઓની ઊંડી છાપ ગ્રહણ કરતાં કરતાં એ સાધનસામગ્રીના અને ઓજાર હથિયારના ઉપર પ્રભુત્વ મેળવે છે અને ભોગવે છે અને એ પ્રભુત્વના કુદરતી ફળ પરિપાક રળે છે અને આનંદે છે.

બંધુઓ, આપણા આ પ્રિય ગુજરાતને અને ગુજરાતીઓને આવી સ્વેદઝેબમંડિત મજૂરી તરફ સન્માનબુદ્ધિ છે ખરી ? અથવા આખા ગુજરાતને જવા દો. ગુજરાતની ઉજળિયાત વર્ણો જ પોતાને અખંડ અને સંપૂર્ણ ગુજરાત માને છે. આગળ વધીને બેધડક કહીશ કે નાગરો પોતાને જ ગુજરાત માની રહ્યા છે, ચડોત્તરિયા પાટીદાર પટેલભાયડા પોતાને જ ગુજરાત ગણી રહ્યા છે, વગેરે. તો આ અને આપણા ઊજળિયાત વર્ણોમાંની બીજી કઈ કઈ ન્યાતો આવી મજૂરીને ઓળખે છે સન્માને છે અને પોતે પણ તે વેઠવાને તૈયાર છે ? આપણી પોતાને ખેડુત કહેવડાવનારી ઊજળિયાત ન્યાતોમાંથી કઈ કઇ જાતે હળ ખેડે છે, કોશ અને ઘાણી ચલાવે છે, ગળતું ખાતર તૈયાર કરે છે અને પાથરે છે, કુવા ખોદે છે ને ગાળે છે, વગેરે ? જે ન્યાતો અંગચોર છે મહેનતમજૂરીથી કાયર છે, તે કાપુરુષો ગુજરાતી પ્રજામાં ભૂષણરૂપ નથી, ભલે ને તેમને પ્રજાના બીજા વર્ગો અને વર્ણો સૈકાઓની કુરૂઢિથી ભૂદેવો, સૂર્યવંશી, ઠાકોર, દેસાઈ, ચોધરી, અમીન, પટેલ આદિ ગણુના આવ્યા હોય.

**સન્માનાર્હ હું બીજો ગણું છું** બુદ્ધિમાન બુદ્ધિસન્જ બુદ્ધિને વાપરી જાણનાર ખેડનાર પદોડનાર નીચોવનાર મથનાર વ્હલોવનાર માથું ભમીભમી ધુમ્મ થઈ જાય દુઃખી-દુઃખી ફાટી પડતું લાગે મૂર્છિત થઈ જાય ત્યાં લગી ખેદો ન છોડનાર મનનપરાયણ નરને. કોદાળી પાવડો હળ દંતાળી વગેરે જેમ મજૂરનાં ઓજાર છે તેમ વિદ્યા શાસ્ત્ર ઇતિહાસ અનુભવ અવલોકન ભાવના અને સ્વમાંની સાથે સાક્ષાત વિરાટનો આખો ચરખો વિચારક માણસનાં સાધનસામગ્રીય છે ઓજાર હથિયારે છે. એણે માણસ જાતની નબળાઈઓને પણ શોધવા પરામર્શવાની છે. એને અસ્પર્શ્ય અને અપવિત્રને સડાને અને રોગને પણ તપાસવા ચૂંથવાના છે. જેને જુવેય નહીં તેને સમઝે શી રીતે, સમઝે નહીં તેના ઉપાય શોધેયોજે ક્યાંથી ? એણે માણસ નામે બાહ્યાભ્યંતર સ્થૂલ સૂક્ષ્મ આખા *ભૂ–ખ–વર્તુલનો, તમામ ચાવીઓ અને ગુહ્યોની સાથે બને તેટલો પરિચય અને ઉકેલ સાધવાનો છે. માણસો-

* (૧) ભૂ=જમીન, ખ=આકાશ; (૨) ભૂખ=ક્ષુધાતૃષાઇચ્છાલાગણીઓ, "અપિટાઈટ્સ, ડિઝાયર્સ, ઇમોશન્સ.

મા માણુમે સન્માનાર્હ જેટલો મજૂર છે તેટલો વિચારક છે, જેટલો વિચારક છે તેટલો મજૂર છે દરેક વસ્તુ દરેક બનાવ દરેક પ્યર્થ ('આઇડીઆ') દરેક સજોગ વિચારકના કોયડા છે તેને કશુ પામે નથી, દૂર નથી, અતિસ્થૂલ નથી અતિસૂક્ષ્મ નથી, અપ્રસ્તુત નથી, સિદ્ધ નથી, કશુ અસાધ્ય નથી વિચારકને કોઈ પરમગુરુ નથી, વિચારક કોઈનુ ગુરુપદ ચાહતો નથી ગુરુપદ સમર્પવા આવે તેવાને સાફ કહી દે છે, ભાઇઓ ત્હમે પોતે પોતાના ગુરુ બનવા સમર્થ છો ન્હાનામોટા સૌ સ્વતત્ર વિચારક બની પોતપોતાના ગજા અનુભવ સજોગો સાથીઓ પ્રમાણે વિચારપ્રવૃત્તિમા ધાયે જાય, એટલૂજ તે તો વાછે વિચારકનો "સત્યાન્વેષી નીડર નમ્ર મહૃદય શાસ્ત્રીય અને જવાબદાર" +બુદ્ધિવ્યાપાર સમુદ્રતરગની જેમ શાશ્વતગતિ વિરામ શી ચીજ છે તે એ જાણે જ નહીં એને તો વિરામ=અત્યતાભાન=મૃત્યુ, વિચારકને નથી જરા નથી ભય, નથી મીઠુ કડવુ, નથી વ્હાલુંઅળખામણું, નથી મ્હારુ ત્હારુ, નથી કોઇ ભાને રીઝવવાનું, નથી કોઈ બાનુ મન રાખવાનું સાચો સહૃદય અને જડભરત, સાચો નગ્ન અને પાચે પોપાકે સુસજ્જ, સાચો સેવક અને શહેનશાહ, વિચારક જ છે તાત્પર્ય કે માનવીકાહામા વિચારક–મનુ ભાવિનો મર્જક છે, મનુષ્યજાતિનુ તેમ આખા વિશ્વનુ ભવિષ્ય એને હાથ છે, તેની સમુત્ક્રાતિએ કલા વિજ્ઞાન અને મસ્થાસર્જનદ્વારા રચી રહ્યો છે, ત્યારે વર્તમાનની સુવ્યવસ્થા ઉદ્યોગ, ઊજમ, કરકસર અને વેતરણુબળે માનવીકાહામાનો મજૂર–મનુ ઉપજાવે છે અને જમાવે છે વિચારકોનો એક સ્વયપ્રકાશ સતતજ્યોતિ તારો કહી જ ગયો છે,—"પ્લેટો આપણો સુહૃદ આપણો સ્વજન આપણો શિક્ષક આપણો પ્હેલો માર્ગદર્શક આપણને બાલકમાથી મોટા બનાવનાર, માટીના લોદામાથી માટી (મર્દ) બનાવનાર, પશુમાથી માનવી બનાવનાર, આપણી બધ આખોને જાદુઈ શલાકાએ ખોલી દેનાર,—પણ આપણો ઇષ્ટદેવ તો સત્ય! આપણે એના સાચા ચેલા ક્યારે? પોતે દીઠું તે સત્ય એણે ભાખ્યુ, આપણે તે સત્યમા જ ખાણુ જોઇયે, છિદ્ર જોઇયે, અપૂર્તિ જોઇયે, અને માત્ર એના માનની ખાતર ના બોલિયે તો આપણે એના ચેલા પણ શેના વારુ!" +અથવા આર્યસસ્કૃતિનૂ જ આથી પણ વધારે જૂનુ વચનામૃત ઇચ્છો, તો જુવો અને ફરી ફરીને વિમર્શો અભયકુમાર અને બુદ્ધનો મવાદ * સામાન્ય માણુસ માટે "મત્ય પ્રિયહિત ચ યત્" એવુ બોલવુ, એ આજ્ઞા સૌજન્ય જાળવવા માટેની છે, તે સામાન્ય વ્યવહાર પૂરતી ઠીક છે, પરતુ વિચારક પણ જો "સત્ય સપૂર્ણ સત્ય ભેળ વિનાનુ સત્ય" ન બોલે, તો દુનિયાના રથનુ શુ થાય? તેના પૈડા કાદવકીચડમા અટકી ન પડે વારુ? દભીઓના દભ, કપટીઓના કપટ, ઠગો અને ધૂર્તોની ચાલાકી, તેમ મૂર્ખો ઊર્મિલોની વ્યર્થ અને વિપથગા હાકતો ઉપર પ્રકાશકિરણો ફેકવાની ફરજ દુનિયામા કોઇએ પણ બજાવવાની ખરી કે નહી?

બધુઓ, આપનો વધારે સમય નહી લઉં હવે હુ મ્હારી **એક જ બીજી શ્રદ્ધા વિષે થોડુક** ઉમેરી લઉં મજૂર અને મૈનિક, સક્રિય સેવક, આનદે તે કામકાજ કરતો નિર્વાહજેગુ રળી લેવાની સ્વતત્રતા માણુનાર, પૈસેપૈસાને ઉપજાવી આપે છે એ સૂત્રને

---

+ મ્હારા આ શબ્દો ઈ ૧૯૨૮ રામનવમીએ લખેલા જુવો પ્રયોગમાલાનું નિવેદન

+ એરિસ્ટૉટલ એનો ભાવ પૂંપૂરો સમજાય એમ એના અતિ મિતાક્ષર વચનમે વિસ્તાર્યો છે

* જુવો મ્હારુ 'બુદ્ધ' એ કાવ્ય (બ૦)

વળગતો મૂડીદાર ('કેપિટલિસ્ટ') અને વિચારક—તમામના જીવનમાં સમભાવી સાથી સહકારીઓની મૈત્રી, એક મોટું સુખ છે; અને એની મોટાઈ ખાસ આ લક્ષણમાં રહી છે, કે બીજાં ઘણાં ઘણાં સુખ કોઈ ને કોઇ જાતનાં દુઃખ સાથે વત્તાંઓછાં જડાયલાં હોય છે, સુખ દુઃખનું જોડું અવિભાજ્ય હોવાનો અનુભવ ચખાડે એવાં હોય છે, ત્યારે મૈત્રીસુખ ચોકખું સુખ છે. મીઠાશવાળા પદાર્થો સાકર, ખાંડ, ગોળ આદિમાં અનેક દોષ સેળભેળ હોય છે, ત્યારે મધમાં દોષ નામે નથી, એવી જ આ મૈત્રીસુખની વિશિષ્ટતા છે. નવલોહિયાં કિશોરકિશોરીઓ યુવકયુવતીઓનો ટુંકો અને સંકુચિત અનુભવ તેમને એક રૂપનો પ્રેમ જ ઓળખાવે છે, તેનું ગૌરવ જ તેમની આગળ વધારી મુકે છે, એ સ્ત્રીપુરુષપ્રેમ જ આખા જીવનાકાશમાં સૂર્ય હોય એમ તેમને ભરમાવે છે. અથચ વિશ્વક્રમમાં જિજીવિષાનું સ્થાન અને પ્રજોત્પત્તિની આવશ્યકતા સમઝે એવા વિચારકને આ અજુગતું પણ નથી લાગતું. પરંતુ પ્રેમના આખા લાગણીચક્રમાં માનવતાવાળા માનવીના અનુભવ પ્રમાણે પ્રેમનું વધારે ઉપકારક ચિરંજીવ અને વફાદાર રૂપ તો મિત્રતા છે; અને તે બાહ્યાકાર પરિસ્થિતિ આદિને અનુસરી અનેક રૂપ ભજે છે. વળી સામાન્ય રીતે પ્રેમ કહેવાય છે તેની શુદ્ધતા માટે લગ્ન-સંસ્કારનો સામાજિક ટેકો જરૂરી છે, ત્યારે એવા કશા ઉપાધિની સાચી મૈત્રીને ગરજ નથી. 'પ્રયોગમાલા'માં મેં અર્પણ શ્લોક મુકયો છે કે

(આર્યા)

વયવૃત્તિસ્થિતિરુચિના  અરે ભાવનાતણા ભલે મેળઃ
મનોમેળ તે મૈત્રી,  બીજા સૌ ભાગ્યના ખેલ (ભ૦)

લાંબા પરિપાકે આ મનોમેળ પણ એવો મૈત્રીમય સદ્ભાવમધુ જેવો બની રહે છે, કે અમારા બે વચ્ચે સાચી સાત્વિક મૈત્રી છે હો, એટલી અસ્મિતા ('કોન્શિયસ્નેસ') ઉપરાંત બીજા કશા મેળરૂપ ઉપાધિની એ મૈત્રીને ગરજ રહેતી નથી. બીજા શબ્દોમાં એ મૈત્રીને (એક બેવફાઈ શિવાય) કશો ઉપાધિ—ભાવના ભેદ પણ, સામસામાં લશ્કરમાં શસ્ત્ર સજી અન્યોન્ય-ને હણવા તૈયાર હોય તોપણ, વર્ષો સુધી મેળાપ થાય નહીં તોપણ—હીણી શકતો નથી.

આવી મૈત્રીનો દાવો ઉપલી આર્યામાં મેં ત્રણ મિત્રો સાથે હોવાનો કરેલો. એ થઈ ઈ. ૧૯૨૮ ની વાત. અને મૈત્રી પણ માનવજીવનને મૃત્યુ નામે જે મર્યાદા છે તે મર્યાદા-વાળી તો હોય છે, એ ત્રણ બંધુઓમાંથી બે અત્યારે હયાત નથી. તો આજે મ્હારે બીજા એવા જ ત્રણ સન્મિત્રો છે, જેઓ મ્હારા મિત્રો દાયકાઓથી છે એવો દાવો કરી શકું છું. એક—ભાઇશ્રી હરિપ્રસાદ દેસાઇ, તેમના વિષે આ ભાષણના આરંભમાં જ હું થોડું કહી ગયો એટલે અહીં તેમાં કશું ઉમેરતો નથી. બીજા સન્મિત્ર સાથે મ્હારો સ્નેહપ્રવાહ એટલો વ્હેલો શરુ થયો છે, કે એ ભાષાપંડિત પોતાની માતૃભાષા પણ તે સમય પછી જ બોલતાં શીખેલા. અને મ્હને મરાઠી, હિંદી કે બંગાળી શીખવાનો પ્રસંગ પણ આવેલો નહીં. મ્હારાં આજે જાહેર કરવાનાં ત્રીજાં સન્મિત્ર આજની આ સભાનાં પ્રમુખ શ્રી વિદ્યાબ્હેન પોતે. એમની અને મ્હારી મિત્રતા ક્યારે શરુ થઈ? ભાઇશ્રી રામનારાયણ સાથેની મ્હારી મિત્રતાનાં બીજ એમના માતપિતાના મ્હારા ઉપરના સદ્ભાવથી વવાયલાં, તેમ શ્રી વિદ્યાબ્હેન સાથેની મૈત્રીનાં બીજ એઓનાં લગ્ન થયેલ એઓ બી. એ. થયેલ, તે પ્હેલાંથી રમણભાઇની અને મ્હારી મૈત્રીમાંથી વવાયલાં.

પોતાનાના હિતની રજૂઆત કરી હોય, કોઈ પક્ષ કે વ્યક્તિને અન્યાય થયો હોય અગર કોઈ પણ વ્યક્તિ કે પક્ષના રદિયા સંપૂર્ણ શાંતિ અને ધીરજથી સાંભળવાની આનાકાની કરી હોય એવું કદી પણ બનવા પામ્યું નથી એવો સર્વ કોઈનો અનુભવ છે

ગુ વ સોસાયટીના વહીવટને અંગે અનેક ગૂંચવણ ભરેલા પ્રશ્નો ઉપસ્થિત થાય છે નાણાંના વહીવટ સંબંધી, ધારાધોરણ સંબંધી, ટ્રસ્ટકોના સ્વીકાર અને વહીવટ સંબંધી, સંશોધન અને અનુસ્નાતક વર્ગોના વહીવટ અને શિક્ષણ સંબંધી, પુસ્તક પ્રકાશન સંબંધી—એમ અનેક પ્રકારના પ્રશ્નો ઉપસ્થિત થાય છે આ સર્વ પ્રશ્નોના મુખ્ય મુદ્દા શ્રી વિદ્યાબહેનના ધ્યાનમાં જેટલી ઝડપથી ઊતરી શકે છે અને તેની રજૂઆત સંક્ષેપમાં પરન્તુ મુદ્દાસર એ સભા સમક્ષ રજૂ કરી શકે છે તેટલી ભાગ્યે જ કોઈ બીજા કરી શકે સાહિત્ય સંમેલનના પ્રમુખને જે કાર્ય કરવાનું હોય છે તેમાં ઉપર જણાવેલી લાયકાત અમને ખાસ મહત્ત્વની લાગે છે અને તેથી અમે એ ઉપર વિશેષ વજન આપીએ છીએ અમારી ખાતરી છે કે શ્રી વિદ્યાબહેનની પ્રમુખ તરીકેની વરણીની સફળતા આ બે મુખ્ય આવશ્યક ગુણોને લીધે, સંપૂર્ણ રીતે વડોદરાના અધિવેશન પ્રસંગે સર્વેને જણાશે અને એ વરણીની યોગ્યતાની સર્વેને પ્રતીતિ થશે

શ્રી વિદ્યાબહેનની નેતાગીરી નીચેના સાહિત્ય સંમેલનની સફળતાની અમને ચોક્કસ ખાતરી છે શ્રી વિદ્યાબહેનની પ્રમુખ તરીકેની વરણી એ ગુજરાતની સ્ત્રીજનતાને, જેટલું ગૌરવનું કારણ ગણાવા યોગ્ય છે તેટલું અમારી ગુ વ સોસાયટીને પણ ગૌરવ લેવાનું કારણ અમે માનીએ છીએ

## લેડી વિદ્યાબહેન ર નીલકંઠ

પંદરમા ગુજરાતી સાહિત્ય સંમેલનના પ્રમુખ



# ગુજરાતી સાહિત્ય પરિષદ્ સંમેલન, વડોદરા

**નામદાર શ્રીમંત મહારાજા સાહેબ, સ્વાગત સમિતિના પ્રમુખ સાહેબ, સન્નારીઓ અને સજ્જનો,**

**સદ્ગત સયાજીરાવ ગાયકવાડની મહેચ્છા**

**સને ૧૯૦૨માં** અમદાવાદ મુકામે સાહિત્ય પરિષદનાં મંડાણ અત્યંત સાદા સ્વરૂપમાં થયાં ત્યારથી આજ સુધીમાં તેનાં ચૌદ સંમેલનો થયાં, તેમાં વડોદરા શહેરમાં આજ બીજી વાર એનું અધિવેશન થાય છે. જે રાજ્ય ગુજરાતમાં ચારે દિશામાં વિખરાયેલું હોઈ પ્રાંતના સર્વ ભાગમાં જેની હકુમત છે, જે રાજ્યના સદ્ગત ચિરસ્મરણીય મહારાજા સયાજીરાવ ગાયકવાડ સરકારે પોતાની પ્રજાની ઉન્નતિનાં સ્વપ્નો સદાકાળ સેવી તેને અમલમાં મૂકવા ગુજરાત તેમ જ હિંદુસ્તાન ભરમાંથી તેમ જ પરદેશથી નરરત્નોને વીણી કાઢી રાજ્યતંત્રમાં દાખલ કરેલાં, જેઓ પોતે પ્રખર અભ્યાસી, વિદ્યા અને જ્ઞાનની ખરી કદર કરનારા હોઈ પ્રજાને વિદ્યાનું દાન કરવા જેમણે ફરજિયાત કેળવણી તથા જ્ઞાનપ્રચાર માટે પુસ્તકાલયોની સુદૃઢ યોજના કરાવી, પ્રજાના સુખ માટે જેમણે રાતદિવસ ચિંતન કરી પોતાના જીવનનું સાર્થક્ય કર્યું અને ઈશ્વરે જે મહાન પદ તથા સંપત્તિ તેમને બક્ષેલી તેનો સદુપયોગ કરી પોતાની કીર્તિ સર્વત્ર ફેલાવી, તે રાજ્યની છત્રછાયા નીચે આજે આપણે ગુજરાતી સાહિત્યના ઉત્કર્ષની વિચારણા કરવા એકઠાં થયાં છીએ. આપણે સર્વ એવી ઉમેદ રાખીએ છીએ કે હાલના મહારાજા સાહેબ પોતાના મહાન પ્રતાપી વડીલને પગલે ચાલી તેમની ઉજ્જવલ કીર્તિમાં વધારો કરશે. વડોદરા રાજ્યમાં પાટણની આયુર્વેદિક પાઠશાળા, શિક્ષકો માટેની કૉલેજ તથા કૉમર્સ કૉલેજ આ નવા મહારાજાના અમલ દરમિયાન આરંભાયેલી તેમ જ પુષ્ટિ પામેલી નવી વિદ્યા વિસ્તારની સંસ્થાઓ છે. ગુજરાતી ભાષા બોલનારી પ્રજાનો બહુ મોટો ભાગ વડોદરા રાજ્યની હકુમતમાં આવેલો છે. અને હજીપણ જ્ઞાનપ્રચારની સંસ્થાઓ જેવી કે મેડિકલ કૉલેજ, ખેતીવાડીની કૉલેજ, એન્જિનિયરિંગ અને ટેક્નોલૉજીની કૉલેજ આ રાજ્યમાં નીકળે એવી આપણે શુભેચ્છા રાખીએ તો અસ્થાને નહીં ગણાય.

**મારી મહેચ્છા**

સાહિત્ય પરિષદના આ સ્થળે થયેલા અધિવેશન પ્રસંગે સ્વ. રા. બ. રણછોડભાઈ ઉદયરામ પ્રમુખ હતા. ગુજરાતી સાહિત્યમાં તેમણે પોતાના વ્યવસાયી જીવનમાં પુષ્કળ પુસ્તકો રચ્યાં છે. એવા પ્રખર સાક્ષરે જે સ્થાનેથી પોતાનાં અભ્યાસ, વિદ્વત્તા અને બુદ્ધિમત્તા વડે પરિષદનું સુકાન ધારણ કર્યું હતું તે સ્થાન લેતાં મારા જેવી અલ્પ વ્યક્તિને અતિશય સંકોચ થાય છે. ગોવ-

શક્તિ સ્વભાષા પર વાપરી હોય તો અનેકગણુ ફળ મળે એ નિ સશય છે આપણા દેશની ખાસ પરિસ્થિતિને લીધે અગ્રેજીનુ શિક્ષણ આવશ્યક છે, એટલે વધારે બોજો ઉઠાવીને પણ સ્વભાષાનો અભ્યાસ કર્યા સિવાય આપણો છૂટકો નથી જો બે ભાષાથી ન ચાલે એમ મનાતુ હોય તો ભલે ત્રણ ભાષા શિખાય, પણ સ્વભાષા છોડી દેવી એના જેવુ આત્મઘાતક કાઈ જ નથી

**ઉચ્ચ અભ્યાસમાં સ્વભાષાથી લાભ**

" જ્યારે યુનિવર્સિટીમા ગુજરાતી ભાષાને પૂર્ણ સ્થાન મળશે ત્યારે તેના અભ્યાસીઓની સખ્યા વધશે, દરેક વિષયના પાઠ્ય પુસ્તકો રચાશે અને તેના સાહિત્યમા જોઈતો ઉમેરો અવશ્ય થશે જ ઉચ્ચ અભ્યાસક્રમમા સ્વભાષાને સ્થાન મળે તો જ તેનો અભ્યાસ કરનારા વધે, તો જ તેના ગ્રથકારોને ઉત્તેજન મળે અને લેખકોની સખ્યા પણ વધે આપણુ સાહિત્ય અભિવૃદ્ધ થાય એવા અભિલાષ ધરાવનાર સર્વ કોઈએ એ ભાષાનો અભ્યાસ સર્વથા વધારવા માટે સર્વ દિશામા પ્રયત્ન કરવાની જરૂર છે દરેક જણ સાહિત્ય સર્જી ન શકે પણ વાચી તો જરૂર શકે દરેક જણ પુસ્તકો ખરીદ ન કરી શકે પણ પ્રયત્ન કરી મેળવીને વાચી શકે આપણા સાહિત્ય તરફની આપણી બેદરકારીને પરિણામે આપણી ભાષા જોઈએ તેવી ખેડાઈ નથી, માટે તેની બેદરકારી હવે એક ક્ષણ પણ વધારે ચલાવી લઈ શકાય તેમ નથી.

" આપણને જણાય છે કે સ્વભાષાનો અનુરાગ ઉત્પન્ન થઇ ચૂક્યો છે, સ્વભાષાના સાહિત્યમા પોતાનો ફાળો આપવા તત્પર થયેલા લેખકો પણ ઉત્પન્ન થવા લાગ્યા છે અને ભાષાનો અભ્યાસ કરનાર પણ નીકળવા લાગ્યા છે અભ્યાસ માટે સાધનસામગ્રી એક બાજુથી તૈયાર થાય છે અને બીજી તરફથી તે અભ્યાસનું ગૌરવ સમજનાર વર્ગ નીકળ્યો છે, એટલે એ સાહિત્ય અને એ અભ્યાસનુ ભવિષ્ય ઉત્તમ છે એ નિ સદેહ છે"

**યુનિવર્સિટીમા સ્વભાષા પ્રતિ આદરના મડાણ અને થોડી મુશ્કેલી**

ગુજરાતી ભાષાને આપણા શિક્ષણમા યોગ્ય સ્થાન મળવુ જોઈએ એ વિશે હુ માનુ છુ કે હવે કોઈને શકા નહી જ હોય મુબઈ યુનિવર્સિટી જેવી સ્વમતાવલબી યુનિવર્સિટી એ પણ પોતાના દૃઢ મતોને શિથિલ કરી માતૃભાષાને કેટલેક અશે અભ્યાસક્રમમા સ્થાન આપવા માડ્યુ છે જો કે કજૂસના ધન પેઠે ન છૂટકે અને ટુકડે ટુકડે પ્રયોગ કરેલા છે પરતુ મોડા મોડા પણ એ સિદ્ધાન્તનો સ્વીકાર થયો છે એ ખુશી થવા જેવુ છે બાકી એની શરૂઆત વિચિત્ર રીતે થયેલી એ આપણે સૌ જાણીએ છીએ ઉચ્ચ અભ્યાસક્રમમા સ્વભાષા રાખવાની માગણી કરવામા આવે ત્યારે યુનિવર્સિટી ના સત્તાધીશો તરફથી જવાબ મળે કે એ ભાષાઓમા પૂરતુ સાહિત્ય નથી આમ કહીને સ્વભાષા પહેલી દાખલ કરી તે એમ એ 'માસ્ટર'ની ડિગ્રી માટે ! પછી મેટ્રિકમા ફરજિયાત કરી, બી એ મા પણ રહેતે રહેતે દાખલ થઈ, વચ્ચેના અભ્યાસના વર્ષોમા નહી, એટલે વિદ્યાર્થીઓના અભ્યાસની શી દશા થાય તે તો એ અધિકારીઓના લક્ષ બહાર જ રહ્યુ આમ ટોચ્યા દઈ દઈને હાલની સ્થિતિએ એકુ અભ્યાસક્રમ પહોચ્યો છે માતૃભાષાના માધ્યમ

(medium) માટે પણ આપણા પ્રાંતની યુનિવર્સિટીમાં વિચિત્ર વલણ છે. ઘણી ઘણી માગણીઓ પછી માધ્યમિક શિક્ષણમાં માતૃભાષાદ્વારા શિક્ષણ આપવાનું કેટલેક અંશે દાખલ થયું છે. પરંતુ તેથી વિદ્યાર્થીઓની દશા દુઃખદાયક થઈ છે, કારણ કે ઉચ્ચ શિક્ષણમાં સ્વભાષાનું માધ્યમ નથી. વિજ્ઞાન, ઇતિહાસ, ભૂગોળ, વિજ્ઞાન જેવા વિષયો મેટ્રિક સુધી ગુજરાતીમાં શીખનાર વિદ્યાર્થી કૉલેજમાં દાખલ થાય ત્યારે એ સર્વ વિષયો અંગ્રેજીદ્વારા તેને શીખતાં અત્યંત મુસ્કેલી પડે એ દેખીતું જ છે. અને એ મુસીબત ટાળવા માતૃભાષામાં શીખવાની છૂટ હોવાની સુગમતાનો લાભ છોડી દેવાનું ઘણા વિદ્યાર્થીઓ પસંદ કરે છે. અભ્યાસક્રમોના રચનારને અમારી નમ્ર વિનંતી છે કે એ ક્રમ ઉપર સળંગ નજર નાંખે અને વિદ્યાર્થીઓનું દૃષ્ટિબિંદુ લક્ષ બહાર ન જવા દે. પોતાની મહત્ત્વાકાંક્ષાઓ અને વિદ્યાર્થી જગતની પરિસ્થિતિનો સુમેળ સાધે.

**આપણી પોતાની યુનિવર્સિટી**

આટલા પ્રસ્તાવ પછી જે મુખ્ય મુદ્દા સંબંધી આપ સર્વની સમક્ષ યથાશક્તિ અને યથામતિ રજૂ કરવા માગું છું તે બાબત તે આપણી પોતાની યુનિવર્સિટી છે. યુનિવર્સિટી એ અંગ્રેજી ભાષાનો શબ્દ છે અને મધ્યયુગમાં યુરોપમાં હાલ જે અર્થમાં આપણે વાપરીએ છીએ તે કરતાં કાંઈક જુદા અર્થમાં વપરાતો—તેનો અર્થ કોઈપણ સંયુક્ત મંડળ એવો થતો. ત્યારપછી રાજ્ય તેમ જ ધર્મસંસ્થાએ માન્ય કરેલું અધ્યાપક મંડળ એ અર્થમાં શબ્દ વપરાવા લાગ્યો. વખત જતાં યુનિવર્સિટીનું ક્ષેત્ર વિશાળ થતાં તેના અથમાં વિશિષ્ટતા આવી અને હાલના અર્થમાં એ શબ્દ વપરાવા લાગ્યો. આપણી યુનિવર્સિટીનો ખ્યાલ મેળવવા થોડુંઘણું વાંચવામાં મેં પ્રથમ શોધ્યું કે શિક્ષણનું માધ્યમ—અથવા હવેથી વાહન શબ્દ વાપરવાનું યોગ્ય માની વાહન—શું હોય તે માટે પાનાં ઉથલાવ્યાં. અલબત્ત, આ શ્રમ નકામો જ હતો. કોઈ દેશ કોઈ પ્રજા કે કોઈ કાળમાં સ્વભાષા સિવાય શિક્ષણનું વાહન, બીજું હોઈ શકે એવી કલ્પના પણ ક્યાંય નજરે પડી નહીં! એવી અસંગતતા આપણા દેશમાં જ પ્રવર્તે છે અને તેનો બચાવ કરવા આપણામાંના ઘણા નીકળી પડે છે. છેલ્લાં પચાસ વર્ષ દરમિયાન હિંદની કેળવણીને લગતાં કમિશનો, કેળવણીકારોના અભિપ્રાયો અને દેશહિતચિંતકોનાં મંતવ્યો એકે અવાજે એમ જ દર્શાવે છે કે તમામ શિક્ષણ સ્વભાષાદ્વારા જ અપાવું જોઈએ. એટલે કે આજ જે સ્થિતિ છે તેનો બનતી ત્વરાએ અંત આણવાની અત્યંત જરૂર છે. જ્યાંસુધી આ સત્ય આપણા મનમાં ઠસશે નહીં ત્યાંસુધી આપણે શિક્ષણમાં આગળ વધી શકવાનાં નથી. આપણાં બાળકો અને યુવકોનાં અમૂલ્ય વર્ષ, તેમની બુદ્ધિ અને સ્મરણશક્તિનો એટલો બધો નાહક વ્યય થાય છે કે તેની કલ્પના કરવી અશક્ય છે. યુરોપ અમેરિકાની શાળામાંથી શિક્ષણ પૂરું કરી નીકળેલા યુવકો એટલા બધા ઉપયોગી વિષયોમાં પારંગત થાય છે કે કોઈપણ ધંધા માટે તેમની લાયકાત નિશ્ચિત થઈ ગઈ હોય છે. આપણી શાળાન્ત–મેટ્રિક પાસ થયેલો યુવક કાચું અને અશુદ્ધ અંગ્રેજી અને થોડાઘણા બીજા વિષયોનું જ્ઞાન લઈ દસ કે અગિયાર વર્ષ શાળાઓના અભ્યાસક્રમમાં પિલાઈ બહાર નીકળે છે. તેને પરભાષાદ્વારા વિષયો શીખવા પડે છે અને એ કાર્ય uphill work એટલે કે ડુંગર ચઢવા જેવું મુસ્કેલ છે. અંગ્રેજી ભાષાનું જ્ઞાન આપણે માટે અનિવાર્ય છે એ સ્વીકારવા છતાં એ ભાષાદ્વારા વિષયોનું શિક્ષણ કેવળ નિરર્થક છે,

એટલું જ નહી પણ એ વિદ્યાર્થીની વિચાર કરવાની શક્તિ તેમ જ કલ્પનાશક્તિને કચડી ભચડી નાખે છે આ પદ્ધતિની વિપરીતતાનું ખોટું માપ થોડાઘણા આગળ પડતા વિદ્વાનો પરથી આપણને કાઢવાની ટેવ પડી છે પરંતુ સાથે સાથે મે કડો ને હજારો વિદ્યાર્થીઓનો જે કચ્ચરઘાણ નીકળી જાય છે તે તરફ આપણે દુર્લક્ષ કરતાં આવ્યાં છીએ

**સ્વ ગજ્જરનો મનોભાવ સ્વભાષાદ્વારા શિક્ષણનો લાભ**

વડોદરાના સદ્દગત મહારાજાને પોતાનું રાજ્ય આદર્શરૂપ બનાવવાની મહત્ત્વાકાંક્ષા હતી અને તે પૂર્ણ કરવાને જે નરરત્નોને તેમણે ગજમાં સઘરેલાં તેમા સ્વ પ્રોફેસર ત્રિભોવનદાસ ગજ્જરનુ નામ મોખરે આવે છે. ગજ્જર સાહેબ પ્રથમ કોટિના વિજ્ઞાનવેત્તા હતા તેમની બુદ્ધિ જેટલી તીક્ષ્ણ તેટલી જ ઊ ડી હતી સાથેસાથે સ્વદેશોન્નતિ, દેશપ્રીતિ અને રાષ્ટ્રભાવના તેમના જીવનમા વ્યાપેલા હતા આવા એક મહાપુરુષે વડોદરામા કલાભવનની સ્થાપના કરી તે સાથે એ સસ્થામા ઉચ્ચ અભ્યાસ સ્વભાષામા કરાવવાની યોજના કરી હતી સ્વ મણિશકર ગ્લજી ભટ્ટે પોતાના જીવનવ્યવસાયની શરૂઆત એ સસ્થાના આ વિભાગમા કરી હતી ગમે તે કારણથી એ આશાપ્રદ શાખા આગળ વધી નહી, પરંતુ જે વિદ્યાર્થીઓએ તેમા શિક્ષણ લીધેલુ તેઓ માત્ર ગુજરાતી જ શીખેલા હોવા છતા ઉચ્ચ જ્ઞાનમા કોઈપણ યુનિવર્સિટીના પદવીધરથી ઊતરતા નહોતા એ મારી જાતમાહિતી પરથી કહેવાની હિંમત કરુ છુ, કેમકે એની પરીક્ષાના જવાબપત્રો જોવાની મને તક મળી હતી આ ઉલ્લેખ કરવાની મતલબ એ છે કે સ્વભાષાદ્વારા શિક્ષણ કેટલે દરજ્જે સફળ થાય છે તેનો ખ્યાલ આવે ગજ્જર સાહેબે જે આરભ કર્યો તે વિરૂદ્ધ ન થયો, પરંતુ તેમના મનમા શિક્ષણયોજનાના સકલ્પો રચાયા જતા હતા સને ૧૯૦૫ મા તેમણે* The complete Modern University નામની નાની પુસ્તિકા બહાર પાડી હતી આ યોજના હિંદના યુનિવર્સિટી કમિશન આગળ તેમણે રજૂ કરી હતી તે યોજનાનો પ્રથમ સિદ્ધાત એ હતો કે સર્વ શિક્ષણ માતૃભાષાદ્વારા અપાવુ જોઈએ કવિવર ટાગોર પણ પોતાના એક લેખમા સ્વભાષાદ્વારા શિક્ષણની આગ્રહપૂર્વક ભલામણ કરે છે મહાત્મા ગાંધીજીએ તો પોકારી પોકારીને એ વસ્તુ તરફ દેશનું ધ્યાન દોર્યું છે આ બે દેશહિતચિંતકોએ પોતાની સ્થાપેલી શિક્ષણસસ્થાઓ શાતિનિકેતન અને ગુજરાત વિદ્યાપીઠ માં એ સિદ્ધાતને અમલમા મૂક્યો મિ એચ એન બ્રેઈલ્સફોર્ડ લખે છે કે ' આપણી લાગણીઓ પર જેનો પ્રભાવ છે તે એક જ ભાષા હોઈ શકે, એક જ ભાષા આપણા સૂક્ષ્મ સૂચનોનુ ભાન તે ભાષાના શબ્દો વડે પરિપૂર્ણ રીતે અને સ્વાભાવિકતાથી કરાવી શકે, આ ભાષા તે આપણે આપણી માતાના ચરણ આગળ શીખેલા તે છે, એ ભાષા તે એ જ કે જેનો ઉપયોગ આપણી પ્રાર્થનાઓમા આપણે કરીએ છીએ, સુખદુ ખના ઉદ્દગારો જે દ્વારા આપણે દર્શાવીએ છીએ આ ભાષા છોડીને બીજી ભાષાને શિક્ષણનુ વાહન બનાવવુ તે વિદ્યાર્થીઓનો બોજો વધારવા ઉપરાત તેમના માનસને પાંગળાં બનાવવા અને તે માનસની મુક્ત ગતિ અટકાવવા બરાબર છે ''

---

* આ પુસ્તિકા કદાચ અપ્રાપ્ય હશે તેમા યુનિવર્સિટીની faculties, અભ્યાસક્રમ, હોસ્ટેલ વગેરેની ઝીણામા ઝીણી વિગતો પોતે આપેલી છે

**સ્વભાષાદ્વારા શિક્ષણના વિરોધીઓ પ્રત્યે**

આ મતને પુષ્ટિ આપવા અને તેટલા અભિપ્રાયો એકત્ર કરવાનું ઉચિત ધાર્યું છે, કારણ કે આપણામાં ભણેલાગણેલા, જીવનની ટોચે પહોંચેલા, અને અનેકવિધ ધંધામાં સફળતા પામેલા, જેમના અભિપ્રાય વજનદાર ગણાય તેવા, પત્રકારો, વકીલો, શિક્ષકો, ડૉકટરો વગેરે છે જેઓને આ દીવા જેવું સત્ય દેખાતું નથી; જેઓ પોતે પોતાના વ્યવહારમાં ફત્તેહમંદ થયા તે જાણે પરભાષાદ્વારા શિક્ષણ લેવાથી જ એમ દૃઢતાપૂર્વક માને છે અને મનાવવા મથે છે. આવા સજ્જનોને તો તેમના અભિપ્રાય ફેરવવા કહેવું એ નિરર્થક છે. પરંતુ એમના દોરવ્યા બીજા ન દોરાય તે માટે ચેતવણી રૂપે પિષ્ટપેષણનો દોષ વહોરીને પણ આ સત્ય રજૂ કરવાની જરૂર છે. ઉપર કહ્યા તેમના સિવાય કેટલાએ વિચારકો છે જેમને આ સત્ય સ્પષ્ટ દેખાયું છે અને તેમણે તે જણાવી દીધું છે.

**સ્વભાષાદ્વારા શિક્ષણ વિશે સબળ અભિપ્રાયો**

પરદેશમાં જઈ જેમણે ત્યાંની યુનિવર્સિટીની પદવી મેળવી છે અને અંગ્રેજી ભાષાના અધ્યાપક છે તેવા એક પ્રોફેસર ચીબ કહે છે કે—'હિંદમાં ચાલતી જે શિક્ષણપ્રથા અત્યંત યોજનાવિહીન તેમ જ નિરર્થક વ્યય કરનાર છે તેમાં સુધારણા કરવી હોય તો આપણે હિંમતભેર શિક્ષણનું વાહન અંગ્રેજી છે તે બદલીને માતૃભાષા કરવું જોઈએ.' પંજાબ યુનિવર્સિટી ઈન્કવાયરી કમિટી પોતાના નિવેદનમાં જણાવે છેઃ—"પાશ્ચાત્ય વિદ્યાનું શિક્ષણ વિદ્યાર્થીઓને હજી પણ પરભાષાદ્વારા આપવામાં આવે છે એ દુઃખદાયક અને અડચણરૂપ છે. અંગ્રેજી ભાષા ઉપર વાહન તરીકે પ્રભુત્વ મેળવવામાં જે વખત જાય છે તે ઘણો છે—લગભગ અભ્યાસકાળનો ત્રીજો ભાગ એમાં ચાલ્યો જાય છે. છતાં ઘણા વિદ્યાર્થીઓ એ હેતુ પાર પાડી શકે છે કે નહીં તે શંકાસ્પદ છે." સને ૧૯૨૮માં ઈંગ્લાંડની સરકારે નીમેલી હાર્ટોગ કમિટી જે હિંદના શિક્ષણ અને અભ્યાસને લગતી માહિતી મેળવવા આવેલી તેનો અભિપ્રાય પણ એ જ હતો કે હિંદમાં નવી શિક્ષણપ્રણાલિકા દાખલ કરવામાં આવી ત્યારે માતૃભાષા તરફ દુર્લક્ષ કરવામાં આવ્યું છે. અંગ્રેજી રાજ્ય સ્થપાયું તે વખતના અધિકારીઓએ દેશની કેળવણીનો પ્રશ્ન વિચારણામાં લીધો. દેશમાં ચાલતી ફારસી અને સંસ્કૃત ભાષાઓને બદલે અંગ્રેજીને સ્થાન આપવું એમ તેમણે નિર્ણય કર્યો. કેટલાક દેશી ભાષાની તરફેણમાં હતા. એમ સામસામા મત વચ્ચે ઝોલાં ખાતું આપણું શિક્ષણ ચાલતું હતું. સને ૧૮૩૫ માં નિમાયેલી 'કમિટી ઑફ એજ્યુકેશન ઈન્ ઇન્ડિયા'એ માતૃભાષામાં ચાલતાં પુસ્તકો બંધ કરી અંગ્રેજી પાઠ્ય પુસ્તકો દાખલ કરાવ્યાં. પરંતુ ૧૮૫૪ માં સર ચાર્લ્સ વુડે (જે વાઈકાઉન્ટ હેલિફેક્સનો ઇલ્કાબધારી થયો હતો અને હિંદના ભૂતપૂર્વ વાઈસરોય લૉર્ડ ઇરવિન જે વાઈકાઉન્ટ હેલિફેક્સ છે તેમનો પૂર્વજ હતો) પોતાનો સુપ્રસિદ્ધ 'ડિસ્પેચ' મોકલ્યો તેમાં આમ જનતાના શિક્ષણ માટે સ્વભાષાનું વાહન એ જ શક્ય વસ્તુ છે અને તે માટે એ ભાષાઓના અભ્યાસની મહત્તા ઉપર તેણે ખાસ ભાર મૂક્યો હતો. આમ છતાં એ ભાષાનો અભ્યાસ ઓછો થવા લાગ્યો અને ભુલાઈ ગયો. સરકારને અંગ્રેજી જાણનાર નોકરોની જરૂર હતી એટલે આ મહત્ત્વની દેશહિતની વાત ટોલ્લે ચઢી. પ્રજાને પણ નોકરીઓ મળવા લાગી એટલે બીજો વિચાર કર્યો નહીં. અને માધ્યમિક અને

ઉચ્ચ અભ્યાસ માટે વાહન તરીકે અંગ્રેજી સ્થાપિત થઈ ગયુ આ વિરુદ્ધનાં આદોલનો ફરી થવા લાગ્યાં છે અને કોઇ પણ સુશિક્ષિત હિંદી એ ન સ્વીકારે એમ હોવુ જોઇએ નહી

સ્વભાષાના વાહન માટે આટલુ કહેના સાથે એ કહેવાની જરૂર છે કે અંગ્રેજી ભાષાનો અભ્યાસ આપણી શાળા–પાઠશાળાઓમાં અનિવાર્ય છે એ ભાષાના પુસ્તકોનો અભ્યાસ હિતાવહ છે, એટલુ જ નહી પણ જગતભર સાથે સપર્ક સાધવા

**અંગ્રેજીની આવશ્યકતા કેટલી?**

માટે એ અનિવાર્ય છે. એટલે અંગ્રેજીની બિલકુલ જરૂર નથી એવા બીજા છેડાના મત ધરાવનાર સાથે હું સમત નથી એ નમ્રતાથી કહેવુ યોગ્ય ધારુ છુ

આવો સર્વમાન્ય હોવો જોઇએ તેવા તેમ જ સ્વતસિદ્ધ સિદ્ધાત માટે આગ્રહ દર્શાવ્યા પછી આપણે કેવી યુનિવર્સિટીની અપેક્ષા રાખવી જોઈએ તેનું આછુ દિગ્દર્શન કરાવવાનો પ્રયત્ન કરવો આવશ્યક છે

આપણા દેશમા અતિ પ્રાચીન કાળથી અધ્યયન અને અધ્યાપનની પદ્ધતિ ચાલતી આવેલી છે એ રીતે જ્ઞાનપ્રચાર કરનારા પોતે વિના વિક્ષેપે અધ્યાપન તેમ જ અધ્યયન કરી શકે તે માટે તેમને જીવન ચલાવવા દ્રવ્યોપાર્જનના શ્રમથી મુક્ત

**આપણી યુનિવર્સિટી કેવી હોવી જોઈએ? પ્રો ગજ્જરનો મત**

રાખવાનો પ્રબધ હતો. અધ્યાપકો પોતાનો સર્વ સમય એક જ વ્યવસાયમા ગાળી શકે તે માટે આ વ્યવસ્થા અતિ અગત્યની હતી અને બ્રાહ્મણો મુખ્યત્વે એ કાર્ય કરતા, એટલે તેમને કુટુબના પોષણ માટે ખાસ ધધો કરવાની જરૂર રહેતી નહી વખત જતા અધ્યયન-અધ્યાપન બધ પડયુ, પરતુ બ્રાહ્મણોની પરપરાથી ચાલતી આવેલી પરાવલબનની ટેવ દૃઢ થઈ ગઈ અને માનવતા ગુરુઓ મટી તેઓ ભિક્ષુકનુ પદ પામ્યા તત્ત્વજ્ઞાનનું ચિતન અને ધર્મનુ મનન પઠન-પાઠન એ સેંકડો વર્ષથી આ દેશની મહાન સપત્તિ છે ગુરુના આશ્રમો ઉપરાંત મોટા વિદ્યાપીઠની સસ્થા ઘણા પ્રાચીનકાળમાં જાણીતી હતી બૌદ્ધ ધર્મના પ્રચાર-સમયે પણ સખ્યાબધ વિદ્યાર્થીઓ જ્યા શિક્ષણ લે તેવી સસ્થાઓ હતી તક્ષશિલા અને નાલદાના અવશેષો આ વાતની સાક્ષી પૂરે છે હિંદની સસ્કૃતિ કેટલી ઉચ્ચ કક્ષાએ પહોચી હતી તે આ પરથી કલ્પી શકાય તેમ છે

આ વિદ્યાપીઠોના ધોરણે હાલ યુનિવર્સિટી સ્થાપી શકાય એમ નથી સમયના વહેવા સાથે સમાજજીવન પણ સર્વથા બદલાઈ ગયુ છે, એ જીવનને અનુરૂપ શિક્ષણની યોજનાઓ રચાવી જોઈએ એ દેખીતું છે આપણી સસ્કૃતિ, રહેણી કરણીને બધબેસતું શિક્ષણ હોય તો જ તે પ્રજાજીવનના સર્વ અગોને સ્પર્શે પશ્ચિમમાથી યુનિવર્સિટીનુ આરોપણ આપણે ત્યા દાખલ કરવામા આવેલુ છે તે કેટલેક અશે સફળ ન થાય એવો સભવ છે અને એમા કયા ફેરફાર કરવાની જરૂર છે તેનો ગભીરતાથી વિચાર કરવાનો સમય આવી લાગ્યો છે પ્રોફેસર ગજ્જરે જેની બારીક રૂપરેખા દોરી છે તેમા હાલની સસ્થાઓની પુનર્રચના મુખ્યત્વે છે તેઓ પ્રજાકીય કેળવણીને બે વિભાગમા વહેંચી નાખે છે પ્રથમ વિભાગ તે સામાન્ય કેળવણી છે એ સામાન્ય કેળવણી મનુષ્યને પરિપક્વ કરે છે બીજો

વિભાગ તે વિશિષ્ટ કેળવણી છે. એ કેળવણી દરેક મનુષ્યને પોતાને હિસ્સે આવતા કર્તવ્યક્ષેત્ર માટે પ્રવીણ કરે છે. એ કેળવણી વડે મનુષ્ય રાષ્ટ્રને પોતાનો ફાળો અર્પણ કરે છે. તેમના મત પ્રમાણે પૂર્ણ શિક્ષણ લેવાનું કામ ચોવીસ વર્ષની ઉમર સુધી ચાલુ રહેવાની જરૂર છે. સત્તર વર્ષની વય સુધીમાં શાળામાં તમામ વિષયોનું એવું જ્ઞાન મળવું જોઈએ કે વિદ્યાર્થી પોતાના કર્તવ્યક્ષેત્રનો નિર્ણય કરી શકે. એ શિક્ષણમાં પ્રાચીન તેમ જ નવીન બંને વિદ્યાનો સમાવેશ થવો જોઈએ. ગજ્જર સાહેબ પ્રખર વૈજ્ઞાનિક હતા. વિજ્ઞાન વડે જગતની જે પ્રગતિ થાય તેનો તેમને પૂરેપૂરો ખ્યાલ હતો. વિજ્ઞાનનું મહામૂલ્ય તેઓ સમજતા છતાં સામાન્ય અને પ્રાચીન એટલે Classical વિદ્યાને તેઓ અત્યંત મહત્ત્વ આપે છે. ઉચ્ચ શિક્ષણ, humanistic—માનસિક ઉત્કર્ષ સાધનાર કે realistic—વ્યવહારોપયોગી હોવું જોઈએ એ જૂના સમયથી ચાલતા આવેલા વિવાદને વિશે તેમનો મત બંનેનો સમન્વય સાધવાનો છે. તેમણે એવું કહ્યું છે કે શાળા પછી કૉલેજનું શિક્ષણ લેવાની યોજના હોય અને ત્યારબાદ ખરું યુનિવર્સિટી શિક્ષણ શરૂ થવું જોઈએ. તેમાં બે કે ત્રણ વર્ષ ગાળવાની જરૂર છે. આપણા પ્રાંતમાં ટેક્નોલૉજી એટલે ખેતીવાડી, વ્યાપાર, લલિતકળાઓને યુનિવર્સિટીના ઉચ્ચ અભ્યાસમાં સ્થાન નહોતું તે દાખલ કરવાનો તેમણે આગ્રહ દર્શાવ્યો છે.* એ સર્વની શાખા યુનિવર્સિટીમાં હોવી જોઈએ એવો તેમનો આગ્રહ હતો. યુનિવર્સિટીમાં ( liberal ) બુદ્ધિની સ્વતંત્રતા આણનાર અને ( professional ) દુનિયાદારીમાં ઉપયોગી શિક્ષણના ક્રમ હોવા જોઈએ-એવી તેમની માન્યતા હતી. વ્યવહારુ શિક્ષણના હિમાયતીઓ ઉચ્ચ પ્રકારના ( professional ) વ્યવહારુ શિક્ષણને vocational–માત્ર ધંધાદારી કેળવણી સાથે ભેળી દે છે અને યુનિવર્સિટીએ ધંધાદારી કેળવણી જ આપવી નથી પ્રજાનો મોટો ભાગ ભરણપોષણ કરી શકે એમ માનનારા ઘણીવાર નીકળે છે. વિજ્ઞાનને બહુ મહત્ત્વ આપનાર ગજ્જર સાહેબ vocational એટલે માત્ર ધંધાદારી શિક્ષણને યુનિવર્સિટીમાં સ્થાન આપતા નથી. ધંધાદારી શિક્ષણની આવશ્યકતા છે જ. સેંકડો

**અન્ય મતો**

માણસો એનો આશ્રય લેનાર હોઈ શકે તેમ જ ધંધા સુવ્યવસ્થિત રીતે ચલાવવા માટે તેનું રીતસરનું શિક્ષણ મળવું જોઈએ એ સ્વીકારવા છતાં એ ઉચ્ચ શિક્ષણ એટલે કે યુનિવર્સિટીનો કાર્યપ્રદેશ નથી એવો મારો નમ્ર મત છે.

યુનિવર્સિટીના કાર્યક્ષેત્રમાં મુખ્યત્વે નીચેની બાબતો આવવી આવશ્યક છે એવો એક વિદ્વાનનો મત છેઃ

૧. સામાન્ય સંસ્કૃતિનું કેન્દ્ર,

૨. Professions વ્યવહાર માટે તૈયારી,

૩. જેમને ખાસ શોખ હોય તેવા વિદ્યાર્થીઓને શોધખોળ માટે તક.

બીજા એક વિદ્વાનના મત પ્રમાણે સુવ્યવસ્થિત યુનિવર્સિટીએ પોતાના અધ્યાપકોને મૌલિક શોધખોળ માટે વધારેમાં વધારે સુગમતા કરી આપવી જોઈએ, તેમને સંસ્કૃતિ

* ખેતીવાડી અને વ્યાપારના શિક્ષણને સ્થાન પ્રાપ્ત થયું છે. લલિતકળાઓ હજી દાખલ થઈ નથી.

સંબંધે સ્વતંત્ર વિવેચના કરવાની છૂટ હોવી જોઇએ. પ્રજાના શ્રેષ્ઠ લક્ષણોને ઉચ્ચ સ્થાન આપવું જોઈએ.

યુરોપ અમેરિકાના જુદા જુદા દેશોની યુનિવર્સિટીનું જેમણે નિરીક્ષણ કર્યું છે તેઓ જણાવે છે કે સામાન્ય લક્ષણો ઉપરાંત દરેક દેશના પોતાના એવા લક્ષણો તે તે યુનિવર્સિટીમાં હોય છે જ. પ્રજાકીય સંસ્કૃતિ, પ્રજાકીય જીવન, અને પ્રજાકીય વિશિષ્ટતાની તેમાં છાપ હોય છે. આપણા દેશમાં જુદી જુદી પ્રાંતિક યુનિવર્સિટીઓ છે, પરંતુ તેમના ભેદ આવા મૂલગત નથી. એ યુનિવર્સિટી તે બહારથી આણીને નવી ભૂમિમાં રોપેલા એક જ જાતના છોડ જેવી છે. એટલે તેમાં પ્રજાનું પોતાનું તત્ત્વ કોઈ પણ પ્રકારે પ્રદર્શિત થાય એવી શક્યતા નથી. માટે જો આપણે પ્રાંત માટે નવી યુનિવર્સિટીનો વિચાર કરવો હોય તો સ્વભાષાના પ્રથમ સિદ્ધાંત પછી આપણા પ્રજાકીય જીવનનું પ્રતિબિંબ જેમાં સુરેખ હોય તેવી તે યુનિવર્સિટીની યોજના હોવી જોઈએ. આગલા પૃષ્ઠ ઉપર દર્શાવેલી બાબતોને બીજી રીતે કહીએ તો યુનિવર્સિટીના સામાન્ય લક્ષણોમાં ચાર મુખ્ય વસ્તુઓ હોવી જ જોઈએ. (૧) જ્ઞાનનું અને વિચારોનું સંરક્ષણ, (૨) તેમના અર્થનું નિરૂપણ, (૩) સત્યનું અન્વેષણ અને (૪) એ સર્વની વિવૃદ્ધિ થાય તે માટે વિદ્યાર્થીઓનું શિક્ષણ.

**યુનિવર્સિટીના સ્વરૂપ વિશે ચોખવટ**

આ સામાન્ય તત્ત્વો તો પ્રત્યેક યુનિવર્સિટી માટે અનિવાર્ય છે. નવા જમાનાની યુનિવર્સિટીની બીજી જરૂરિયાત તે સમાજજીવનને તેના ક્ષેત્રમાં દાખલ કરવાની આવશ્યક્તા એ છે. જૂના વખતમાં શુદ્ધ જ્ઞાન, તત્ત્વજ્ઞાન, કુદરતનું જ્ઞાન એ ઉચ્ચ અભ્યાસમાં વધારે ભાગે યોગ્ય ગણાતાં. પરંતુ જીવન સાથે તેનો જાણે સંબંધ ન હોય, અભ્યાસ એ અલગ વસ્તુ હોય એવો એક ક્રમ થઈ ગયો હતો. પરંતુ જે જ્ઞાન જીવનને ઉચ્ચ કક્ષાએ લઈ જનાર છે, જે અભ્યાસ સમાજને ઉન્નત દશાએ પહોંચાડવાનું ધ્યેય રાખે છે તેને સમાજ જીવનથી છૂટો પાડી નાખવામાં આવે એ આત્મઘાતક છે. એટલે નવી યુનિવર્સિટીમાં સમાજજીવન, (હાલના Arts ને વિસ્તૃત કરીને) કુદરત અને Aesthetics–સંવેદનશાસ્ત્રનો ઊંડો અભ્યાસ કરવાની વ્યવસ્થા થવી જોઈએ.

**ગુજરાત યુનિવર્સિટી જોઈએ**

ગુજરાતને પોતાની યુનિવર્સિટી હોવી જોઈએ એ મતનું પ્રતિપાદન થઈ ચૂક્યું છે. મહાત્મા ગાંધીજીની આર્ષ દૃષ્ટિએ આ સત્ય જોઈ લીધું હતું અને ગુજરાત વિદ્યાપીઠની સ્થાપના તેમણે દેશની પુનર્ઘટનાના એક અંગ તરીકે કરી હતી. રાજકીય કારણોને લીધે એ સંસ્થા બરાબર પોષાઈ નહીં, પરંતુ એ સંસ્થાએ થોડા વર્ષોમાં પણ જે મહત્ત્વની સેવા બજાવી છે તેમ જ જે એક આદર્શ રજૂ કર્યો છે તે સતત આપણી સમક્ષ રાખવા જેવા છે. તેમાં પુરાતત્ત્વ-સંશોધન તેમ જ નવીન શિક્ષણની વ્યવસ્થા હતી. એ યોજનામાં જે કાંઈ ઊણપો લાગતી હોય તે પૂરી કરી આપણે આપણી યુનિવર્સિટી માટે વિચારણા કરવાની જરૂર છે.

**સદ્ગત સયાજીરાવ ગાયકવાડના મનોરથ ગુજરાત યુનિ૰થી સરશે**

વડોદરાના સદ્ગત મહારાજાએ વડોદરા યુનિવર્સિટી સ્થાપવાનો વિચાર કરેલો અને તેની પૂર્વ તૈયારીઓ તરીકે કમિશન પણ નીમેલું. પ્રાંતના અગ્રગણ્ય વિદ્વાનો અને કેળવણીકારોની જુબાનીઓ લેવરાવેલી. પ્રશ્નપત્રો કાઢેલાં અને પોતાના રાજ્યની સંપત્તિ વડે એક આદર્શ યુનિવર્સિટીનો આરંભ કરવા ધારેલું. આ વિચાર કોઈ અજ્ઞાત કારણોથી પડી ભાંગ્યો. પરંતુ વડોદરાને બદલે ગુજરાત યુનિવર્સિટી સ્થપાય એ વધારે ઇષ્ટ છે. ગુજરાતમાં વડોદરાનો સમાસ તો થવાનો જ છે. તમામ દેશી રાજ્યો પણ તેમાં આવી જવાનાં એટલે બ્રિટિશ હકુમત નીચેની પ્રજા, તેમ જ નાનાં મોટાં દેશી રાજ્યોએ મળીને ઉપાડી લેવાનું આ કર્તવ્ય છે.

**મહારાષ્ટ્રમાં યુનિ૰ માટે હિલચાલ**

તાજેતરમાં મહારાષ્ટ્ર યુનિવર્સિટી સ્થાપવાની હિલચાલ થઈ રહી છે. તે માટે કમિટી પણ નિમાઈ હતી અને તેનું નિવેદન બહાર પડી ગયું છે. સરકારે આમાં સહાનુભૂતિ દર્શાવી છે, ગુજરાતમાં યુનિવર્સિટી સ્થાપવાની ધારણા મહારાષ્ટ્ર કરતાં ઘણી વહેલી ઉદ્ભવેલી, પરંતુ તેને અમલમાં મૂકવા જેટલો વેગ અને ટેકો મેળવનાર મળ્યા નહીં. મહારાષ્ટ્ર માટેની યુનિવર્સિટીની સ્થાપના માટે મરાઠી સાહિત્ય સંમેલને પ્રથમ ઠરાવ કરેલો અને તેને માટે પ્રચારકાર્ય જોરશોરથી કરી એ ઠરાવને અમલમાં મૂકવા તનતોડ મહેનત કરી. તે જ મુજબ ગુજરાતી સાહિત્ય પરિષદ જેવું પ્રતિષ્ઠિત મંડળ આંદોલનો હલાવે, તેની પાછળ ખાઈપીને મંડનારા આગ્રહી કાર્યકર્તાઓ નીકળે તો આપણે પણ એમાં સફળતા મેળવીએ એ નિઃસંશય છે.

**પ્રજાકીય ધનથી યુનિવર્સિટી સ્થપાવી જોઈએ**

નવીન જમાનામાં યુનિવર્સિટી એ મોટી ખર્ચાળ વસ્તુ છે. હજારો નહીં પણ લાખો રૂપિયાનાં ભંડોળનું એ કામ છે એ આપણે જાણીએ છીએ. રાજ્ય તરફથી સ્થપાયેલી આવી સંસ્થાને રાજ્યના દોરને વશ થવું પડે એ સ્થિતિ ઇચ્છવા જેવી નથી; માટે પ્રજાકીય ધનથી જો એ સ્થપાય તો જ તેમાં આવશ્યક એવી સ્વતંત્રતા રહે. બંધનમુક્ત ન હોય તો શિક્ષણની સંસ્થાનો વિકાસ થવો અશક્ય છે. વિચારની, વિવેચનની, અધ્યાપકોના મત-મતાંતરની છૂટ ન હોય તેવા સંકુચિત વાતાવરણમાં વિદ્યાની વૃદ્ધિ ખરા અર્થમાં થાય એ બનવાજોગ નથી. માટે યુનિવર્સિટીનાં નાણાં મુખ્યત્વે પ્રજાએ જ એકઠાં કરવાં જોઈએ એમ હું નમ્રપણે માનું છું. રાજ્યની મદદ તો જોઈએ જ, કારણ કે તેની સહાનુભૂતિ વિના સંસ્થા આગળ વધી શકે નહીં, તથાપિ નાણાં સંબંધે સંપૂર્ણપણે રાજ્યના અવલંબન પર રહેવાનું ના હોય એ ઇષ્ટ છે. ગુજરાતમાં સમૃદ્ધ રાજ્યકર્તાઓ છે, અઢળક ધનવાનો છે મોટા ઉદ્યોગપતિઓ છે તેમ જ દ્રવ્યના ઢગલા પર બેઠેલા ધર્મગુરુઓ છે. આ ધર્મગુરુઓના પ્રાચીન કર્તવ્યમાં પ્રજાશિક્ષણ હતું. આ સર્વ એકમત થાય, આપણી પ્રાચીન સંસ્કૃતિ, સાહિત્યનું સંરક્ષણ અને નવીન વિજ્ઞાનના લાભ તેમના મનમાં વસે તો આપણા પ્રાંતની અતિ આવશ્યક એવી સંસ્થાનું સંસ્થાપન થાય. આપણા હિંદ દેશમાં ગણીગાંઠી યુનિવર્સિટીઓ છે. પૂર્વ તેમ જ પશ્ચિમના

બીજા દેશોમા—અલ્પ વિસ્તારવાળા દેશોમા પણ અનેકાનેક યુનિવર્સિટીઓ છે તો આપણે તેમનાથી સૈકાઓ પછાત છીએ એમ કહીએ તો ખોટુ નથી ધનનો શિક્ષણ આપવા કરતા બીજો વધારે સદુપયોગ શો હોઈ શકે? પોતાના દેશબંધુઓનું અજ્ઞાન દૂર કરવુ, તેમના જીવનમા રસ પૂરવો, તેમની બુદ્ધિશક્તિનો વિકાસ કરવો, પ્રાચીન સમયના વિદ્વાનો અને તત્વવેત્તાઓએ મહામુશ્કેલીઓ વચ્ચે રચેલા અને સગ્રહ કરેલા જ્ઞાનભડોળનું રક્ષણ કરી તેનો પ્રજાને સુલભ ઉપયોગ કરાવવો એ મોટા કાર્યો ધનિકવર્ગ નહીં કરે તો કોણ કરશે? આ પરિષદે ચાળીસ વર્ષના પોતાના અસ્તિત્વનું સાર્થક્ય ત્યારે કર્યુ ગણાશે જ્યારે ગુજરાત માટે તેની પોતાની અસ્મિતા ધરાવતી મહાન શિક્ષણસસ્થા ઊભી કરાવવામા એ માર્ગદર્શક અને સહાયભૂત થશે

**માત્ર ધન પૂરતું નથી**

માત્ર ધનથી પણ આ મોટુ કાર્ય સમાપ્ત થવાનુ નથી પુષ્કળ ધન ઉપરાત પુષ્કળ વિદ્વાનો, કાર્યકર્તાઓની તેમા જરૂર રહેશે ખાસ કરીને પુસ્તકો રચવા માટે એક સબળ મડળ રચાવુ જોઈશે આપણે જાણીએ છીએ કે ઘણી દિશામા આપણું સાહિત્ય હજી અપૂર્ણ છે તેને સપૂર્ણ બનાવવા માટે સખ્યાબધ લેખકોને રોકવાની જરૂર રહેશે આમ પુસ્તકો રચાવવાનું કાર્ય અસભવિત નથી દક્ષિણમા હૈદરાબાદના રાજ્યે ઉસ્માનિયા યુનિવર્સિટી સ્થાપી તેને માટે તમામ પુસ્તકો ઉર્દૂ ભાષામા રચાવી દીધા છે એનો કાર્યક્રમ ઉર્દૂમા ચાલે છે એ આપણે સહુ જાણીએ છીએ સર્વ દિશા, સર્વ વિભાગો માટે મૌલિક તેમ જ ભાષાતરરૂપે પુસ્તકો પ્રકટ કરાવ્યા છે જાણકારો કહે છે કે આ યુનિવર્સિટીનું કામ સફળતાપૂર્વક ચાલે છે શિક્ષણનો સ્વાભાવિક ક્રમ સફળ થાય તેમા આશ્ચર્ય જેવુ કાંઈ નથી આશ્ચર્ય તો તે નિરર્થક જાય તેમા છે

**સાહિત્યની અનેક શાખાઓને વિકાસાવવાની આવશ્યકતા**

હાલના ગુજરાતી સાહિત્યમા દિનપ્રતિદિન જે શાખાઓ વૃદ્ધિગત થઈ છે તે, એટલે કે નાટકો, કાવ્યો કે નવલકથાઓથી આપણી યુનિવર્સિટીનુ કાર્ય ધપવાનું નથી શરૂઆતમા અગ્રેજી પુસ્તકોની મદદથી કામ લઈ શકાય, પણ આપણો અતિમ ઉદ્દેશ દરેક શાખા સમૃદ્ધ કરવાનો હોવો જોઈએ વિજ્ઞાનના પુસ્તકો સખ્યાબધ રચાવા જોઈશે નવીન દૃષ્ટિબિન્દુથી ઇતિહાસો લખાવા જોઈશે અર્થશાસ્ત્ર, સમાજશાસ્ત્ર, માનસશાસ્ત્ર વગેરે વિષયો પર એકેક નહીં, પણ વિવિધ દૃષ્ટિકોણ દર્શાવનાર પુસ્તકોની જરૂર પડશે એકવાર યુનિવર્સિટી અસ્તિત્વમા આવે એટલે આ જરૂરિયાતો પૂરી પાડવાના સાધનો આપોઆપ નીકળી આવશે

**અગ્રેજીની જરૂર રહેશે, પણ બીજી ભાષા તરીકે**

આ સ્થળે એટલું કહેવાનુ ઉચિત છે કે આપણા અભ્યાસક્રમમા અગ્રેજીનું મોટુ સ્થાન રહેશે અગ્રેજીને બિલકુલ તજી દેવાની યોજના મારા મનમા નથી અગ્રેજી ભાષા એક બીજી ભાષા ( Second language ) તરીકે જરૂર રહેવી જોઈએ યુરોપની યુનિવર્સિટીઓમા વિદ્યાર્થીઓને બે ત્રણ ભાષાઓ શીખવાની આવશ્યકતા હોય છે તે મુજબ અગ્રેજી શીખવાનું અહીં ફરજિયાત હોવુ જ જોઈએ એ ભાષાના અભ્યાસ

વિના જગત સાથેના સમાગમમાં આવવું અસંભવ છે, તેમ જ દુનિયાના આગળ વધતા સાહિત્યનો અભ્યાસ આપણા પોતાના ઉત્કર્ષ અર્થે અતિ અગત્યનો છે.

**આપણી યુનિ૦ને અનુરૂપ શરૂઆતનો શિક્ષણક્રમ જોઇશે**

સ્વભાષાદ્વારા શિક્ષણ આપતી આપણી યુનિવર્સિટી હોય તો તેને બંધબેસતો અભ્યાસક્રમ આપણી માધ્યમિક શાળાઓમાં રચાવો જોઈશે. અનેક કેળવણીકારોની આમાં સહાયતાની જરૂર રહેશે. એ આવી મળશે એ નિઃસંશય છે. ઉચ્ચ શિક્ષણનો લાભ લેવાની તૈયારી તરીકે સમસ્ત પ્રજાને શિક્ષિત કરવી જોઈશે. સેંકડે દશ માણસ ભણેલાં હોય એ કંગાલ સ્થિતિ જેમ બને તેમ વહેલી દૂર થાય એ માટે ભગીરથ પ્રયત્ન કરવાના છે. તાજેતરમાં કોંગ્રેસ સરકારે અક્ષરજ્ઞાનની યોજના કરી, પરંતુ એ સરકારના કારભારના અંત સાથે એ યોજના ખોરંભે પડી છે એ ઉપાડી લેવી જોઈશે.—ગ્રામવાસીઓને માટે—જેમની સંખ્યા કરોડોની છે—તેમને સમજાય તેવાં પુસ્તકો, વર્તમાનપત્રો, પુસ્તકાલયો વગેરેનો પ્રબંધ કરવાનો રહેશે. એકંદરે તમામ પ્રજામાં જાગૃતિ આવે એવા શિક્ષણનો પ્રચાર થવો જોઈશે. માત્ર સારી સ્થિતિમાં મુકાયેલા અલ્પ સંખ્યામાં—વસ્તીના પ્રમાણમાં—ઉચ્ચ શિક્ષણ લઈ બેસી રહે તેથી સંતોષ પામવાનો નથી. ચાલીસ કરોડ હિંદના મનુષ્યો અને ગુજરાતને ભાગે આવતા એક કરોડ કરતાં પણ વધારે દેશી ભાઈ-બહેનોનાં જીવન ઉજ્જવલ કરવા માટે સર્વ સુશિક્ષિત ભાઈઓ તથા બહેનોને પોતાના કર્તવ્યનું ભાન થવાની જરૂર છે.

**સરકાર પાસેથી નાણાં મેળવવાનો પ્રયત્ન અમલમાં મૂકવો જોઈએ**

આ પ્રકારનાં સવ કામોમાં ધનની મોટી અપેક્ષા રહે છે. એ ધન રાજ્યકર્તાઓએ વાપરવાની તેમની ફરજ છે. સુધરેલી પ્રજા હોવાનો જેમનો દાવો છે, જેઓ આ દેશના હિત માટે રાજ્ય કરવાનું કહે છે તેમના દોઢસો વર્ષના અમલ દરમિયાન દેશનાં શિક્ષણની સ્થિતિ જરાએ ગર્વ લેવા જેવી નથી. જે જે દેશોમાં પોતાનાં રાજ્યો છે ત્યાં પાંચ કે દશ વર્ષની યોજનાઓ રચાઈ દેશભરની નિરક્ષરતા દૂર થઈ ગઈ છે અને આવી મોટી મહત્ત્વની બાબત માટે તે દેશોએ નાણાંના અભાવની દલીલ આણી નથી. જે કામ જરૂરી હોય, જેમાં આપણા દેશી ભાઈબહેનોની સર્વતોમુખી ઉન્નતિનો પ્રશ્ન હોય તે પ્રજાના અગ્રણીઓએ ઉપાડી લેવો જોઈએ. સરકાર પાસે તે માટે નાણાં કઢાવવા માટે સર્વ ઉપાયો કરવા જોઈએ. આખી પ્રજા નિરક્ષર રહે ને છેક ઉપરની જનતા ઉચ્ચશિક્ષણ, શોધખોળ. ભાષાવિજ્ઞાન વગેરેના અભ્યાસ ચલાવે એ સુસંગત નથી. નિરક્ષરતાના વિઘ્નને લીધે કેટલીએ બુદ્ધિશાળી વ્યક્તિઓ અજ્ઞાનમાં દટાઇ રહેતી હશે તેનો ખ્યાલ કરી શકાય તેમ નથી. માટે આ સર્વ કાર્યો એકી સાથે કરવા જેવાં છે. એક પછી એક થાય એમ બને તેમ નથી.

જગતમાં વારંવાર આવતાં યુદ્ધો કેટલાંયે નાણાંનો નિરર્થક વ્યય કરાવે છે. રાજ્યોને પોતાની પ્રજાના હિતનાં કાર્યો કરવા માટે નાણાંની તંગી હોય છે, પરંતુ લડાઈમાં લાખો

**યુદ્ધાદિ માટે નાણાં છે, કેળવણી માટે નથી**

નહી, કરોડો નહીં, પણ અબજો કાકરા પેઠે ખર્ચવા પડે છે તેવે પ્રસગે પ્રજાઓ પણ પોતાના રાજ્યકર્તાઓને યુદ્ધના સરજામ માટે પોતાના સર્વભોગે જોઈતા નાણા પુષ્કળ આપે છે એવુ કહેવાય છે કે છેલ્લા વિશ્વયુદ્ધમા પડેલા દરેક દેશે જેટલો નાણાનો વ્યય કર્યો હતો તે ધન વડે આખા જગતના સુખની અનેક કાયમની યોજનાઓ થઈ શકત—યુદ્ધ એવી વસ્તુ છે કે તેમાથી બચવા, દુશ્મનોના આક્રમણથી મુક્ત રહેવા મનુષ્ય આત્મરક્ષણની પ્રેરણા વડે પ્રેરાઈ પોતાનુ સર્વસ્વ હોમી દેવા તૈયાર થાય છે બીજે કોઈ પ્રસગે કે બીજા કોઈ કામ માટે આટલા મોટા પ્રમાણમા રાજ્યને પૈસા મળતા નથી.

**યુનિવર્સિટી માટે હિલચાલનો આરભ કરો.**

યુદ્ધની હાલની વિષમ પરિસ્થિતિમા જ્યારે રાજ્યકર્તાના હાથ હમેશ કરતા પણ વધારે ભીડમા હોય ત્યારે યુનિવર્સિટી જેવી અતિ ખર્ચાળ યોજના અમલમા મૂકવાનો સભવ સ્વપ્નવત્ છે પરતુ લડાઈને જ પરિણામે અઢળક કમાણી કરનાર વેપારીઓ ધારે તો એક રાતમા આ નાણા ઊભા કરી શકે એ ન બને તોપણ યુદ્ધ પછીની પુનર્ઘટના માટે પણ અત્યારથી જ વિચાર કરી મૂકવાની જરૂર છે મહારાષ્ટ્ર યુનિવર્સિટી માટે પણ સરકારે લડાઈ પૂરી થયે મદદ માટે વિચાર કરવાનું વચન આપ્યુ છે મહારાષ્ટ્રની વિચારણા પહેલા જેનો વિચાર થયેલો તે ગુજરાત યુનિવર્સિટી માટે હવે નરમ પ્રવૃત્તિ નહી ચાલે એ હિલચાલને વેગવત બનાવી એવી સ્થિતિએ પહોચાડવી કે વહેલામા વહેલી તકે તે વ્યાવહારિક સ્વરૂપ ધારણ કરે નવીન યુનિવર્સિટી માટે પ્રાચીન અને અર્વાચીન જ્ઞાનસમુચ્ચયમાથી એવી સુશ્લિષ્ટ રચના કરવાની જરૂર છે કે જે માટે પ્રતિભાશાળી વ્યક્તિઓની મગજશક્તિઓનો કેટલોયે સમય રોકાશે આપણી સસ્કૃતિને પોષણ મળે અને નૂતન ઉત્ક્રાંતિ ( civilisation ) માથી અનુકરણ કરવા યોગ્ય સર્વ કાઈ સાથે ઘટાવી શકાય એ આપણુ લક્ષ્ય હોવુ જોઈએ

**કવિવર ટાગોર અને આસ્ય યુનિવર્સિટીનો ખ્યાલ**

કવિવર ટાગોરના 'An Eastern University' એ નામના લેખમાથી થોડો ઉતારો અત્રે અસ્થાને નહી ગણાય ટાગોર કહે છે— 'આપણી સસ્કૃતિના સર્વ અશોને એવા સબળ બનાવવા જોઈએ કે તે પાશ્ચાત્ય સસ્કૃતિ સાથે સઘર્ષણમા ન આવે, પરતુ તેમા ભળી જાય ' 'હિદી સસ્કૃતિ ચાર પ્રવાહોમા વહેલી છે વૈદિક, પૌરાણિક, બૌદ્ધ અને જૈન તે પછી ઇસ્લામિક સસ્કૃતિએ પોતાની પ્રબળ તેમ જ કીમતી છાપ આપણા શિલ્પ, ચિત્રકળા, સગીત આદિ પર પાડી છે પશ્ચિમની સસ્કૃતિ ઉપરાત સમસ્ત એશિયા—ચીન, જાપાન, ટિબેટ, ઝોરાસ્ટ્રીઅન એ સર્વની સસ્કૃતિઓનો પણ અભ્યાસ આપણે માટે આવશ્યક છે જેઓ એમ માનતા હોય કે પ્રાચીન કાળે આપણે માટે કાઈ ઉપયોગી વારસો મૂક્યો નથી તેઓ ભૂલ કરે છે પ્રથમ વાવેલા બીજમાથી જ નવા વૃક્ષનો ઉદ્‌ગમ થાય છે માત્ર બૌદ્ધિક શિક્ષણ પર જ પશ્ચિમમા પણ હજી વધારે ઝોક છે જીવનને સમગ્ર રૂપે સમજવા માટે રગો, સ્વરો વગેરે જાણવાની જરૂર રહે છે એટલે કે કળાઓ તરફ પૂરતુ લક્ષ અપાવુ જોઈએ એ કળાઓ સર્જકતા આણે છે હાલનુ

આપણું શિક્ષણ મૂક ડહાપણનો બોજો ઉપાડવા સરખું છે; જાણે સખત મજૂરીવાળી જેલની સજા જેવું તે છે. મુગલ રાજ્યસમયમાં સંગીત અને કલાને રાજ્યકર્તા તરફથી ઘટતી ઉત્તેજના મળી હતી. શિક્ષણનો ઉચ્ચ સંદેશ તે મનુષ્યના સામાજિક અને આધ્યાત્મિક જીવન વિષયક જ્ઞાન અને પ્રવૃત્તિઓના ઐક્યનો અનુભવ કરવો તે છે.'

પોતાની ઉચ્ચ શિક્ષણ વિશેની છૂટક છૂટક વિચારકણિકાઓમાં આપણી નવીન યુનિવર્સિટી કેવી હોવી જોઈએ તેનું કાંઈ આછું દિગ્દર્શન ટાગોરે કરાવ્યું છે.* આ પરિષદ્ એવી બળવાન ઘોષણા કરે, એવાં જબ્બર આન્દોલનો જગાવે, એવો ઉત્સાહ પ્રેરે કે આપણા પ્રાંતમાં આપણને સર્વથા અનુકૂળ એવી યુનિવર્સિટીનો આરંભ કરવા આપણે શક્તિમાન થઈએ એ શુભેચ્છા સાથે આ વ્યાખ્યાન સમાપ્ત કરું છું.

**ઉપસંહાર**

બહેનો અને ભાઈઓ, હું સાક્ષર નથી કે વિદ્વત્તાનો પણ મારો કાંઈ જ દાવો નથી. ગુજરાત યુનિવર્સિટી સ્થપાય એ મારો મોટો અભિલાષ છે. પરિષદના પ્રમુખસ્થાનેથી એ અભિલાષ પ્રદર્શિત કરવામાં આવે તો તે વધારે લાંબા સમય સુધી પહોંચે, તેનું વજન પડે, પરિષદની પ્રતિષ્ઠા વડે તેને વેગ મળે, એ આશાથી આજ આપ સમક્ષ બોલવાની હામ ભીડી છે. આજના શ્રોતાજનોને આમાં કાંઈ નવું સાંભળવાનું નહીં મળે, પણ આગ્રહભરી વિનંતી તો તેઓ જરૂર સ્વીકારશે, એ મારી આશા છે.

**વિદ્યાબહેન ર. નીલકંઠ**

* યુનિવર્સિટી માટે તેનો રૂઢ થયેલો અર્થ દર્શાવનાર યોગ્ય શબ્દ હજુ અસ્તિત્વમાં નથી આવ્યો તેથી, તે જ શબ્દ આખા લેખમાં વાપર્યો છે.

# ગુ. વ. સોસાયટીને મળેલાં નવાં ટ્રસ્ટ ફંડો

## ૧૯૪. વિશ્વનાથ ગિરધરલાલ એન્જીનિયર સ્કોલરશિપ ફંડ રૂ ૧૮૦૦૦)નુ

મે. ગુજરાત વર્નાક્યુલર સોસાયટીના સેક્રેટરી સાહેબ,

અમદાવાદ

વિ વિ સ્વ મર્હુમ વિશ્વનાથ ગિરધરલાલ એન્જીનિયરના સ્મરણાર્થે તેમના વિલ મુજબની કલમ આઈ પ્રમાણે તેમની મિલ્કતની વિલ મુજબ વ્યવસ્થા કરતા તથા વાપરતા રૂ ૧૮૦૦૦) અઢાર હજાર રૂપિયાની રકમ વધેલી છે તે વધેલી રકમ અમારે સોસાયટીને સોપવાની રહે છે, તેની વિગત —

૩૫૦૦) ધી ભાલકિયા મિલની રસીદ ન ૩૨૨ની વ્યાજ ૬ ૦–૪–૦ પાકતી તા ૧૮–૧૦–૪૩

૨૦૦૦) ધી ભાલકિયા મિલની રસીદ ન ૩૭૭ની વ્યાજ ૬ ૦–૪–૦ પાકતી તા ૭–૧૧–૪૩

૨૧૮૨) ધી વિક્રમ મિલ્સ ક લી રસીદ ન ૨૮૩ની વ્યાજ ૬ ૦–૩–૦ પાકતી તા ૮–૮–૪૩.

૩૪૮૨–૩–૬ ધી ન્યૂ ટેક્ષટાઈલ મિલની રસીદ નં. ૨૧૧ની વ્યાજ ૦–૪–૦ પાકતી તા ૧૭–૧૦–૪૩

૨૦૦૦) ધી નગરી મિલ્સ લી રસીદ ન. ૩૯૪ની વ્યાજ ૦–૩–૦ પાકતી તા ૭–૧૧–૪૩

| | |
|---|---|
| ૧૩૧૬૪—૩–૬ | |
| ૪૮૩૫–૧૨–૬ | રોકડા મુબઈ ગરા |
| ૧૮૦૦૦—૦–૦ | |

ઉપરની રસીદો પૈકી ૧૩૧૬૪–૩–૬ ની રસીદો નગ ૫ છે તે રસીદોની જેમ જેમ મુદત પૂરી થાય તેમ તેમ તમારે મિલોમાથી વ્યાજ સાથે ઉપાડી લેવા અને જ્યાસુધી બધી રસીદોના રૂપિયા પૂરા ન થાય ત્યાસુધી અનામત તરીકે સોસાયટીમા જમા રાખશો. અને સદરહુ રૂ ૧૮૦૦૦)–ની રકમ તથા વ્યાજના મળી જે રકમ થાય તે આખી રકમ ટ્રસ્ટ ફડ ખાતે જમા કરશો

૧ સદરહુ ફડની રકમને સ્વ વિશ્વનાથ ગિરધરલાલ એન્જીનિયર ટ્રસ્ટ ફડનુ નામ આપવુ અને તેનો હિસાબ દરવર્ષે પ્રકટ કરવો

૨ ટ્રસ્ટની રકમના વ્યાજમાથી વહીવટનુ ખર્ચ બાદ કરતા બાકી રહે તેમાથી દર માસે રૂ ૧૬, ૧૫, ૧૨, ૧૦ રૂપિયાની ચાર સ્કોલરશિપો કાઢવી અને તે ગુજરાતમા સદ્દગતની મેવાડા સુતાર કોમના જે વિદ્યાર્થી મેટ્રિક્યુલેશનની અગર તેને બદલે ભવિષ્યમા યુનિવર્સિટીની મુકરર કરેલી બીજી કોઈ પરીક્ષા પાસ કરી

ઉચ્ચ કેળવણી જેવી કે આર્ટ્સ, સાયન્સ, એન્જીનિયરીંગ, મેડિકલ, ટેક્નિકલ કે કૉમર્સની કૉલેજમાં અભ્યાસ કરતાં વિદ્યાર્થીઓને ઉત્તરોત્તર ક્લાસની પ્રીના પ્રમાણે સ્કૉલરશિપો આપવી. તે ઉમેદવારો અમારી કોમના હોવા વિશે અમો ટ્રસ્ટીઓ પૈકી મિ. મોહનલાલ દોલતરામ તથા તે જે કોઇને નીમે તેની સર્ટિફિકેટ લઈ વ્યાજની વહેંચણીની ફાળે પડતી સ્કૉલરશિપો આપવી.

સદરહુ ફંડનો મૂળ હેતુ કાયમ રાખી ભવિષ્યમાં કોઈ પણ વિદ્યાર્થીઓ ન મળી આવે તો તે મળી આવતાં સુધી એ અવેજ ભેગો થવા દેવો અને તે ભેગો થયેલો અવેજ સદરહુ ફંડની મૂડીમાં નાખી ફંડની રકમમાં વધારો કરવો અને તે પ્રમાણે વધેલી રકમની પ્રમાણમાં સદરહુ સ્કૉલરશિપો વિદ્યાર્થીઓના પ્રમાણમાં અકેકી વધારતા જવું, તથા યોગ્ય લાગે તો રકમમાં પણ સુધારોવધારો કરવાની જરૂર જણાય તો ગુજરાત વર્નાક્યુલર સોસાયટીની કારોબારી સમિતિએ યોગ્ય સુધારો કરવો. આશા છે કે ઉપરની શરતોએ સદરહુ ફંડને સ્વર્ગસ્થના વિલની કલમ આઈ. મુજબ સ્વીકારશો.

આ સાથે વિલની નકલ એક મોકલી છે તથા આ સાથે રસીદો નં. ૫ સહી કરી આપીએ છીએ.

લિ૦

ટ્રસ્ટીઓ

(સહી) **મોહનલાલ દોલતરામ**

(સહી) **શા અમરતલાલ મણિલાલ**

(સહી) **રમણલાલ હિંમતલાલ પટેલ**

સ્વ૦ વિશ્વનાથ ગિરધરલાલ એન્જીનિયરના

વિલના ટ્રસ્ટીઓ

**તા. ૧૩–૮–૪૩ નો પત્ર**

[ કારોબારી સમિતિ ] [ તા. ૧૯–૮–૧૯૪૩ ]

**ઠરાવ ૫**

વિશ્વનાથ ગિરધરલાલ એન્જીનિયર સ્કૉલરશિપ ફંડ રૂ. ૧૮૦૦૦)–નું સદ્‌ગત વિશ્વનાથે કરેલા વીમાની શરત મુજબ સોસાયટીને સોંપવા બાબત સદરહુ ફંડના ટ્રસ્ટીઓના તા. ૨૦–૭–’૪૩ અને તા. ૧૩–૮–’૪૩ના પત્રો વિલની નકલ સાથે રજૂ થતાં ઠરાવ કે સદરહુ ફંડ વિલની શરત ( આઈ ) મુજબ ગુજરાતમાંની સુતાર કોમના વિદ્યાર્થીઓને ઊંચી કેળવણી આપવાના કામ માટે સ્વીકારવું, અને સોસાયટીની નીચેની બે શરતોએ સદરહુ ફંડનો વહીવટ થશે તેમ તેના ટ્રસ્ટીઓને લખી જણાવવું.

૧. ભવિષ્યમાં સદરહુ ફંડનો વહીવટ કરવામાં કોઈ પણ જાતની મુશ્કેલી ઊભી થાય તો ફંડનો મૂળ હેતુ લક્ષમાં રાખી તેમાં જરૂરી ફેરફાર કે સુધારા કરવા ગુજરાત વર્નાક્યુલર સોસાયટીની કારોબારી સમિતિને અધિકાર રહેશે.

૨. ફંડના વહીવટ અંગેનાં સોસાયટીનાં વખતોવખતનાં ધારાધોરણો મુજબ ખર્ચ લેવામાં આવશે અને વહીવટ કરવામાં આવશે.

ચાલુ સાલે વ્યાજ ઉત્પન્ન થાય અને સ્કોલરશિપ આપી શકાય તેમ હોય તો તે ફંડમાથી આપવી

( સર્વાનુમતે )

[ કારોબારી સમિતિ ] [ તા ૨૫મી ઓક્ટોબર ૧૯૪૩ ]

ઠરાવ ૪

શ્રી વિશ્વનાથ ગિરધરલાલ એન્જીનિયર ટ્રસ્ટ ફંડ અ ગે તેના એક ટ્રસ્ટી સાથે ચાલેલો પત્રવ્યવહાર રજૂ થતા ચર્ચા બાદ ઠરાવ કે સદરહુ ટ્રસ્ટના સ્વીકારમા એ શરત દાખલ કરવી કે સદરહુ ટ્રસ્ટ ફંડની સ્કોલરશિપ માટે અરજી કરનાર ઉમેદવારે પોતે સુતાર કોમનો છે તે બાબતનુ પ્રમાણપત્ર પોતે જે ગામનો હોય તે ગામની પોતાની કોઈ પ્રતિષ્ઠિત વ્યક્તિનુ મેળવવુ. ( સર્વાનુમતે )

## ૧૯૫. દલાલ નાનશા કાળીદાસ સ્કોલરશિપ ટ્રસ્ટ ફંડ

**ધી ગુજરાત વર્નાક્યુલર સોસાયટીના મે મંત્રી જોગ,**

લિ૦ દલાલ નાનશા કાળીદાસ ધર્મે હિન્દુ જાતે દશાનાગર વાણિયા ઉ વ ૬૮ રે અમદાવાદમા માડવીની પોળમા શેઠની પોળમા

જત જણાવવાની રજા લઉ છુ કે મારી જાતમહેનતથી સ પાદન કરેલ સ્વતત્ર માલીકી કબજાનો શોરોક સ્પિનિગ એન્ડ મેન્યુફેક્ચરિગ કુ લિ૦નો ફાઉન્ડર શેર ન ૪૮નો મારા નામ પર હાલ છે તેનો non-transferable છે તેનુ વ્યાજ યા કમિશન દર વરસે મને મળ્યે જાય છે દર વરસે રૂ ૫૮૦-૦-૦ પાચસો એ શીના આશરાની રકમ આવે છે

સદરહુ શેરનુ ટ્રસ્ટ કરવા ઇચ્છુ છુ અને ટ્રસ્ટી તરીકે ગુજરાત વર્નાક્યુલર સોસાયટીને નીમવાની ઇચ્છા રાખુ છુ

સદરહુ શેરની દર વરસે જે આવક આવે તે ગુજરાત વર્નાક્યુલર સોસાયટીએ લઈ પોતાને જે ખર્ચ થાય તે તથા રિવાજ મુજબનુ પોતાનુ વહીવટી ખરચ બાદ કરતા જે રકમ રહે તે રકમની વ્યવસ્થા નીચે મુજબ કરવાની મારી ઇચ્છા છે

મજકુર શેરની દર વરસે જે રકમ મારા ભાગે આવે તે ધી ગુજરાત વર્નાક્યુલર સોસાયટીને બહારોબહાર મળે તેવી જાતની વ્યવસ્થા કરવાની જવાબદારી મારે શિર છે. અને તે મુજબ સોસાયટીને બહારોબહાર મળે તેવી વ્યવસ્થા થયેથી આ ટ્રસ્ટનો અમલ શરૂ થશે.

મજકૂર શેર કરેલ મહેનતના બદલામા મને મળેલો છે તેના ઉપર કોઈ પણ શખ્સનો કે મારા કોઈ પણ સગાવહાલાનો લાગભાગ કે હક્ક હિત કે હિસ્સો નથી. અને મજકૂર આવક મને વ શપર પરા મળ્યે જવાની છે, અને તેની વ્યવસ્થા હુ મારા જીવતા કે ત્યાર બાદને માટે વ્યવસ્થા કરવા સ પૂર્ણપણે હક્કદાર છુ અને હુ મારા જીવતા દરમ્યાન તેમ જ મારા ગુજર્યા બાદને માટે નીચે મુજબ વ્યવસ્થા કરવા ઇચ્છા રાખુ છુ

મજકૂર શેરની ચોખ્ખી રકમ ( ઉપર મુજબ ખરચ બાદ કરતા ) દર વરસે જે રહે તે અમારી અમદાવાદ દશા નાગર વણિક વિદ્યાર્થી કે વિદ્યાર્થિની જે મેટ્રિક્યુલેશન પામ

કરી આગળ અભ્યાસ કરતાં હોય તે પૈકી જે અમારી દશા નાગર વણિક કોમમાં પ્રથમ નંબરે એટલે કે મેટ્રિક્યુલેશન પસાર કર્યા બાદ જે લાઈન અને વર્ગમાં અમારી નાતના વિદ્યાર્થી કે વિદ્યાર્થિનીઓમાં સૌથી વધુ માર્ક્સ હોય તે વિદ્યાર્થિનીઓ કે વિદ્યાર્થીઓને સ્કોલરશિપ તરીકે સદરહુ સ્કોલરશિપ પ્રાપ્ત કરનારની સંખ્યાના પ્રમાણમાં વરાડે આપવી. મજકુર સ્કોલરશિપ "શેઠ નાનશા કાળીદાસ સ્કોલરશિપ" નામથી આપવી.

ઉપર મુજબ વ્યવસ્થા કરવા માટે જાહેર વર્તમાન પત્રમાં જાહેરાત કરવામાં કે કોઇ ફોર્મ નક્કી કરી અરજીઓ છપાવવામાં કે શેરની વાર્ષિક રકમ મેળવવા વગેરેમાં કે જે કાંઈ જરૂરી કરવા જોગ કાર્યમાં જે ખરચ થાય તે વર્નાક્યુલર સોસાયટીએ મજકૂર રકમમાંથી પ્રથમ કાપી લેવું અને તેવો ખરચ કરવાની સોસાયટીને સત્તા આપું છું.

તથા ઉપર મુજબની વ્યવસ્થા કરવા માટે જે કાંઈ જરૂરી કાર્યો કરવાં પડે તે ધી ગુજરાત વર્નાક્યુલર સોસાયટીએ કરવાં. તેમ જ ઉપર જણાવેલા મારા હેતુઓની સિદ્ધિ અર્થે જે કાંઈ ઘટતું કરવાની જરૂર જણાય તે તમામ ધી ગુજરાત વર્નાક્યુલર સોસાયટીને કરવાની સત્તા છે.

ઉપર જણાવેલા ઉદ્દેશોમાં સમયાનુસાર ઘટતો ફેરફાર કરવાની સોસાયટીની મેનેજિંગ કમિટીને સત્તા આપું છું.

એ રીતે મજકૂર મારા નામે ચાલતા ફાઉન્ડર શેર નંબર ૪૮ ની વ્યવસ્થા આપની સોસાયટી મારફતે કરવાની મારી ઇચ્છા છે તો આપ મંજૂર કરી મને આભારી કરશોજી.

તા. ૧૮-૧૧-૧૯૪૩ (સહી) **દલાલ નાનશા કાળીદાસ**

---

**ધી શોરોક સ્પિનિંગ એન્ડ મેન્યુફેક્ચરિંગ કું. લિ૦**

અસારવા રોડ,

**અમદાવાદ.**

તા. ૨૨-૧૧-૧૯૪૩

**શ્રી. નાનશા કાલીદાસ દલાલ**

માંડવીની પોળ, શેઠની પોળ, **અમદાવાદ.**

જોગ લી૦ ધી શોરોક સ્પિનિંગ એન્ડ મેન્યુફેક્ચરિંગ કાં. લિમિટેડની સલામ વાંચશોજી.

જત આપના તા. ૨૧-૯-૪૩ના પત્રના જવાબમાં જણાવવાનું કે આ મિલના કમિશનનો એક નોન-ટ્રાન્સફરેબલ ફાઉંન્ડર્સ શેર નં. ૪૮ નો આપના નામે ચાલે છે, તેનું કમિશન આપે ટ્રસ્ટ કરી ધી ગુજરાત વર્નાક્યુલર સોસાયટી અમદાવાદને આપવા ઠરાવ્યું તે બાબત આપને જણાવવાનું કે આ કંપનીના નામે મેમોરેન્ડમ અને આર્ટિકલ ઓફ એસોસિયેશનના ધારાધોરણ પ્રમાણે મળતું કે મળનારું કમિશન મજકૂર શેર પરનું હવે પછીથી મજકૂર ગુજરાત વર્નાક્યુલર સોસાયટીને આપવામાં આવશે.

**Mafatlal Chandulal & Co.**

તા ૨-૧૨-૪૩

શ્રી નાનશા કાલીદાસ દલાલ

માડવીની પોળ, ગેડની પોળ, અમદાવાદ

મે સાહેબ,

ગુજરાત વ સોસાયટીની કારોબારી સમિતિની તા ૧-૧૨-૧૯૪૩ની બેઠકમા 'શેર નાનશા કાળીદાસ ફડ બાબતનો આપનો તા ૧૮-૧૧-૪૩ નો પત્ર રજૂ થતા તે ટ્રસ્ટ સ્વીકારવાનુ નીચેની બે કલમો ઉમેરીને નક્કી થયુ છે

૧ સદરહુ સ્કોલરશિપની યોજનામા નીચેની લાઈનોના બધા વર્ગોનો સમાવેશ ગણવો — આર્ટ્સ, સાયન્સ, કોમર્સ, મેડિકલ, એન્જિનિયરિંગ, ફાઈનઆર્ટ્સ, ટીચર્સટ્રેનિંગ અને ટેક્નિકલ

૨ કોઈ પણ વર્ષે આ રકમનો ઉપયોગ ન થાય તો સોસાયટીની કારોબારી સમિતિ સોસાયટીના ઉદ્દેશોને અનુસરીને પોતાને યોગ્ય લાગે તે રીતે રકમનો ઉપયોગ કરી શકશે.

આપ આ બાબતની નોધ લેશો અને આપની પાસેનો શેર સોસાયટીને સોપવાની વ્યવસ્થા કરશો

લિ

(સહી) વિદ્યાબહેન ર નીલકંઠ

ઓન. સેક્રેટરી

માડવીની પોળમા, ગેડની પોળ,

અમદાવાદ

તા ૧૦-૧૨-૧૯૪૩

ગુજરાત વર્નાક્યુલર સોસાયટી

ભદ્ર, અમદાવાદ

મે સેક્રેટરી સાહેબ,

આપનો તા ૨-૧૨-'૪૩ ના રોજનો પત્ર મળ્યો છે તેના જવાબમા અમો જણાવવાની રજા લઈએ છીએ કે —

આપે અમારા તા ૧૮-૧૧-૧૯૪૩ ના પત્ર મુજબ ટ્રસ્ટ સ્વીકાર્યું છે તે માટે આભાર તેમા બે કલમો આપે નવી ઉમેરી છે તે અમો માન્ય રાખીએ છીએ

પરન્તુ કલમ બીજી આપે ઉમેરી છે તે સબધમા આપને જણાવવાની રજા લઈએ છીએ કે અમારો અતરનો ઉદ્દેશ અમારા તા ૧૮-૧૧-૪૩ ના પત્રમા જણાવ્યા મુજબનો છે અને જો કદાપિ કોઈ વર્ષે રોકની આવતી રકમ વગર ઉપયોગની રહે તો તે વર્ષની રકમ બીજા વર્ષે જે રકમ આવે તેમા ઉમેરી ઉપયોગ થાય તેવી અમારી ઇચ્છા છે. તો મજકૂર અમારી ઇચ્છાને અનુસરીને ઉપયોગ થાય તો સારુ

ઉપર મુજબની અમારી ઇચ્છા હોવા છતા આપને જેમ યોગ્ય લાગે તેમ આપ કરી શકો છો

આ સાથે સદરહુ રાઉન્ડ શેર અસલ મોકલ્યો છે તેની પહોચ સ્વીકારશો

(સહી) નાનશા કાળીદાસ દલાલ, સહી દ પોતે

---

* સદરહુ ટ્રસ્ટ ફડ તા ૧-૧૨-૧૯૪૩ ની કારોબારી સમિતિમા સ્વીકારવામા આવ્યુ હતુ

# ગુજરાતની નવરચના

વ્યાખ્યાતા : પ્રો. સી. એન. વકીલ

**સન્નારીઓ અને સદ્‌ગૃહસ્થો,**

આપની સોસાયટીનું વાર્ષિક વ્યાખ્યાન આપવા માટે મારી પસંદગી કરી મને જે માન આપ્યું છે તે બદલ હું આપનો ઋણી છું, તમારે ત્યાં આગલાં વર્ષોમાં અપાયેલાં વાર્ષિક વ્યાખ્યાનો કરતાં આજનું વ્યાખ્યાન વખતે ટૂંકું લાગશે. તેનું કારણ કાગળની કરકસર હોઈ શકે તેમ જ લંબાણથી સ્વભાષામાં લખવાની મારી પોતાની શક્તિ ઓછી તે પણ હોઈ શકે. ખરો મુદ્દો એ છે કે આવું વ્યાખ્યાન થોડા વખતમાં સંભળાવી શકાય, અથવા સગવડે વાંચનાર થોડા સમયમાં વાંચી તેનો સાર સમજી શકે એવું હોય તે વધુ ઇચ્છવાયોગ્ય છે એમ આપ સૌ કબૂલ કરશો.

ઝીણી નજરે જોનારને આજે હિંદના પ્રજાજીવનમાં બે વિરોધી વલણો દેખાય છે. એક બાજૂથી એક જ ભાષા બોલનારા અને એક જ સંસ્કૃતિ ધરાવનારા પ્રદેશો પોતાની અસ્મિતા ખીલવવાની, અને સ્વતંત્ર રીતે પોતાના સામુદાયિક જીવનનો વિકાસ સાધવાની મહત્ત્વાકાંક્ષા સેવી રહ્યા છે. આ વિકાસ માટે ચોક્કસ પ્રકારની રાજકીય સ્વતંત્રતા આવશ્યક છે. આજના હિંદના પ્રાંતો કેવળ ઐતિહાસિક અકસ્માતથી, રાજતંત્રની સગવડ ખાતર, કે રાજકીય જરૂરિયાતને પરિણામે અસ્તિત્વમાં આવ્યા હોવાથી ૧૯૩૫ના બંધારણથી પ્રાંતિક "સ્વરાજ્ય" (Autonomy) આ ખીલવણી માટે બિલકુલ ઉપયોગી નીવડયું નથી. આથી, ઘણા પ્રદેશોમાં તેમને હાલના પ્રાન્તોમાંથી જુદા પાડી નવા પ્રાન્તો તરીકે સ્વીકારવાની માંગણી ઠેર ઠેર સંભળાય છે. કર્ણાટક અને આંધ્ર જેવા પ્રદેશોમાં આ માગણીએ ઉગ્ર સ્વરૂપ પકડયું છે; બીજા ઘણા પ્રદેશોમાં, વ્યક્ત કે અવ્યક્તરૂપે, પણ આવી તો ઇચ્છા છે જ, અને થોડા જ વખતમાં જલદ સ્વરૂપ ધારણ કરશે. આ માગણીનો ન્યાય રાષ્ટ્રિય મહાસભાએ પણ સ્વીકાર્યો છે.

બીજી બાજૂથી, હિંદની ભૌગોલિક, આર્થિક અને સાંસ્કૃતિક એકતા પર વિશેષ ભાર મુકાય છે, અને પ્રાન્તોનાં સામાન્ય હિતો પર બળવાન મધ્યસ્થ સરકારની હકુમત હોવી જોઈએ એ મત જોર પકડે છે. આમાં કદાચ કેટલાકને વિરોધ જણાશે, પણ હિંદના ઇતિહાસ અને વર્તમાન રાજકીય બળોના અભ્યાસકને આ વાત સહજ સમજાશે. બ્રિટિશ રાજ્ય પહેલાં હિંદમાં ભલે રાજકીય એકતા નહિ હોય, પણ દરેક મહાન રાજનીતિજ્ઞનું એ સ્વપ્ન તો હતું જ. ચંદ્રગુપ્ત, અશોક અને હર્ષ જેવા ચક્રવર્તીઓએ આ સ્વપ્ન ઘણે અંશે વાસ્તવમાં પણ ઉતાર્યું હતું. એ ઉપરાંત, સંસ્કૃતિઓની પરસ્પર આપ લે થી હિંદના જુદા જુદા ભાગો ગૂંથાયેલા હતા. સાહિત્ય, કલા, ધર્મ, સ્થાપત્ય અને એવી બીજી અનેક દિશાઓમાં આ ઐક્ય મૂર્તિમંત થતું. બ્રિટિશ હકુમત રાજકીય એકતા લાવી પણ આ એકતા કંઈ લોકમાનસનું પ્રતિબિંબ નહોતી. બધી પ્રજાને એક લાકડીએ હાંકવું સહેલું પડે

ગુજરાતની ઉપર જણાવેલી પરિસ્થિતિ છતા, ગુજરાતીઓએ હિંદના આર્થિક જીવનમા બહુ અગત્યનો ફાળો આપ્યો છે. હિંદના વેપારવણજમા, નાણાબજારમા તેમ જ ઉદ્યોગોમા ગુજરાતીઓ મોખરે રહ્યા છે હિંદુસ્તાનના પ્રથમ શહેર મુંબઈમા તેમની વસ્તી મરાઠી ભાષા બોલનારાઓ કરતા ઓછી છતા ત્યાના વેપાર અને ઉદ્યોગોમા તેમ જ નાણા સબધીના ધંધાઓમા ગુજરાતીઓનુ અગ્રસ્થાન છે હિંદુસ્તાનના મદ્રાસ, કલકત્તા જેવા મુખ્ય મથકોમા પણ ગુજરાતીઓ સારા પ્રમાણમા કામ કરે છે હિંદની બહાર પણ જ્યાં જ્યા હિંદીઓને વસવાની થોડી અનુકૂળતા પણ હોય છે, ત્યા ગુજરાતીઓ હોવાના જ રંગૂન અને કોલબોમા તેમ જ પૂર્વ આફ્રિકામા ઘણા ગુજરાતીઓ વેપારને અગે વસેલા છે. ગુજરાત માટે વધુ માનભર્યું તો એ છે કે આ બધાએ પ્રદેશોમા પરદેશીઓ પ્રત્યે દેશી વસ્તીની સહજ ઘૃણા છતા ગુજરાતીઓ પ્રત્યે ત્યા એકદરે માનભરી લાગણી સેવાય છે. અને આ બધુ, પરદેશી પ્રજાઓની જેમ, પોતાના રાજ્યના જોરે ખાસ હક્કો કે બાહેધરીઓ વિના ગુજરાતીઓએ મેળવ્યુ છે.

ગુજરાતના જીવનનો આ ભાગ દરેક ગુજરાતી માટે ગર્વભર્યો છે પણ એમા ગુજરાતે પોતે, ગુજરાતની શિક્ષણસસ્થાઓએ કે ગુજરાતના નેતાઓએ કશો ભાગ ભજવ્યો નથી આ બધુ તો ગુજરાતના અનુકૂળ કુદરતી સજોગો, જેવા કે ફળદ્રુપ જમીન, લાબો દરિયાકાઠો, સુંદર નદીઓ, સારો વરસાદ અને કેટલીક વ્યક્તિઓના સાહસને આભારી છે આ કાઇ સામુદાયિક સફળતા નથી એને લીધે ગુજરાતનો વિકાસ સર્વદેશીય અને સર્વાંગીય નહિ થતા એકપક્ષી અને અધૂરો થઈ ગયો છે ગુજરાતીઓના આટઆટલા સાહસ અને આટલા બહોળા સસર્ગો છતા, ગુજરાતનુ માનસિક અને સામાજિક જીવન એકધારુ અને જુનવાણી રહી ગયુ છે બહુરંગી જીવનને અને જુદી જુદી પ્રજાઓના સસર્ગોને લીધે સસ્કૃતિમા જે વૈવિધ્ય અને વિકાસ આવવા જોઇએ, તે ગુજરાતી સાહિત્ય કે લલિતકળાઓમા આવ્યા નથી સતત દરિયો ખેડતા છતા પ્રવાસની નવલકથાઓ કે પુસ્તકો ગણ્યાગાઠયા જ મળે છે, બીજા લોકોના જીવન કે માનસ ચીતરતી કિતાબ તો એકે નથી જ્યારે, ગુજરાતી કરતા ઘણા ઓછા સાહસિક અને અનુભવવાળા પ્રદેશોએ સસ્કારમા ઘણો વિકાસ સાધ્યો છે

વેપારમા યે ગુજરાતીઓ ભલે ગમે એટલા આગળ વધ્યા હોય, પણ ગુજરાતની કુદરતી બક્ષિસો જોતા આ વિકાસ ઘણો ઓછો છે સૂરત અને ખભાત જેવા સારા બદરો લગભગ પુરાઇ ગયા છે કાઠિયાવાડના એક બે બદરોના હમણા થયેલા વિકાસ છતા કિનારાની લબાઇના પ્રમાણમા ગુજરાત પાસે બદરોની સગવડ નથી ગુજરાતમા નહેરોની કે બીજા પાણીના સાધનોની સગવડ પણ પૂરતી નથી યોગ્ય પાકા રસ્તાઓ, કેળવણીની સગવડો અને ગ્રામોદ્યોગો—એ બધામા ગુજરાતે જોઇએ એવી પ્રગતિ સાધી નથી સાહસિક ગુજરાતીઓના પ્રદેશમા ખેતીનો મુખ્ય ધધો બાપદાદાઓની પ્રથાએ જ ચલાવવામા આવે છે કાપડ સિવાય એકે મોટો ઉદ્યોગ આપણે ત્યાં નથી પરિણામે ગુજરાતી વેપારીઓની વેપારશક્તિનો લાભ બહુ જ મર્યાદિત સખ્યાને મળ્યો છે ગુજરાતની આમજનતા પર કે ગુજરાતના સામાન્ય લોકના જીવન પર એની ઊંડી અસર થઈ નથી

આજના મર્યાદિત લાભો પણ લડાઈ પછીના જમાનામા જોખમમા મુકાશે છેલ્લા

દસકામાં બીજા પ્રદેશના વતનીઓએ ગુજરાતીઓ સાથે ઠીક ઠીક પ્રમાણમાં હરીફાઈ કરવા માંડી છે, અને યુદ્ધ પછી આ હરીફાઈ વધુ તીવ્ર બનશે એ ચોક્કસ છે. કેવળ કુદરતી કે ઐતિહાસિક સંજોગો પર આધાર રાખીને બેસી રહેવું એ હવે પાલવે એમ નથી. આપણે પાછળ જોઈ ગયા તેમ આજે હિંદુસ્તાનના ઘણા પ્રદેશોમાં પોતાપણું ખીલવવાની વૃત્તિ દેખા દે છે, અને આ વલણ સ્વાભાવિક હોઈ ભવિષ્યમાં આજ કરતાં પણ વધુ જોરદાર પ્રવૃત્તિ થાય. સાથે સાથે બીજા પરદેશીઓની હરીફાઈ પણ વેઠવી પડશે એવો સંભવ છે. એટલે ગુજરાતને નિષ્ક્રિય બેસી રહેવું કે પોતાની જૂની વેપારપદ્ધતિ કે ઉદ્યોગપદ્ધતિને વળગી રહેવું પાલવે એમ નથી. જો લડાઈ પછીની દુનિયામાં ગુજરાતીઓએ પોતાનું સ્થાન જાળવી રાખવું હોય તો ગુજરાતીઓએ વધુ એકત્ર થઈ, સ્પર્ધા અને હરીફાઇને સ્થાને સહકાર ને સંપ સ્થાપી, પોતાના દૃષ્ટિબિંદુમાં ને પોતાની પદ્ધતિમાં સમયાનુસાર ફેરફાર કરી પોતાની આજની સ્થિતિને ઘણી મજબૂત બનાવવી પડશે.

૩. આવા મોટા ફેરફાર માટે સમસ્ત ગુજરાતની કુદરતી સંપત્તિ અને માનવ-સંપત્તિને આધારે યોજાયેલી એક સામાન્ય આર્થિક નીતિ આવશ્યક છે. હાલ તુરત બ્રિટિશ ગુજરાત અને દેશી રાજ્યોની હકુમત નીચેના ગુજરાતના નાના મોટા પ્રદેશો વચ્ચે રાજકીય એકતાની કે સામાન્ય રાજકીય નીતિની આશા એ તો આકાશકુસુમવત્ છે. પણ જો ગુજ-રાતના જુદાજુદા ભાગના જાણીતા નેતાઓ અને વેપારીઓ કામ હાથમાં લે, અને લોકમત કેળવે તો આ જુદીજુદી સત્તાઓ એક સામાન્ય આર્થિક નીતિને અમલમાં મૂકવા પૂરતો સહકાર કદાચ આપે. એમ ના થાય તો લોકો પોતે જ એ યોજનાનુસાર કામ કરી શકે; અને એવા સંજોગોમાં ભલે આર્થિક સમવાયતંત્ર કે રાજકીય સત્તાઓના સહકારથી મળે એટલા ફાયદાઓ ન મેળવી શકીએ, છતાં હાલની સ્થિતિ કરતાં ઘણી સારી પ્રગતિ કરી શકીશું એ નિશ્ચિત છે.

સામાન્ય આર્થિક યોજનાના ઘડતર માટે સમસ્ત ગુજરાતની આર્થિક તપાસ એ પહેલું પગથિયું છે. આપણી હાલની પરિસ્થિતિ વિશે કોઈને સ્પષ્ટ ખ્યાલ નથી. હિંદના ઇલાકાઓ સંબંધી મળતી સામાન્ય માહિતી પણ બ્રિટિશ ગુજરાતના સંબંધમાં મળતી નથી, કારણ કે તે મુંબઈ ઇલાકાના કુલ આંકડાઓમાં ઢંકાયેલી હોય છે. મહેનત કરે તો સરકારી દફતરો-માંથી આ હકીકતો મળે. પણ એ માહિતી બહુ અધૂરી હોય છે. વહીવટી કામકાજ કે કર નક્કી કરવાને માટે જ આવી હકીકત ઘણુંખરું મેળવવાની હોઈ આવી યોજના નક્કી કરવાનું બહુ અપૂર્ણ અને કેટલીકવાર તો અચોક્કસ પણ હોય છે. દેશી રાજ્યોમાં તો વડોદરાના અપવાદ સિવાય નિયમિત રિપોર્ટો પણ બહાર પડતા નથી. એમની બાબતમાં તો આવી માહિતી બ્રિટિશ ગુજરાત કરતાં પણ ઓછી છે. એટલે આપણે આથક તપાસ તો પહેલેથી અને નવેસરથી જ કરવી પડે. ગુજરાતની ભૌગોલિક રચના, તેનું ખનિજ દ્રવ્ય અને તેની બીજી બધી નૈસર્ગિક અનુકૂળતાઓ કે મુશ્કેલીઓ બધી જ બરાબર સમજી લેવી જોઈએ, અને આવી સત્તાવાર માહિતીના આધારે જ આપણે આપણા મોટા ઉદ્યોગોની તેમ જ કારીગરી ઉદ્યોગોની, ખેતીવાડીની, પશુપાલનની તેમ જ વેપારવાણિજ્યની ઉન્નતિ માટે પગલાં લેવાનાં છે. આવા મોટા કામમાં સ્વાભાવિક રીતે જ થોડો વખત જશે; નિષ્ણાત કાર્યકર્તાઓના એકધારા પ્રયત્નોની એમાં અપેક્ષા રહેશે; અને ખર્ચ પણ થશે. પરંતુ આ

વખત, પ્રયત્ન કે પૈસા વેડફાઈ ગયા કે એળે ગયા ના જ કહી શકાય આ તો ગુજરાતના—એટલે ગુજરાત, કાઠિયાવાડ અને કચ્છના—જીર્ણોદ્ધાર માટે તદ્દન જરૂરી છે આવી તપાસ કોઈ પણ બ્રિટિશ કે દેશી રાજકીય સત્તા માથે લે એ શક્ય નથી ખાનગી વ્યક્તિ કે સંસ્થાઓ જ આ કામમા પહેલ કરી શકે પણ એકવાર આ કામની શરૂઆત થઈ, તો બીજા પક્ષો તરફથી તેમ જ સત્તાઓ તરફથી ઉત્સાહી મદદ મળવાનો સંભવ છે

આવી તપાસથી આપણને બે તાત્કાલિક અગત્યના ફાયદાઓ થશે એક તો, આ તપાસ સમસ્ત ગુજરાતના જાદાજુદા સત્તાધીશો વચ્ચે સહકારનો માર્ગ મોકળો કરશે ઘણીએ વાર ખોટી બીકને લીધે નવુ કામ ઉપાડી શકાતુ નથી આપણી આર્થિક તપાસ આવી બીક દૂર કરશે, અને ગુજરાતની ઉજ્જ્વળ શક્યતાઓને આવી નવી દૃષ્ટિ ઊભી કરશે, જેથી કોઈ પણ સ્વતંત્ર તત્ત્વો વચ્ચે સહકારની યોજનાથી અનિવાર્ય મુશ્કેલીઓ અને માનસિક ગૂંચો સહેલાઈથી ઉકેલી શકાશે આ ઉપરાંત, આ તપાસથી ગુજરાતી પ્રજાને અને તેમના નેતાઓને પોતાના સદ્ગુણો અને દુર્ગુણોનુ, પોતાની શક્તિઓ અને નબળાઈઓનુ સારુ ભાન થશે, અને આપણે આપણી જાતને પિછાનતા થઈશું આ પિછાન પર આપણી શક્તિઓને વધુ ખીલવવાની, આપણી નબળાઈઓને દૂર કરવાની, આપણા સુષુપ્ત ગુણોને જાગ્રત કરવાની અને આજની કાર્યપદ્ધતિઓ અને વેપારપ્રણાલિકાઓને સમયાનુસાર સુધારવાની યોજના રચી શકીશુ ટૂકમા, આ આર્થિક તપાસ ઘણે અંશે આપણી માનસિક—આપણા સામુદાયિક મનની—તપાસ હોઈ એના ઉપરથી આપણે નવુ માનસ અને માનસિક તથા સામાજિક જીવન ઘડી શકીશુ

આ યોજના આપણા આર્થિક જીવનના બધાએ ભાગોને સ્પર્શશે ગુજરાતનો મોટો ભાગ ગામડાઓમા રહે છે એટલે આ યોજનામા ગ્રામોદ્ધારને અગત્યનું સ્થાન મળશે. ગ્રામોદ્ધાર ખેતીની નવરચના વિના શક્ય નથી, એટલે ખેતીને લગતા બધા જ પ્રશ્નોનો—દા ત જમીનના ટુકડા અને ભાગલાઓ, ખેડુતનું દેવુ, પૂરતા પાણીની સગવડ, સારા બીજ અને ખાતરની વ્યવસ્થા, નવી પદ્ધતિઓનો ઉપયોગ, ખેતીને લગતા પ્રશ્નોને માટે યોગ્ય સંશોધનની આવશ્યકતા અને એ સંશોધન ઝડપથી ખેડૂતને પહોચે એવી ગોઠવણ, ખેડૂતને ખેતીના કામમા જોઈતા નાણા મળી શકે એવી બેંકપદ્ધતિ, ગામેગામ પહોચતા પાકા રસ્તા, ખેતીની પેદાશની વેચાણ-પદ્ધતિ—આ બધાનો સંતોષકારક ઉકેલ કરવો પડશે સાથેસાથ ગ્રામજીવનને ચેતનવંતુ બનાવવા સહયોગી ઉદ્યોગોના વિકાસનો પ્રશ્ન પણ છેડવો પડશે ઉદ્યોગોના સંબંધની આપણી પછાત સ્થિતિને દૂર કરવાનો, તેમ જ કસબકામ કે રેશમી કાપડ જેવા જૂના ઉદ્યોગોને પાછા જાગ્રત કરવાની શક્યતાનો આપણે વિચાર કરવો પડશે આ યોજનામા વાહનપદ્ધતિના વિકાસને અગત્યનુ સ્થાન આપવુ પડશે, અને આ વિકાસ ખાલી આગગાડીઓ, મોટરગાડીઓ કે વહાણો પૂરતો નહિ, પણ ખટારાની જૂનામા જૂની પદ્ધતિથી માંડીને નવીનમા નવીન પદ્ધતિ એરોપ્લેન સુધીનો કરવો પડશે ગુજરાતના ખનીજોની, ગુજરાતના જંગલો અને તેમની પેદાશની, નાણાવટની, નાના અને સાધારણ ઉદ્યોગોની, યંત્રશક્તિ ઉત્પન્ન કરનારી સામગ્રીઓની અને રેડિયો સુધીના વ્યવહારસાધનોની આ યોજનામા યોગ્ય વિચારણા થશે યોગ્ય શિક્ષણ અને લાયક માણસના ઘડતરને આ યોજનામા અગત્યનુ સ્થાન આપવુ પડશે સાથેસાથ એ પણ કહી દઉં છુ કે જેમ અત્યારની આપણી

પરિસ્થિતિ વિશે વિચાર કરવાની જરૂર છે તેમ ગુજરાતનો સત્તાવાર તટસ્થ આર્થિક ઇતિહાસ લખાય એ પણ અત્યંત આવશ્યક છે, પણ એ વિષયની ચર્ચામાં અહીં નહીં ઊતરીએ.

૪. ઉપર કહી એવી સર્વતોમુખી યોજનાની સફળતાનો આધાર કાર્યનિષ્ણાતો પર અને જુદાજુદા પક્ષોના સહકાર પર રહેશે. તમારી સંસ્થા જેવી સંસ્થાઓ ગુજરાતના ઘડતરમાં અગત્યનો ભાગ ભજવી શકે છે. ખાલી સાહિત્યના અભ્યાસથી કે પ્રાચીન સંસ્કૃતિના સંશોધનથી સંતોષાવાના દહાડા હવે ગયા છે. આ બન્ને કાર્યો કીમતી અને અગત્યનાં છે એની ના નથી, પણ જો ગુજરાતનું જીવન વધુ તેજસ્વી, પ્રફુલ્લ અને બળવાન બનાવવું હોય તો વધુ અસરકારક નીતિની જરૂરિયાત ચોખ્ખી છે. આજે આપણે ગુજરાતમાં વધુ તેજસ્વી જીવન લાવી શકે એવા નેતાઓની જરૂર છે. જુદાજુદા ક્ષેત્રમાં પહેલ કરી શકે, નવાં સાહસ ખેડી શકે, મોટાં કાર્યો પાર પાડી શકે. અને આબાદ અને પ્રાગતિક ગુજરાતના ભવ્ય સ્વપ્નને નક્કર અને સંગીન સત્ય બનાવવાની ધગશ અને શક્તિ જેનામાં હોય, એવા માણસોની ગુજરાત વાટ જુએ છે. હમણાં પણ રાજકીય ક્ષેત્રથી માંડીને જુદાં જુદાં ક્ષેત્રોમાં સમગ્ર હિંદમાં માનભર્યું સ્થાન ભોગવતા નેતાઓ ગુજરાતમાં છે; પણ આ બધા નેતાઓએ પોતાની જાતે જ પોતાને ઘડચા છે, અથવા તો સમયે તેમને ઘડચા છે. એમને અનુભવની શાળામાંથી કેળવણી મેળવવી પડી છે. આજની આપણી શાળાઓ ને કોલેજો તો મેકોલેએ સો વર્ષ ઉપર નક્કી કરેલા ધ્યેય પ્રમાણે જ હજુ કામ કરે છે; હજી પણ તેઓ કારકુનો પેદા કરવાનાં જ કેન્દ્રો છે. ગુજરાતની ભણતરસંસ્થાઓમાંથી એવી બહુ જ થોડી હશે જે પોતાના વિદ્યાર્થીઓને સ્વતંત્ર રીતે વિચારતા કરી તેમનું ચારિત્ર્ય ઘડી તેમને જીવનમાં આગળ ધપતાં અને માતૃભૂમિ તથા પોતાના બંધુઓની સેવા કરતાં શીખવે. અનુભવના પાઠો બહુ મોંઘા હોય છે, અને એમાં બહુ વ્યય થાય છે એ આજે જીવન-શાસ્ત્રના અભ્યાસીઓ સ્વીકારે છે. એટલે આપણી આજની પ્રથામાં ઘણી કાર્યશક્તિ અને બહુ માણસો વેડફાઈ જાય છે. તે ઉપરાંત, આને લીધે સમૂહ–જીવનનો વિકાસ અટકે છે.

આ વ્યય અને અરાજકતા યોજનાના જમાનામાં નહિ પાલવે. આપણી યુનિવર્સિટીઓએ અને ઉચ્ચ કેળવણી આપતી સંસ્થાઓએ પોતાના ભણતર વિશેના અસલી વિચારો ત્યજી દેવા જોઈએ. શિક્ષણસંસ્થાઓએ તો વિચારની દુનિયામાં અગ્રભાગ લેવો જોઈએ, એને બદલે આળસ અને શિથિલતા આપણી નજરે પડે છે. એ શરમભર્યું છે. આ પરિસ્થિતિ નિવારવા માટે પરીક્ષા પૂરતી જ લાયકાત ધરાવતા, અને સમાજશક્તિ કરતાં સ્મરણશક્તિ પર વધુ આધાર રાખતા સ્નાતકોને, હજારોની સંખ્યામાં પસાર કરવાથી પોતાનું કામ પૂરું થાય છે એવી માન્યતા છોડી દેવી જોઈએ. યુનિવર્સિટીઓએ અને કોલેજોએ પોતાની સાધનસામગ્રીઓ વધારવી જોઇએ અને પોતાના શિક્ષણનું ધોરણ સુધારવું જોઇએ. એમ એ રીતે મહા ગુજરાતના ઘડતરમાં પોતાનો ફાળો આપવા ભગીરથ પ્રયત્ન કરવા જોઇએ. આ કામ આજના આપણા શિક્ષકોથી નહિ થાય. આજ તો ઘણી ખરી કોલેજો યુનિવર્સિટીએ નક્કી કરેલી ઓછામાં ઓછી લાયકાતવાળી વ્યક્તિઓને અતિ ટૂંકા પગારે, શિક્ષક નીમી પોતાનું કામ ગબડાવે છે. આને લીધે ઘણુંખરું તો જેમનું ટટ્ટુ બીજા ક્ષેત્રમાં ચાલે તેમ ન હોય એવા માણસો જ શિક્ષણકાર્યમાં આકર્ષાય છે. પરિણામે સમાજમાં શિક્ષકો વિશે હલકો ખ્યાલ બંધાયો છે. એટલે શિક્ષણમાં કુદરતી રસ લેતા પણ ઓછા

પગારે સંતોષ ન માને એવા માણસો આ ધંધામાં પડતા અચકાય છે. સરવાળે સરેરાશ શિક્ષકની લાયકાત બહુ જ ઓછી હોય છે ઓછા પગારને લીધે બીજે ઠેકાણેથી આવક માટે ફાંફાં મારવા પડે, એટલે આ લાયકાતનો પણ પૂરતો લાભ વિદ્યાર્થીઓને મળતો નથી આપણે પાછળ જોઈ ગયા તે પ્રમાણે શિક્ષણનો આદર્શ ઉચ્ચ રાખવો હોય તો શિક્ષકોને નીમવાની આ પ્રથામાં ક્રાંતિકારી ફેરફારો કરવા પડશે. 'દરેક કોલેજમાં આપણે ઉત્તમ માણસોની નિમણૂક કરવી પડશે અને જો અમુક વિષયોમાં સારી લાયકાતવાળી વ્યક્તિઓ મળી શકે એમ ન હોય તો એના કારણો શોધી તેમને દૂર કરવા શક્ય એટલા બધા પ્રયાસ કરવા પડશે. સારામાં સારા માણસોને આકર્ષવા માટે પૂરતો પગાર આપવો જોઈએ શિક્ષણના ધંધામાં વેપાર કે ઉદ્યોગ જેટલા વેતનની તો કોઈ આશા રાખી શકે નહિ, પણ સારા શિક્ષકને જીવનની જરૂરિયાતો સહેલાઈથી મળી શકે અને સસ્કારી ને સમૃદ્ધ માનસિક જીવનના સાધનો તે વસાવી શકે એવી આર્થિક સ્થિતિમાં એને રાખવો એ એની કાર્યદક્ષતા માટે અનિવાર્ય છે એથી પણ વધુ અગત્યનું એ છે કે શિક્ષકોનો સામાજિક મોભો ઊંચો હોવો જોઈએ આજે ઘણી સંસ્થાઓમાં એમની સાથે ઓફિસના કારકુનો જેવો વ્યવહાર થાય છે, તે બંધ થવો જોઈએ કાર્યપદ્ધતિમાં એમને પૂરતું સ્વાતંત્ર્ય મળવું જોઈએ આ બધું થાય તો જ ભવિષ્યના નેતાઓને ઘડી શકે એવી શક્તિવાળા વિદ્યાર્થીઓ અને તેમના માબાપમાં પોતાની શક્તિથી માન અને પ્રેરણા જગાવે એવા ચારિત્ર્યવાન અને સમગ્ર લોકજીવનને વેગ આપી શકે એવા ચેતનવંતા માણસો શિક્ષક થવા તત્પર થાય પોતાનું કાર્ય યોગ્ય રીતે કરી શકે એ માટે આ શિક્ષકોએ શાળા બહારના જીવન સાથે પણ સતત સંસર્ગમાં રહેવું પડશે.

૫ આજે બધી રીતે જોઈએ તો આવી જાતના શિક્ષણ માટે સમસ્ત ગુજરાતમાં અમદાવાદ સૌથી યોગ્ય અને અનુકૂળ સ્થાન છે ગુજરાતનો પૂર્ણ વિકાસ એ નવા ભણતરનું ધ્યેય હોઈ અમદાવાદમાં એક સ્વતંત્ર યુનિવર્સિટી આવશ્યક છે એને હું રાષ્ટ્રિય યુનિવર્સિટી નહિ પણ પ્રજાકીય યુનિવર્સિટી કહીશ તો મારો ભાવાર્થ આપ સત્વર સમજી શકશો આવી યુનિવર્સિટીનું લક્ષ સંખ્યા પર નહિ પણ ગુણ પર રાખવું પડશે પ્રાથમિક અને માધ્યમિક કેળવણીમાં સંખ્યા એ બહુ અગત્યની વસ્તુ છે, એથી જ એને ફરજિયાત બનાવવાની માગણી ઠેર ઠેર થઈ રહી છે પણ ઉચ્ચ કેળવણી, જે આપવાનું યુનિવર્સિટીનું ખરું કર્તવ્ય હોય છે, તેમાં સંખ્યા કરતાં ગુણ પર જ વધુ આધાર રાખવો જોઈએ અલબત્ત, એમાં પણ સંખ્યા પર કૃત્રિમ મર્યાદાઓ બાંધવી કે ઉચ્ચ કેળવણી માટે અમુકથી વધારે વિદ્યાર્થીઓ દાખલ ના કરવા એમ મારું કહેવું નથી મારું કહેવું એટલું જ છે કે ગુણોને ભોગે સંખ્યા વધે એ અમને ? ઉચ્ચ કેળવણીમાંથી યોગ્ય ફાયદો લઈ શકે, અને એમાં વપરાતા પૈસાનો, શક્તિનો કે સમયનો સમાજને પૂરતો બદલો આપી શકે એવી વ્યક્તિઓ કુદરતી રીતે જ ઓછી હોય છે, એટલે જો આ નવી યુનિવર્સિટી લાયકાત પર જ ધ્યાન આપે તો તેથી આજના કરતાં તે વિદ્યાર્થીઓની સંખ્યા ઘટવાની આમ થાય એમાં શિક્ષણસંસ્થાઓને પેઢીની જેમ ચલાવતી આજની શિક્ષણમંડળીઓને આર્થિક ગેરલાભ થશે, તેમ જ એમના વ્યવસ્થાપકોની સત્તા વધારવાની વૃત્તિ પર અંકુશ પડશે હમણાં જ મહારાષ્ટ્ર યુનિવર્સિટી કમિટીએ પૂના માટે એક જુદી યુનિવર્સિટીની ભલામણ

કરી છે. પૂનામાં ઘણી કૉલેજો છે, જુદાજુદા વિષયો ત્યાં શીખવાય છે એ ફાયદો છે, પણ તેની સાથે એ વસ્તુસ્થિતિમાં ગેરલાભ રહેલો છે. તે એ કે નવી યુનિવર્સિટી આ અત્યારની કૉલેજોની નીતિને અનુસરી સંખ્યા પર જ ધ્યાન આપે અને શિક્ષણનું ઉચ્ચ ધ્યેય ભૂલી જાય. આજે સ્વાર્થત્યાગ અને અર્પણની ભાવના પર યોજાયેલી કહેવાતી કેળવણીની સંસ્થાઓમાં સામાન્ય લાયકાતવાળા પ્રોફેસરો અને શિક્ષકો વધારે જોવામાં આવે છે. એ સંસ્થાઓ વિદ્યાર્થીઓની સંખ્યા વધારે ને વધારે લેવામાં પાછું વાળી જોતી નથી, મકાનો પાછળ પુષ્કળ પૈસા ખર્ચે છે, પણ શિક્ષકોને—Staff–ને આજના જમાનાને અનુલક્ષી સરખું જીવનધોરણ જાળવવા પૂરતું વેતન આપતી નથી. અમદાવાદમાં હજુ કૉલેજોની સંખ્યા પ્રમાણમાં ઓછી છે, અને અમદાવાદ એજ્યુકેશન સોસાયટી પણ હજુ નવી જ છે એ મારે મન ફાયદો છે, ગેરફાયદો નથી. આપણે હજુ ખોટી દિશામાં એટલા આગળ વધ્યા નથી કે નવેસરથી સુધારણા ન કરી શકીએ.

જે યુનિવર્સિટીની રૂપરેખા હું આપ સમક્ષ દોરી રહ્યો છું એ યુનિવર્સિટી કેવી જાતની હોવી જોઈએ, એ માત્ર જુદી જુદી ગુજરાતની શિક્ષણસંસ્થાઓને પોતાની સાથે જોડી એના ઉપર સામાન્ય દેખરેખ રાખી માને ( એટલે કે Federal typeની હોય ) કે એ પોતે જ શિક્ષણની જવાબદારી પોતાને માથે લઈ જાતે ઉચ્ચશિક્ષણની સગવડો આપે ( એટલે કે Unitary typeની હોય ) એ વિષય પર મતભેદને સ્થાન છે. કદાચ સારામાં સારો રસ્તો એ છે કે અમદાવાદ શહેર માટેના શિક્ષણની જોખમદારી યુનિવર્સિટી પોતે જ લઈ અમદાવાદની બહારની સંસ્થાઓને આ યુનિવર્સિટીમાં જોડવાની છૂટ આપે. હાલ મુંબઈ યુનિવર્સિટીના સંબંધમાં બને છે તેમ આ યુનિવર્સિટી સાથે જોડાયેલી સંસ્થાઓએ અમુક શરતો પાળવી પડે; પણ શિક્ષણના નવા ઉચ્ચ આદર્શને લીધે મુંબઈ યુનિવર્સિટી કરતાં આ શરતો વધુ કડક હોય અને સંસ્થાઓ ઉપર દેખરેખ પણ વધુ સખત રખાય, એટલે ઓછામાં ઓછા પગારે જેવી તેવી લાયકાત ધરાવતા શિક્ષકો રાખવાની વૃત્તિ ધરાવનારી વેપારીવૃત્તિવાળી સંસ્થાઓનું આ યુનિવર્સિટીમાં સ્થાન નહિ રહે એ મુદ્દા પર હું ભાર મૂકવા ઇચ્છું છું. શિક્ષણમંડળીઓની દૃષ્ટિ વિશાળ હોવી જોઈએ, એમની નીચેની સંસ્થાઓમાં પ્રોફેસરોનું સ્થાન ખરેખર ઊંચુ હોવું જોઈએ, તેમાં પ્રિન્સિપાલ અને સ્ટાફનો તેમ જ શિક્ષકો અને વિદ્યાર્થીઓનો સંબંધ પરસ્પર મૈત્રીનો હોવો જોઈએ. એમ ન હોય તો વેપારી સંસ્થાઓની નોકરીમાં અને શિક્ષણમંડળીની કૉલેજોમાં કામ કરવામાં શો ફેર ? તે ઉપરાંત શિષ્યોની સંખ્યાના પ્રમાણમાં શિક્ષકોની સંખ્યા હાલના કરતાં વધુ હોવી જોઈએ. ૧૫૦ થી ૨૦૦ અથવા તેથી વધુ મોટા વર્ગને વ્યાખ્યાનો દ્વારા શિક્ષણ આપવાની પદ્ધતિથી યોગ્ય શિક્ષણ અપાતું નથી તે અનુભવસિદ્ધ વાત છે. વર્ગો નાના જોઈએ તેમ જ વ્યાખ્યાનમાં સમજાવેલા વિષયો બરાબર સમજાયા છે કે નહિ તેની ઝીણવટથી ચર્ચા કરવાની યોગ્ય સગવડ જોઇએ. તે માટે વધુ મદદનીશ શિક્ષકોની જરૂર પડે. વળી શિષ્યોએ કૉલેજોમાં જ મોટે ભાગે હોસ્ટેલમાં સાથે રહી શિક્ષકોની દેખરેખ નીચે અભ્યાસ કરવાની પદ્ધતિથી વધુ ફાયદો થવા સંભવ છે. આવી ‘ Tutorial system ’ માટે પણ શિક્ષકોની સંખ્યા વધુ પ્રમાણમાં જોઈએ. હું આશા રાખું છું કે અમદાવાદ માટે જે નવી યુનિવર્સિટીની હું વાત કરું છું તેનો આદર્શ ઉચ્ચ પ્રકારની કેળવણી આપવાનો, સંશોધનને

ઉત્તેજન આપવાનો અને અત્યારના સંજોગોમા માર્ગદર્શક થઈ પડે એવા નેતાઓ તૈયાર કરી સેવા કરવાનો રહેશે.

આ આદર્શની સિદ્ધિ માટે માત્ર આર્ટ્સ કોલેજોથી નહિ ચાલે બીજા અનેક જાતના શિક્ષણ માટે પણ પૂરતી વ્યવસ્થા કરવી પડશે. ધારાશાસ્ત્ર, વિજ્ઞાન અને વેપારના શિક્ષણ માટે હમણા પણ થોડી સંસ્થાઓ અસ્તિત્વમા છે, એમનો યોગ્ય વિકાસ થાય, અને એમની આસપાસ આ કોલેજો માટે એક મોટી સંસ્થા ચલાવવામા આવે તો ચાલે આ ઉપરાંત, આપણે શિક્ષણની ઘણી નવી શાળાઓ ( Faculties ) અને કોલેજો તેમ જ સંશોધનમંડળો સ્થાપવા પડશે દાક્તરીવિદ્યા માટે અમદાવાદમા હાલ સારી ગોઠવણ નથી તે કરવી પડશે. તેજ પ્રમાણે, કળાભુવનો અને હુન્નર શીખવાની સંસ્થાઓ ( Polytechnics ) તેમ જ કૃષિવિદ્યાની શાખાઓ આ નવી યુનિવર્સિટીએ કાઢવી પડશે મહાગુજરાતના ખાસ પ્રશ્નોના ઉકેલ માટે સંશોધનવ્યવસ્થા પણ આ યુનિવર્સિટીએ જ કરવી પડશે. અખિલ હિંદના પ્રશ્નોના અભ્યાસ અને સંશોધનમા આ યુનિવર્સિટીએ આજ છે તે કરતાં ઘણી વધુ સગવડો આપવી પડશે આ ઉપરાંત, બિનવિદ્યાર્થી પણ અભ્યાસીવર્ગને પોતાના જ્ઞાન અને રસ ખીલવવાની પૂરી તક મળે એવી ગોઠવણ કરવાની પણ યુનિવર્સિટીની ફરજ રહેશે સ્વાભાવિક રીતે જ અમદાવાદ યુનિવર્સિટીમા ગુજરાતી ભાષાના અભ્યાસ ઉપર પૂરતો ભાર મુકાશે, અને એ માટે બને ત્યાંસુધી સ્વભાષાદ્વારા જ શિક્ષણ આપવા એ બંધાયેલી રહેશે ગુજરાતી ભાષાને શિક્ષણનું વાહન કેટલે અંશે તત્કાળ બનાવી શકાય તે, એકપક્ષે એ ભાષા અને સાહિત્યની બધી શક્તિ અને અશક્તિના પૂરા જાણકાર અને બીજે પક્ષે જુદાજુદા વિષયોના નિષ્ણાતોના સહકારથી જ નક્કી કરી શકાય પણ શરૂઆતના સમયમા બધો શિક્ષણવ્યવહાર ગુજરાતીમા જ કરવો એવો ખોટો હઠાગ્રહ રાખવાની જરૂર નથી એ સમય પૂરતુ તો અંગ્રેજીનુ મહત્ત્વ સ્વીકારવુ પડશે જુદાજુદા વિષયોના પાઠ્યપુસ્તકો ગુજરાતીમા રચાતા જાય અને ભાષાની ખીલવણી થતી આવે, તેમ તેમ એ વિષયોમાં ગુજરાતી ભાષા પોતાનુ સ્થાન લેતી જાય એ ક્રમ, મને અત્યારે કુદરતી લાગે છે જગતના મહાન ગ્રંથો ગુજરાતીમા મળે તે માટે યોગ્ય અનુવાદો થાય એવી વ્યવસ્થા તરત જ કરવી જોઇએ હુ માનું છુ કે આ કામમા તમારી સોસાયટી અગત્યનો ભાગ ભજવી શકે, અને એ રીતે ગુજરાતની નવી યુનિવર્સિટી માટે તૈયારી કરવામા સહાયરૂપ થાય

આ નવી યુનિવર્સિટીની આર્થિક બાજૂ વિશે એક વાત સમજવી જરૂરી છે, અને તે એ કે આવી યુનિવર્સિટી બીજી સંસ્થાઓને ખાલી સાંકળની સંસ્થા કરતા કે હલકા ધોરણથી અને લાયકાતથી ચલાવી દેતી સીધી શિક્ષણ આપતી યુનિવર્સિટી કરતા પણ વધુ મોંઘી અને ખર્ચાળ નીવડશે નવી યુનિવર્સિટીમા ઓછા વિદ્યાર્થીઓથી જ ચલાવવુ પડશે વળી ઉચ્ચ લાયકાતવાળા જ વિદ્યાર્થીઓને આમા લેવા હોય તો ગરીબ વિદ્યાર્થીઓ માટે મફત ભણતરની સગવડ કરવી પડશે, એટલે ફીમાથી કે પરીક્ષામાથી હાલ કરતા બહુ ઓછી આવક થશે સાધનસામગ્રી પર, શિક્ષકો પર, તેમ જ શિષ્યવૃત્તિઓ પાછળ આજના કરતા ઘણો વધારે ખર્ચ કરવો પડશે પણ આ ખર્ચ અનિવાર્ય છે, અને ગુજરાતીઓએ એને કીમતી " National Investment " તરીકે સમજવુ જોઈએ આ મૂડીનું વ્યાજ ભલે રૂપિયા, આના અને પાઈમા ના મળે, ભલે અંદાજપત્રકમા એ

ઉધારખર્ચમાં લખી વળાય, પણ એમાંથી ઘણી સુંદર આવક ગુજરાતને મળશે એ બાબતમાં મને જરાયે અંદેશો નથી. આવા ઉમદા આદર્શ માટે ગુજરાતના તાલેવરો અને અમદાવાદના કરોડપતિઓ યોગ્ય સહાય આપવા તૈયાર થશે એવી આશા મને છે. આવી યુનિવર્સિટીને પ્રાંતીય સરકાર તરફથી તેમ જ દેશી રાજસત્તાઓ તરફથી વર્ષાસનો મળશે એવી અપેક્ષા અસ્થાને નહિ કહેવાય, પણ ખરું તો, ખાનગી વ્યક્તિઓ તરફથી બહોળું ભંડોળ મળે, તો જ આ યુનિવર્સિટી પોતાનું કર્તવ્ય બરાબર બજાવી શકે. આવી આદર્શ યુનિવર્સિટી સ્થાપવા અને ચલાવવા અમદાવાદ સિવાય બીજું કયું શહેર ગુજરાતમાં કે આખા દેશમાં શક્તિવાન છે? ગુજરાતની અને ખાસ કરીને અમદાવાદની સંપત્તિનો આથી સારો ઉપયોગ કયો થઇ શકે?

૬. મેં પાછળ રૂપરેખા દોરી તેવી યુનિવર્સિટીની સ્થાપના કરવાની પ્રાથમિક તૈયારીમાં તેમ જ એની સ્થાપનાના કાર્યમાં આપની સંસ્થા જેવી જૂની અને પ્રતિષ્ઠિત સંસ્થાઓ ઘણું કરી શકે. તે લોકમત કેળવી શકે, ફંડ ઉઘરાવી શકે તેમ જ નવી યુનિવર્સિટીની સ્થાપનામાં અને અનેક ઝીણી બાબતો પર નિર્ણય કરવાનો હોય તે બધા પર વિચાર શરૂ કરે. આ સંસ્થા હવે નવી વિચારસરણી ગ્રહણ કરી ભાવી ગુજરાતની સાંસ્કૃતિક પ્રગતિમાં તેણે શો હિસ્સો આપવાનો છે તે નક્કી કરે. હું જાણું છું કે યુનિવર્સિટીની સ્થાપનાની વાત કરવી સહેલી છે, પણ એ કાર્યની સિદ્ધિ અઘરી છે. મહાત્મા ગાંધીજીની અનેક સેવાઓમાં રાષ્ટ્રિય યુનિવર્સિટીની યોજના મારે મન બહુ મોટી સેવા છે. અમદાવાદની એ ગુજરાત વિદ્યાપીઠે શરૂઆતનાં થોડાં વર્ષોમાં જે સંગીન કાર્ય કરી બતાવ્યું તે તમારાથી અજાણ્યું નથી. આજે એ વિદ્યાપીઠના ઘણાખરા સ્નાતકો એક કે બીજી રીતે, પોતાના સ્વાર્થને પડતો મૂકી, દેશની પ્રજાની સેવા કરી રહ્યા છે. હું જે સ્નાતકોના પરિચયમાં આવ્યો છું તેટલા ઉપરથી કહી શકું કે એમનું માનસ જ આપણી યાન્ત્રિક યુનિવર્સિટીના ગ્રેજ્યુએટો કરતાં જુદું જ હોય છે. પણ આ ગુજરાત વિદ્યાપીઠનો અખતરો થોડો જ સમય ચાલ્યો, કારણ કે તેના સંચાલકોના હાથ પર બીજાં ઘણાં કામો હતાં અને છે, અને દેશના રાજકીય સંજોગો પણ સર્વથા અનુકૂળ નહોતા. હવે જમાનો બદલાયો છે, પ્રજા નવી જાતની કેળવણી માગે છે, સરકાર પણ હવે તેની જરૂરિયાત સ્વીકારે છે, એટલે જો લાયક કેળવણીકારો આ કાર્ય હાથમાં લે તો તે અવશ્ય પાર પડી શકે. માટે જ હું કહું છું કે તમારી સંસ્થાએ આ કામ માથે ઉપાડી લેવું જોઇએ.

સભ્યો મને માફ કરે પણ સાથે સાથે બીજી એક વાત કહી દઉં. મને આ સંસ્થાનું એક વલણ બહુ વિચિત્ર લાગ્યું છે. હજુ પણ આપની સંસ્થા 'ગુજરાત વર્નાક્યુલર સોસાયટી' કહેવાય છે. આ 'વર્નાક્યુલર' શબ્દ એના આદ્ય સ્થાપક ફોર્બ્સના મોંમાં યોગ્ય હતો; સમયના પ્રવાહને માન આપી દલપતરામ જેવા મહાન ગુજરાતીઓને એ ચલાવી લેવો પડ્યો એ સમજી શકાય એવી વાત છે. પણ આજના જમાનામાં એ 'વર્નાક્યુલર' શબ્દ તો ખૂંચે છે. 'નામમાં તે વળી શું?' એવું વલણ અને જૂનાં નામો બને ત્યાંસુધી નહિ બદલવાની વૃત્તિ સામાન્ય રીતે ઉત્તેજનપાત્ર છે, પણ આ શબ્દમાં તો આપણી હલકી સ્થિતિ અને અંગ્રેજી ભાષાની સર્વોપરિતાનું ગુમાનભર્યું સૂચન છે. આ નામ જેમ જલદી ફેરવી નાંખવામાં આવે તેમ સારું. તમારી સંસ્થાનો આદર્શ, મેં પહેલાં કહી તેવી જાતની યુનિ-

વર્સિટી અસ્તિત્વમા લાવવાનો રહે આજે પણ તમારે ત્યા ગુજરાતી ભાષાના અભ્યાસને લગતું સશોધન ચાલે છે, અને મને કહેવામા આવ્યુ છે કે એ વિભાગ—Department સારુ કામ કરે છે અને એનું ભાવિ ઉજ્જ્વળ છે એવા જ ક્ષેત્રોમા કામ કરતી બીજી સસ્થાઓનો કે સમિતિઓનો સહકાર મેળવવો એ પણ આપની સસ્થાનુ ધ્યેય હોવુ જોઇએ આ સહકાર મેળવીને જો ચળવળ ઉપાડવામા આવે તો લોકોના હૃદયમા ગુજરાતની એકતાનુ ભાન જાગ્રત થાય અને નવી યુનિવર્સિટી માટે ઝખના જાગે આ કામ શીઘ્ર થવુ જોઇએ જો આ બાબત ઉપર ટૂક સમયમા વિચાર નહિ થાય તો લડાઇ પછીના વખતમા આવતી ઉત્તમ તકો ગુજરાતીઓ ગુમાવશે, એટલું જ નહિ પણ આજનુ એમનુ અગ્રસ્થાન પણ જોખમાશે એ ચોક્કસ છે ગુજરાતને આ બાબતમા વિચાર કરતો કરવાની ફરજ અને હક આ સસ્થાનો છે

ગુજરાતની આબાદી વધારવાને અને સાચવવાને યોગ્ય આર્થિક યોજના તથા તેને અગે આર્થિક તપાસ કરવાની જરૂરિયાત સમસ્ત ગુજરાતના આગેવાનો સમજી વખતસર પગલા લેશે એવી આશા રાખુ છુ તથા તે માટે નેતાઓ અને કાર્યકર્તાઓ તૈયાર કરવા માટે એક આદર્શ યુનિવર્સિટી અમદાવાદમા સ્થપાય એમ સર્વ કોઈ ઇચ્છે જ. અમદાવાદની સપત્તિ ગુજરાતની સેવામા આવી રીતે રોકાય તે જોવા અમદાવાદની પ્રજા જરૂર સમજપૂર્વક ભર્યો પ્રયાસ કરશે એવી આશા રાખુ છુ

સ્વ૦ ભિક્ષુ અખંડાનંદજીના સ્મરણાર્થે સસ્તું સાહિત્ય વ૦ કા૦નાં

# પુસ્તકો સસ્તા મૂલ્યે મેળવવાની નવી યોજનાઓ

ગયા વર્ષે સદ્દગત સ્વામીજીની પુણ્યતિથિ નિમિત્તે આ સંસ્થા તરફથી લાયબ્રેરીની બે યોજનાઓ જાહેર થઈ હતી. એ જ રીતે આ વરસે સખત મોંઘવારી છતાં **બે સેટ** ઘણા જ સસ્તા મૂલ્યે આપવાનું જાહેર કરવામાં આવે છે. એ પૈકીના સેટ નં. ૧ નાં રૂ. **૧૩૯–૦–૦ નાં નીચેનાં ૬૮ પુસ્તકો માત્ર રૂ. ૧૦૦)માં** મળશે. પુસ્તકો રેલ્વે પારસલથી મોકલાશે. પેકિંગ તથા મુકાદમી સારૂ ગણીને અમદાવાદ સ્ટેશન સુધીની ડિલિવરી ફ્રી અપાશે.

**આ યોજના ૨૮–૧૨–૪૩ થી તા. ૧૫–૧–૧૯૪૪ સુધી ખુલ્લી રહેશે.** જોઈતા સેટનો નંબર તથા તેનાં નાણાં મોકલી ઉપલી મુદત સુધીમાં પોતાનું નામ નોંધાવી લેવા વિનંતિ છે; કેમકે મુદત વિત્યા પછી આ સેટો મળશે નહિ.

## સેટ નંબર ૧

| | | | |
|---|---|---|---|
| **યોગવાસિષ્ઠ મહારામાયણ** –૪ ગ્રંથમાં | ૧૨–૦ | **રામચંદ્ર દત્ત ને નાગમહાશય** | ૧–૦ |
| **માનસ રામાયણ**–બે ગ્રંથમાં | ૫–૪ | **મહાત્મા સર્યુદાસ**–ત્રણ ચરિત્રો | ૦–૧૦ |
| **ભગવતી ભાગવત**–૨૭ આવૃત્તિ | ૬–૦ | **ભક્તચરિત્ર**–૨૯ ભક્તોનાં ચરિત્રો | ૧–૮ |
| **દત્ત–પરશુરામ**–વેદાંતનો ગ્રંથ | ૨–૦ | **આદર્શ ચરિત્રસંગ્રહ**–૨ જો | ૨–૮ |
| **પાતંજલ યોગસૂત્ર** ... ... | ૧–૦ | **આગળ ધસો** ... ... | ૨–૮ |
| **તુકારામ ગાથા**–૨ ગ્રંથો | ૪–૧૨ | **આદર્શ દૃષ્ટાંતમાળા**–બે ગ્રંથો | ૪–૦ |
| **સ્વામી રામતીર્થ**–૩ ગ્રંથો | ૮–૦ | **કેતલણાનું** ... ... ... | ૨–૪ |
| **સ્વામી વિવેકાનંદ**–૪ ગ્રંથો | ૮–૧૨ | **ગુલસંગ્રહ**–ભાગ ૨ તથા ૯ મો | ૫–૦ |
| **આખ્યાનમાળા**–બે ગ્રંથમાં | ૪–૪ | **બાળકોની વાતો**–ભાગ ૨ જો | ૦–૮ |
| **વૈદિક વિનય**–૩૬૦ વૈદિક પ્રાર્થના | ૩–૧૨ | **ભારતના વીરપુરુષો** ... | ૧–૪ |
| **મહાભારત મંજરી** ... | ૩–૦ | **વિભુની વાટે** અને **રામાયણની રત્નપ્રભા** ... | ૦–૪ |
| **પઢિયારકૃત સ્વર્ગનું વિમાન કૂંચી, ખજાનો, પ્રકાશ, સીડી** સડક વગેરે દશ પુસ્તકોનો સેટ | ૨૦–૦ | **સુબોધપુષ્પવાટિકા** ... | ૦–૫ |
| **ગામડિયા નરદેવો** ... ... | ૧–૬ | ઉપદેશસારસંગ્રહ ... | ૧–૦ |
| **હૃદયતરંગ ને બ્રાહ્મણની ગૌ** | ૧–૦ | **ટૂંકી વાર્તાઓ**–ભાગ ૧, ૨, ૬ | ૬–૦ |
| **પ્રીતમદાસની વાણી** ... | ૨–૮ | **મૂળ પંચરત્ન ગીતા**–મોટી | ૧–૨ |
| **બુદ્ધચરિત્ર–અન્ય સંતપુરુષો** | ૨–૦ | **મૂળ સૂળ ગીતા**–મોટી ... | ૦–૧૦ |
| રામકૃષ્ણ પરમહંસ–ચરિત્ર | ૨–૮ | **ગીતા માત્ર ગુજ૦ ભાષાંતર** | ૦–૪ |
| **સંત તુકારામ**–વિસ્તૃત ચરિત્ર | ૨–૮ | **સંસારમાં સુખ ક્યાં છે?** ... | ૧–૦ |
| **ચૈતન્યમહાપ્રભુ**–ત્રણ ગ્રંથો | ૬–૮ | **હાસબોધ** ... ... ... | ૨–૦ |
| **જ્ઞાનેશ્વર મહારાજ** તથા **સંત એકનાથ–ચરિત્રો** | ૨–૮ | **મુસ્લિમ મહાત્માઓ** ... | ૨–૪ |
| પ્રહ્લાદ અને શિવાનંદ–ચરિત્રો | ૧–૬ | **કચ્છની લોકવાર્તા** ... | ૨–૦ |
| | | **જ્ઞાનપટ, સોપાનપટ** ... | ૦–૧ |

**કુલ પ્રત ૬૮ : કુલ રૂ. ૧૩૯–૦**

આમ રૂ. ૧૩૯–૦–૦નાં **૬૮ પુસ્તકોનો સેટ** માત્ર રૂ. ૧૦૦)માં મળશે. આ ૬૮ પુસ્તકોનાં પાન કુલ ૩૪૧૮૨ થાય છે. અને તેનું વજન લગભગ ૮૪ રતલ છે. આજે આ મૂલ્યમાં એટલા કોરા કાગળો પણ નહિ મળે.

**સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય** ઠે. ભદ્ર પાસે, **અમદાવાદ** / કાલબાદેવીરોડ, **મુંબઈ–૨**

યોજના નં. ૨ માટે પાછળ જુઓ →

સ્વ૦ ભિક્ષુ અખંડાનંદજીના સ્મરણાર્થે સસ્તુ સાહિત્ય વ૦ કા૦ નાં

# પુસ્તકો સસ્તા મૂલ્યે મેળવવાની નવી યોજનાઓ

ગયા વર્ષે સદ્ગત સ્વામીજીની પુણ્યતિથિ નિમિત્તે આ સંસ્થા તરફથી લાયબ્રેરીની બે યોજનાઓ જાહેર થઈ હતી એ જ રીતે આ વર્ષે સખત મોંઘવારી છતાં **બે સેટ** ઘણા જ સસ્તા મૂલ્યે આપવાનું જાહેર કરવામાં આવે છે તે પૈકીના સેટ નં. ૨ નાં **રૂ. ૧૩૨-૧-૦ નાં ૫૮ નીચેનાં પુસ્તકો માત્ર રૂ. ૧૦૦)માં** મળશે પુસ્તકો રેલ્વે પાર્સલથી મોકલાશે પેકિંગ તથા મુકાદમી માફ ગણીને અમદાવાદ સ્ટેશન સુધીની ડિલિવરી ફ્રી અપાશે

**આ યોજના ૨૮-૧૨-૪૩ થી તા. ૧૫-૨-૧૯૪૪ સુધી ખુલ્લી રહેશે.** જોઈતા સેટનો નંબર તથા તેના નાણાં મોકલી ઉપલી મુદત સુધીમાં પોતાનું નામ નોંધાવી લેવા વિનંતિ છે કારણ કે મુદત વિત્યા પછી આ સેટો મળશે નહિ

## સેટ નંબર ૨

| | |
|---|---|
| સંપૂર્ણ મહાભારત—૭ ભાગો | ૬૫-૦ |
| ઉપનિષદો (૧૧૨)—બે ભાગ | ૬-૦ |
| તુલસીકૃત રામાયણ—બે ગ્રંથ | ૭-૮ |
| વાલ્મીકિ રામાયણ—બે ગ્રંથ | ૫-૮ |
| શ્રીમદ્ ભાગવત—બે ગ્રંથ | ૮-૦ |
| મનુસ્મૃતિ .. . | ૩-૦ |
| શ્રીજ્ઞાનેશ્વરી ભગવદ્ગીતા | ૬-૦ |
| હું કોણ? લે૦ સ્વામી માધવતીર્થ | ૨-૦ |
| આર્યોના સંસ્કાર ,, ... | ૨-૦ |
| સુબોધરત્નાકર . . | ૦-૧૨ |
| આર્યધર્મનીતિ ને ચાણક્યનીતિસાર | ૦-૮ |
| વિષ્ણુસહસ્ર નામાવલિ દર્શન | ૦-૬ |
| સંત કબીર—પદો વિવેચન સાથે | ૧-૦ |
| ભજનસાગર . | ૨-૮ |
| ગુજરાતની ગઝલો . | ૧-૦ |
| શ્રીમદ્ ભગવદ્ગીતા(નીલકંઠી) | ૧-૧૦ |
| શ્રીપંચરત્નગીતા (શ્રીધરી) | ૧-૧૦ |
| મૂળમૂળગીતા—મધ્યમાક્ષર | ૦-૮ |
| આદર્શ ચરિત્રસંગ્રહ—ભા ૧લો | ૧-૧૦ |
| ભારતની દેવીઓ—ત્રણ ગ્રંથો | ૯-૦ |
| દયાળુ માતા ને સદ્ગુણી પુત્રી | ૦-૬ |
| બિરબલ અને બીજા .. | ૧-૮ |
| જીવન્મુક્તિવિવેક | ૧-૬ |
| અષ્ટાવક્રગીતા . .. | ૦-૮ |
| અખાની વાણી . . | ૨-૬ |
| કલ્યાણમયી—લે૦ ડુંગરશી સંપટ | ૧-૦ |
| વીર દુર્ગાદાસ ને મારુ સરદારો | ૦-૮ |
| સુબોધ કથાસાગર . . | ૨-૦ |
| ભાગ્યના સ્રષ્ટાઓ ... | ૨-૮ |
| સુખી જીવનનાં સાધન ... | ૧-૮ |
| શુભસંગ્રહ—ભાગ ૧ લો | ૦-૬ |
| આર્યભિષક્ (હિંદનો વૈદ્યરાજ) | ૪-૦ |
| વૈદકસંબંધી વિચારો—બે ભાગ | ૩-૧૨ |
| આયુર્વેદ નિબંધમાળા બે ભાગ | ૬-૬ |
| આરોગ્ય વિષે સામાન્ય જ્ઞાન | ૦-૬ |
| આરોગ્ય ને ખોરાક | ૧-૦ |
| ટૂંકી વાર્તાઓ (ભાગ ૫ મો) | ૧-૪ |
| ભારતીય નીતિકથાઓ | ૦-૮ |
| સુબોધક નીતિકથાઓ | ૦-૫ |
| સદ્ગુણી બાળકો | ૦-૬ |
| બાળસદ્બોધ . . . | ૦-૬ |
| બાળકોની વાતો—ભાગ ૧ લો | ૦-૩ |
| રામકૃષ્ણ—(ચિત્ર) . | ૦-૨ |
| ચૈતન્ય મહાપ્રભુ (ચિત્ર) | ૦-૨ |
| સંવત ૨૦૦૦નું પંચાંગ | ૦-૬ |
| તુકા મ્હણે—મરાઠી અભંગો | ૦-૫ |
| કુલ પ્રત ૫૮ | કુલ રૂ. ૧૩૨-૧ |

આ રૂ. ૧૩૨-૧-૦ના ૫૮ પુસ્તકોનો સેટ માત્ર રૂ. ૧૦૦)માં મળશે આ ૫૮ પુસ્તકોના પાન કુલ ૨૬૫૪૮ થાય છે અને તેનું વજન લગભગ ૭૮ રતલ છે આજે આ મૂલ્યના એટલા કોરા કાગળો પણ નહિ મળે

**સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય** } ઠે. ભદ્ર પાસે, અમદાવાદ
કાલબાદેવીરોડ, મુંબઈ-૨